# ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ

[ અ. જે. સી. કુમારપ્પાના 'વ્હાય ધ વિલેજ મૂવમેન્ટ'નો અનુવાદ ]

અનુવાદક

નગીનદાસ પારેખ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ



પહેલી આવૃત્તિ : પ્રત ૨,૨૦૦

બે રૂપિયા

સપ્ટેમ્બર, ૧૯૪૫

# પ્રકાશકનું નિવેદન

અધ્યાપક જે. સી. કુમારપ્પાનું લખેલું અંગ્રેજી પુસ્તક 'વ્હાય ધ વિલેજ મૂવમેન્ટ?' પ્રથમ ૧૯૩૬ની સાલમાં પ્રસિદ્ધ થયું હતું. ૧૯૩૮માં તેની બીજી આવૃત્તિ પરથી તેનું ગુજરાતી કરીને અ૦ ભા૦ ગ્રામોદ્યોગ સંઘ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. ત્યાર પછી ૧૯૪૫ની સાલ સુધીમાં મૂળ અંગ્રેજી પુસ્તકની બીજી બે આવૃત્તિઓ થઈ. તે દરેક આવૃત્તિમાં કંઈ ને કંઈ સુધારાવધારા અને ઉમેરા લેખકે કર્યા છે. છેલ્લી આવૃત્તિ યુરોપના મહાયુદ્ધનાં પરિણામો પ્રત્યક્ષ થયાં તે પછી લખાઈ તેથી તેને અંગે પુસ્તકની મૂળ રજૂઆતને ઘણું સમર્થન મળ્યું છે એમ અ. કુમારપ્પા ચોથી આવૃત્તિની પ્રસ્તાવનામાં જણાવે છે તે યથાર્થ છે.

બીજી આવૃત્તિ પરથી થયેલું ગુજરાતી ભાષાંતર ક્યારનું ખપી ગયું હતું, તેથી આ પુસ્તકની ઉપયોગિતા જોતાં, અને હાલમાં રચનાત્મક કાર્યક્રમની અને અહિંસક સમાજની જે ચર્ચા નવા ઉત્સાહથી શરૂ થઈ છે તે જોતાં તેનું ચોથી આવૃત્તિ પરથી ફરીથી ગુજરાતી કરીને અમે પ્રસિદ્ધ કરીએ છીએ. તે ગુજરાતના સામાન્ય વાચકોને અને ખાસ કરીને રચનાત્મક કાર્યકર્તાઓને ઉપયોગી થશે એવી આશા છે.

૨૦–૯–'૪૫

# ઉપોદ્ઘાત

(ત્રીજી આવૃત્તિનો)

'ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ'ની ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવાની જરૂર પડી એ એક શુભ ચિહ્ન છે. એનો અર્થ એ થયો કે એવા એક પુસ્તકની જરૂર હતી, અને તે એ પૂરી પાડે છે. ગ્રામોદ્યોગ પ્રવૃત્તિની જરૂર અને વહેવારુપણા વિષે દર્શાવવામાં આવેલી લગભગ બધી જ શંકાઓનું પ્રો. જે. સી. કુમારપ્પાએ સમાધાન કર્યું છે. કોઈ પણ ગ્રામપ્રેમીને આ પુસ્તક વગર રહેવું પાલવે તેવું નથી. જેને શંકા હોય એવાં બધાં માણસોએ પોતપોતાની શંકાઓનું નિરાકરણ મેળવી લેવું જોઈએ. 'કરવા જેવું કામ તો એક જ છે કે ગામડાંઓનો નાશ કરવો અને હિંદુસ્તાનમાં આમતેમ થોડાં શહેરો વસાવવાં તથા ત્યાં અત્યંત કેન્દ્રિત ઉદ્યોગો ચલાવવા એટલે બધાંને ભરપૂર મળી રહેશે એટલું જ નહીં, વધશે પણ ખરું.' એવી જેમણે પોતાના મન સાથે ગાંઠ વાળેલી છે તેમને આ પુસ્તક કશા કામનું નથી. સદ્ભાગ્યે એવા વિનાશવાદીઓ હજી ઝાઝા નથી. નિરાશાના મોજાને ફેલાતું અટકાવવાને અણીને વખતે જ આ ગ્રામ-પ્રવૃત્તિ આવી પહોંચી છે કે શું, એવું મને થાય છે. આ પુસ્તિકામાં એ પ્રશ્નનો જવાબ આપવાનો પ્રયત્ન કરવામાં આવેલો છે.

સેવાગ્રામ, **મો. ક. ગાંધી**

૨-૨-'૩૯

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃત્તિની હાથપ્રત લગભગ ત્રણ વરસ ઉપર ૧૯૪૨માં છાપવાને માટે તૈયાર થઈ ગઈ હતી; પણ લેખકને હિંદ રક્ષણધારા હેઠળ અટકમાં અને પાછળથી કેદમાં પૂરવામાં આવ્યા તેથી તેનું પ્રકાશન મોડું થયું છે. આ ગાળા દરમિયાન જગતના ઇતિહાસની રંગભૂમિ ઉપર મોટા મોટા બનાવો બની ગયા છે; અને તેમણે આ પુસ્તકમાં વિકેન્દ્રીકરણની તરફેણમાં રજૂ કરવામાં આવેલી ઘણી દલીલોનું સમર્થન કર્યું છે એટલું જ નહીં પણ તેને સપ્રયોગ સાબિત કરી આપી છે. રશિયા, ગ્રેટબ્રિટન અને અમેરિકા જેવા સામ્રાજ્યવાદી બળોની હારમાં જઈ બેઠું એ વાત નિર્વિવાદ સિદ્ધ કરે છે કે ઉદ્યોગોમાં કેન્દ્રીકરણ અને રાજકારણમાં લોકશાહી સાથે સાથે ચાલી શકતાં નથી. ખરેખર, સરમુખત્યારશાહી એ આર્થિક ક્ષેત્રનાં કાર્ટેલ અને ઇજારાઓનું રાજકીય સ્વરૂપ છે; બંનેની પાછળનું માનસ એક જ છે પણ તે ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રગટ થાય છે એટલું જ. વળી સંપૂર્ણ શસ્ત્રસજ્જ રહેવાથી શાંતિ અને સ્વતંત્રતા સલામત રહે તેની કંઈ ખાતરી નથી એવો લોકમત ઝપાટાભેર વધતો જાય છે. આ સંજોગોમાં ડગલે ને પગલે 'મેં નહોતું કહ્યું' એમ કહેવાનું પ્રલોભન સહેજે જાગે છે. આવા બહારના પુરાવાથી આ પુસ્તકનું જે કહેવાનું છે તે તો પૂરતું સાબિત થઈ ચૂક્યું છે, છતાં તે કાયમી મહત્ત્વનું હોવાથી અમે આ આવૃત્તિ ફરી વાર જનતા સમક્ષ ધરીએ છીએ.

આ આવૃત્તિમાં 'અર્થશાસ્ત્રની વિચારસરણીઓ' 'લોકોની આવક,' 'ધન : નૈતિક દૃષ્ટિએ' 'અહિંસક જીવન ધોરણ', અને 'સુયોજિત અર્થવ્યવસ્થા,' એમ પાંચ પ્રકરણો નવાં ઉમેર્યાં છે.

આ આવૃત્તિ પ્રગટ કરવાની રજા આપવા માટે અમે પહેલી ત્રણ આવૃત્તિઓના પ્રકાશક ધ હિંદુસ્તાન પબ્લિશિંગ કં. લિ. રાજાહમુંદ્રી,ના ઋણી છીએ. પુસ્તકના બહારના પૂંઠા ઉપરના મજાના ચિત્રને માટે અમે શ્રી. મહાદેવ સાતવળેકરના આભારી છીએ.

મગનવાડી,
વર્ધા,
૨૨-૨-'૪૫

જે. સી. કુમારપ્પા

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃત્તિ પ્રસિદ્ધ કરતી વખતે આખું લખાણ સુધારી જવાની અને ‘આર્થિક તપાસ અને આયોજન’ ઉપરનું પ્રકરણ ઉમેરવાની તક લેવામાં આવી છે.

પોતાના ઉપોદ્ઘાતથી આ આવૃત્તિને ધન્ય કરવાને માટે હું ગાંધીજીનો અત્યંત ઋણી છું.

મગનવાડી, જે. સી. કુમારપ્પા
વર્ધા, મ. પ્રાં.,
૫મી ફેબ્રુઆરી, ૧૯૩૯

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃત્તિમાં ઝીણા ઝીણા સુધારા વધારા ઉપરાંત ‘વસ્તુવિનિમય’ ‘જીવનની કેળવણી’ ‘પૌર્વાત્ય લોકશાહી’, અને ‘કેન્દ્રીકરણ વિ૦ વિકેન્દ્રીકરણ’ એ ચાર પ્રકરણો ઉમેરવામાં આવ્યાં છે.

મગનવાડી, જે. સી. કુમારપ્પા
વર્ધા,
૨૬મી ડિસેમ્બર, ૧૯૩૭

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

આપણી સામે ઊભેલી ગરીબાઈના ઉપાય તરીકે મૂડીવાદ અસરકારક નીવડ્યો નથી એવો અસંતોષ દુનિયાભરના વિચારવાન માણસોમાં વધતો જાય છે. ઉદ્યોગીકરણનો આધાર કાચો માલ સતત મળતો રહે અને તૈયાર માલને માટે તરત બજાર મળે એ વાતની ખાતરી ઉપર રહેલો છે. આથી કરીને એ પદ્ધતિ માટે પહેલી જરૂર એ વાતની હોય છે કે કાચા માલ ઉપર અને બજારો ઉપર કાબૂ મેળવવો, પણ એ હિંસા વગર મળતો નથી. સોવિયેટ સામ્યવાદે માનવીની અર્થપ્રવૃત્તિનો નફાનો હેતુ દૂર કર્યો છે, પણ કેન્દ્રિત ઉત્પાદન રાખ્યું છે; એટલે એમાં સત્તાના કેન્દ્રીકરણની જરૂર પડે છે અને એનો લોકોના હિતમાં વહીવટ કરવા માટે તો કેન્દ્રીભૂત ધનના વહીવટમાં પડે છે તેથી પણ વધુ ટ્રસ્ટીપણાની ભાવનાની જરૂર પડે છે. અહીં પણ કાચો માલ ભેગો કરવાની અને તૈયાર માલ વહેંચવાની મુશ્કેલીઓનો સામનો કરવાનો રહેશે જ. મૂડીવાદ અને સામ્યવાદ બંનેની વ્યવસ્થા ભૌતિક મૂલ્યો ઉપર રચાયેલી છે અને તે બંને ભૂલી જાય છે કે કેવળ અર્થપ્રેરિત માનવી જેવી વ્યક્તિનું અસ્તિત્વ જ નથી. એ પદ્ધતિઓમાં માનવતાની અને સંસ્કારિતાની અસરની ઉપેક્ષા કરવામાં આવે છે. પૂર્વની પ્રાચીન સંસ્કૃતિનો પાયો સાંસ્કૃતિક મૂલ્યો અને માનવની સાચી હાજતો ઉપર મંડાયેલો હતો. એ બે તત્ત્વો ઉપર અર્થવ્યવસ્થાની રચના કરવી હોય તો તે કેટલે અંશે શક્ય છે એ વિચારવાનો આ પુસ્તિકાનો હેતુ છે. માણસનું બંધારણ અટપટું છે. જે પદ્ધતિમાં શ્રમવિભાગનો સિદ્ધાંત પરાકાષ્ઠાએ પહોંચાડવામાં આવે છે, તેમાં એનો પૂર્ણ વિકાસ થઈ શકતો નથી. ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજકારણ, સામાજિક અને આર્થિક પ્રવૃત્તિઓ અને કૌટુંબિક સંબંધો એ બધાંને ભેગાં કરીએ ત્યારે સાંસ્કારિક મનુષ્યનો વિકાસ થાય. માણસના જીવનનાં જુદાં જુદાં પાસાંઓને જુદા જુદા ખંડમાં અલગ વહેંચી નાખીને તેમનો અમુક અમુક હપતાવાર વિકાસ સાધવાનો પ્રયત્ન મિથ્યા છે.

આ પુસ્તિકાના વિષયની વહેવારુ બાજુ અ. હિં. ગ્રા. સંઘ અને અ. હિં. ગ્રા. સંઘના કાર્યક્રમોમાં જોવાની મળશે. એ સંઘોના આદર્શોનું થોડે અંશે પણ સ્પષ્ટીકરણ કરવામાં આ પુસ્તક સફળ નીવડશે તોયે તે સાર્થક થશે.

મગનવાડી,
વર્ધા,
૨૧-૧૨-'૩૬

જે. સી. કુમારપ્પા

# અનુક્રમણિકા

## ખંડ પહેલો
## ઐતિહાસિક ભૂમિકા



## ખંડ બીજો
## આધુનિક પરિસ્થિતિ

## ખંડ ત્રીજો

## ઉકેલ

### પ્રકરણ ૧૧ મું



### પ્રકરણ ૧૨ મું



### પ્રકરણ ૧૩ મું



### પ્રકરણ ૧૪ મું



### પ્રકરણ ૧૫ મું

# પ્રકરણ ૧ લું

# ઉત્ક્રાંતિનો ક્રમ

**પશુસૃષ્ટિ**

માણસોની અને પશુઓની તદ્દન પ્રારંભિક દશામાં જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવાની વૃત્તિમાંથી આર્થિક પ્રવૃત્તિ જન્મે છે. આ જરૂરિયાતો ત્રણ છે:

૧ ખોરાક.

૨. ઋતુઓ અને આબોહવા જેવાં કુદરતનાં તત્ત્વો સામે રક્ષણ.

૩. બહારના હુમલા સામે રક્ષણ.

કુદરતમાં જે વસ્તુઓ પડી રહી હોય તેને ભેગી કરવી, એ આર્થિક પ્રવૃત્તિનો સાદામાં સાદો પ્રકાર છે. કોઈ વાંદરાને ભૂખ લાગે એટલે તે હાથ લંબાવીને ફળ કે પાંદડું તોડે છે. આ ચોખ્ખી લૂંટ છે. એ ફળ કે પાંદડું ઉત્પન્ન કરવા માટે વાંદરાએ કશી જ મહેનત કરી નથી. આ પ્રવૃત્તિમાં કોઈ એવું તત્ત્વ આડું આવે, જેથી આ જરૂરિયાત પૂરી પાડવામાં વિલંબ થાય કે રુકાવટ થાય, તો તરત જ કલહ પેદા થાય છે, અને તેમાંથી ક્રોધ કે હિંસા જન્મે છે. આમ, કોઈ ભૂખ્યો કૂતરો હાડકું ખાતો હોય તેને કોઈ રોકે, તો તરત જ હિંસા થવાની.

આ પ્રવૃત્તિ કરતી વખતે પ્રાણી અત્યંત સ્વાર્થી અને વ્યક્તિનિષ્ઠ હોય છે. કોઈ પ્રાણીઓ ટોળામાં રહેવા ટેવાયાં હોય, તો વરુની પેઠે પોતાના શિકારને પકડવા માટે ભેગાં થાય છે, પરંતુ આવે પ્રસંગે પણ તે બધાં કેવળ પોતાના ટોળાના હિતનો વિચાર કરે છે, અને કોઈના પર હુમલો કરવા પૂરતાં જ ભેગાં થાય છે. આવી જાતનાં પ્રાણીઓ સામાન્ય રીતે હિંસક હોય છે.

કુદરતનાં તત્ત્વો સામે રક્ષણ મેળવવાને પ્રાણીઓ કાં તો ગુફાઓ અને જમીનમાં થયેલા દર જેવાં કુદરતી આશ્રયસ્થાનો ખોળી કાઢે છે, અથવા પંખીઓ અને મધમાખીઓની પેઠે જાતે મહેનત કરીને માળા બાંધે છે અથવા મધપૂડા બનાવે છે. આમાં ખાસ લૂંટ જેવું હોતું નથી, કારણ કે પોતાની જરૂરિયાતની વસ્તુ પેદા કરવામાં પ્રાણી પોતે કંઈક મહેનત ઉઠાવે છે.

બહારના હુમલા સામે રક્ષણ મેળવવાને ઘેટાં, ઢોર, હાથી વગેરે કેટલાંક પ્રાણીઓ પોતપોતાનાં ટોળાં બાંધે છે. આ પ્રવૃત્તિમાં સામાજિક પરસ્પરા-

વલંબનની લાગણી પ્રબળ હોય છે, અને એ પ્રાણીઓ સામાન્યપણે સહનશીલ અને શાંતિપ્રિય હોય છે; તે કોઈના પર હુમલો કરતાં નથી અને વરુની પેઠે હિંસક હોતાં નથી. આ બે વર્ગો વચ્ચેનો ભેદ દર્શાવવા માટે હુમલો કરવાને ભેગાં થનારાં વરુ જેવાં પ્રાણીઓને આપણે 'આક્રમણશીલ' અથવા 'વરુવર્ગ'નાં કહીશું અને પોતાની સલામતીને ખાતર ટોળું બાંધનારાં પ્રાણીઓને 'સંરક્ષણશીલ' અથવા 'ગાયવર્ગ'નાં કહીશું.

### માનવસૃષ્ટિ

આપણે માનવજાતના ઇતિહાસનું કાળજીપૂર્વક પૃથક્કરણ કરીશું તો માલૂમ પડશે કે, માનવના વિકાસની જુદી જુદી ભૂમિકાએ તેણે આદરેલી આર્થિક પ્રવૃત્તિઓમાં ઉપલા બંને વર્ગો જોવાના મળે છે. પ્રાથમિક દશામાં રહેતો જંગલી માણસ ફળ અને કંદમૂળ એકઠાં કરતો, કુદરતે પેદા કરેલાં પાંદડાં કે ચામડાં જેવા પદાર્થોથી પોતાનું અંગ ઢાંકતો, અને ગુફા તેમ જ બીજાં સુરક્ષિત સ્થાનોમાં ભરાઈને આશ્રય મેળવતો. ત્યાર પછી તેણે શિકાર કરવા માંડ્યો અને માછલાં પકડવા માંડ્યાં, અને પોતાના ઉપયોગને માટે બીજી જાતના જીવોને મારવાને કે પકડવાને માટે ઓજારો બનાવ્યાં. એ પછી ગોપાલોએ પશુઓને પકડીને પાળવા માંડ્યાં અને તેમની પાસેથી મળતી વસ્તુઓને ઉપયોગમાં લેવા માંડી. તે લોકો ખોરાક અને ચારાની શોધમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ ભટકતા. ત્યાર પછી બહુ લાંબે ગાળે માણસ પોતાની પરિસ્થિતિ ઉપર કાબૂ જમાવી શક્યો, પોતાને અનુકૂળ પરિસ્થિતિ નિર્માણ કરી શક્યો અને પોતાની મહેનતનાં ફળ ચાખતો થયો. આટલું કર્યું એટલે તે સંસ્કૃતિની સીડીએ કૃષિની ભૂમિકાએ પહોંચ્યો કહેવાય.

જેમ જેમ સંસ્કૃતિની પ્રગતિ થતી ગઈ તેમ તેમ માણસને શ્રમવિભાગની જરૂર વધારે ને વધારે જણાવા લાગી. દુનિયાના જુદા જુદા ભાગોમાં રહેતા જુદા જુદા લોકોની જુદી જુદી પ્રકૃતિ પ્રમાણે ઉદ્યોગોના જુદા જુદા પ્રકારો શરૂ થયા.

સુધરેલા માણસે પોતાના ઉદ્યોગોની વ્યવસ્થાને સારુ જે જે આર્થિક તંત્રો ખીલવ્યાં છે તેમના ઉપર, વિકાસની જે જે ભૂમિકામાંથી તે જન્મ્યાં હોય તેને અનુરૂપ પૂર્વનાં સ્વરૂપોની છાપ પડેલી જોવામાં આવે છે. સામાન્યપણે આપણે એમ કહી શકીએ કે, પ્રાણીઓની પ્રવૃત્તિઓ વ્યક્તિનિષ્ઠ હોય છે; પણ એમાં બે અપવાદ છે: ૧. ટોળાં બાંધીને રહેવાના સ્વભાવવાળાં શાકાહારી 'ગાયવર્ગ'નાં સંરક્ષણશીલ પ્રાણીઓ, જે સલામતીને ખાતર ભેગાં થાય છે; અને ૨. માંસાહારી 'વરુવર્ગ'નાં આક્રમણશીલ પ્રાણીઓ, જે ખોરાકની શોધમાં

હુમલો કરવાને ભેગાં થાય છે. શિકારી અને ભટકતા ગોપાલ પ્રધાનપણે આક્રમણશીલ 'વરુવર્ગ'ના હોય છે. તેઓ વ્યક્તિનિષ્ઠ અને લૂંટારુ હોય છે, અને બીજાં પ્રાણીઓના હક કે અધિકારનો વિચાર કરતા નથી.

### संस्कृतिनी कसोटी

આપણે એ વાત ખ્યાલમાં રાખવી જોઈએ કે સંસ્કૃતિની સાચી કસોટી આપણી ભૌતિક સંપત્તિ કે આપણી જીવનની પદ્ધતિ નથી, પણ સામાની સુખસગવડનો આપણે કેટલો વિચાર કરીએ છીએ, તે છે. લૂંટફાટ એ ખરું જોતાં જંગલીપણું છે; તેમાં આપણે સંસ્કૃતિની આશા ન રાખી શકીએ, કારણ સાચી સંસ્કારિતા તો 'હક'ને બદલે 'ફરજ' ઉપર ભાર મૂકે છે. બીજાની લાગણીઓનો વિચાર કરવો કે ન કરવો અને તેમના પ્રત્યેની જવાબદારી સમજવી કે ન સમજવી એ જ સંસ્કારી અને અસંસ્કારી વચ્ચેનો ભેદ છે.

જ્યારે આપણે સંસ્કૃતિમાં કૃષિની ભૂમિકાને તપાસીએ છીએ ત્યારે આપણને માલૂમ પડે છે કે, સૌ સૌની જમીનની હદ નક્કી કરવાની વાત આવે છે તેની સાથે જ સામાના હક માટે આદરની અને પોતાના ઉપભોગના ક્ષેત્રની મર્યાદાની ભાવના કેળવાવા માંડે છે. એમાંથી જ આગળ જતાં, પોતાનાં કાર્યોની અને તેમની બીજા લોકો ઉપર થતી અસરની જવાબદારીનું ભાન જાગે છે. સંસ્કૃતિની આ ભૂમિકામાં, એની પહેલાંની ભૂમિકાઓની જેમ, આર્થિક તંત્ર વ્યક્તિનિષ્ઠ નથી હોતું. પણ ઘણે ભાગે 'ગાયવર્ગ'નાં સંરક્ષણશીલ પ્રાણીઓની માફક સમાજનિષ્ઠ બને છે. માણસની પ્રવૃત્તિઓ ઉપર કોઈ વ્યક્તિનું નહીં, પણ સુવ્યવસ્થિત તંત્રદ્વારા આચારના નિયમોનું નિયંત્રણ શરૂ થાય છે. આવી એક ભૂમિકા પરથી બીજી પર પહોંચતાં હજારો વર્ષોનો ગાળો વહી જાય છે, કારણ, પૂર્વની ભૂમિકાનાં લક્ષણો ભૂંસી નાખીને કે બદલીને નવી ભૂમિકાનાં લક્ષણો નિર્માણ કરવાનાં હોય છે. જ્યારે બે ભૂમિકાઓ વચ્ચે માનવસ્વભાવને ઘટતો વિકાસ સાધવા જેટલો પૂરતો સમય રહેતો નથી ત્યારે માનવસમાજ છિન્નભિન્ન થઈ જાય છે અથવા પોતાનો સુમેળ ગુમાવી બેસે છે.

### खासियतो

સમગ્ર રીતે જોતાં આપણે માણસની અર્થવ્યવસ્થાના બે પ્રકાર પાડી શકીએ: વ્યક્તિનિષ્ઠ અને સમાજનિષ્ઠ. અથવા એ બંને એમને મળતી પશુઓની જે તંત્રરચનામાંથી જન્મી છે તેમના ઉપરથી જો નામ પાડીએ તો એકને 'વરુવર્ગ'ની અને બીજીને 'ગાયવર્ગ'ની કહી શકાય.

'વરુવર્ગ'ની વ્યવસ્થામાં નીચેની ખાસિયતો જોવામાં આવે છે:

૧. જીવન પ્રત્યે દૃષ્ટિ ટૂંકી.

૨. કેન્દ્રમાંથી નિયંત્રણ અને થોડી વ્યક્તિઓ કે નાના સમૂહોના હાથમાં અંગત માલકીને દાવે કેન્દ્રિત થયેલી સર્વ સત્તા.

૩. શિસ્તની ભારે કડકાઈ.

૪. વ્યવસ્થાના તંત્રને સફળ બનાવવામાં ફાળો આપનારા અથવા ખરેખરા કામ કરનારાઓના હિતની ઉપેક્ષા.

૫. કામ કરનારના વ્યક્તિત્વનું દમન અને સ્પર્ધા કે હરીફાઈ પ્રત્યે અસહિષ્ણુતા.

૬. સર્વ પ્રવૃત્તિનું પ્રેરક તત્ત્વ એક જ: નફો.

૭. મળેલો નફો એકઠો કરવામાં આવે ને તેની બહુ થોડા માણસોમાં વહેંચણી.

૮. કામગીરીના સામાજિક મૂલ્યના વિચારનો અભાવ અને લૂંટના ઇરાદાથી, થાય તેટલો ધનસંચય.

આ લક્ષણોમાં આપણે એટલું ઉમેરી શકીએ કે, સત્તા અને નફો કેન્દ્રિત થાય છે તેથી આ પ્રવૃત્તિઓ સામાન્ય રીતે શહેર જેવા મર્યાદિત ભૌગોલિક ક્ષેત્રોમાં જ જન્મે છે.

આથી ઊલટું, 'ગાયવર્ગ'માં આપણને નીચેની ખાસિયતો માલૂમ પડે છે:

૧. જીવન પ્રત્યે દીર્ઘ દૃષ્ટિ.

૨. સમાજનું નિયંત્રણ, સત્તાનું વિકેન્દ્રીકરણ અને નિયંત્રણ તેમ જ દેખરેખના કાર્યમાં અંગતપણાનો અભાવ

૩. પ્રવૃત્તિને ઇષ્ટ માર્ગે વાળવાનું સાધન સામાજિક તંત્ર અને વહેવારના નિયમો.

૪. દુર્બળ અને અસહાય માણસોને મદદ કરવાના પ્રયત્નો.

૫. વ્યક્તિના વિકાસને ઉત્તેજન અને વ્યક્તિના દોષો વિષે અપાર સહિષ્ણુતા.

૬. હરેક પ્રવૃત્તિના સંચાલનમાં સામાજિક હિત અને આદર્શસિદ્ધિ[illegible] હેતુ.

૭. નફાની વહેંચણીમાં વ્યક્તિની જરૂરિયાત મુજબનું વ્યાપક [illegible]રણ

૮. જરૂરિયાતો પૂરી પાડવામાં સામાજિક હિતની દૃષ્ટિ.

આ વ્યવસ્થામાં નિયમન અને ઉત્પાદનનું વિકેન્દ્રીકરણ કરવાનો પ્રયત્ન હોય છે, એટલે આર્થિક પ્રવૃત્તિનો પાયો ખૂબ વ્યાપક રહે [illegible], અને એ પ્રવૃત્તિ કુદરતી રીતે જ ગામડાંના જૂથો જેવા વિશાળ ક્ષેત્ર ઉ[illegible] ફેલાય છે.

આ હકીકતો ધ્યાનમાં રાખીને હવે પછીનાં [illegible] પ્રકરણોમાં, માનવજાતે વિકસાવેલાં આર્થિક તંત્રોનાં કેટલાંક સ્વરૂપોનું આપણે પૃથક્કરણ કરીશું.

# પ્રકરણ ૨જું

## પશ્ચિમનાં અર્થવ્યવસ્થાનાં તંત્રો

સમયની દૃષ્ટિએ જોતાં, પશ્ચિમનાં તંત્રો આપણાં તંત્રો કરતાં પાછળથી ખીલેલાં છે, છતાં આપણે તેમના ગુણદોષોની ચર્ચા પહેલી કરી લઈશું, કારણ કે આ પુસ્તકનો પ્રધાન હેતુ આપણા દેશના ભાવિ અર્થતંત્રના વિકાસનો પાયો નાખવામાં મદદરૂપ થવાનો છે

### જુદા જુદા પ્રકારો

પશ્ચિમના લોકો નવી પ્રાપ્ત કરેલી કૃષિપ્રધાન સંસ્કૃતિમાં પૂરા ઠરીઠામ થાય તેટલામાં જ ઉદ્યોગીકરણે તેમને ઘેરી લીધા. આને લીધે તેમનાં આર્થિક તંત્રો ઘણે ઠેકાણે માનવ ઉત્ક્રાંતિની શિકારીની કે ભટકનારા ગોપાલોની ભૂમિકાને બંધ બેસતાં હોય એમ લાગે છે. આને પરિણામે, ગયા પ્રકરણમાં આપણે જેનો વિચાર કરી ગયા, તે આક્રમણશીલ 'વરુવર્ગ'ની ખાસિયતો તેમના ઔદ્યોગિક તંત્રોમાં સ્પષ્ટપણે તરી આવે છે. કેન્દ્રમાં રહીને નિયંત્રણ કરનારા સમૂહોની વ્યક્તિઓનાં લક્ષણો ઉપરથી આપણે આ તંત્રોના પાંચ વર્ગ પાડી શકીએ. પૂર્વમાં શું કે પશ્ચિમમાં શું, આમજનતા તો લગભગ એક જ જાતની હોય છે, એટલે અહીં તેનો વિચાર કરવાની જરૂર નથી.

૧. બળ-પ્રધાન
૨. ધન-પ્રધાન
૩. યંત્ર-પ્રધાન
૪. શ્રમ-પ્રધાન
૫. મધ્યમવર્ગ-પ્રધાન

આમાંની બળપ્રધાન વ્યવસ્થાનો નમૂનો આપણને ઠકરાતી સમાજમાં મળી રહે છે. એ સમાજમાં ઉમરાવ કે ઠાકોર પોતાના ગઢમાંથી શિસ્તબદ્ધ લશ્કરી માણસોને લઈને પાસેનાં ગામડાંઓ ઉપર તૂટી પડતો અને ત્યાંના ધનધાન્ય પેદા કરનાર લોકોની પસીનાની પેદાશમાં બળજબરીથી ભાગ પડાવતો. આના બદલામાં ગામડાંના લોકોને કશું જ મળતું નહોતું, એમ કહીએ

તો ચાલે. એ ઉમરાવ કે ઠાકોર પોતાના સિવાયના બીજા લૂંટારાઓથી તેમનું રક્ષણ કરે છે એમ કહેવાતું, પણ એ રક્ષણ કેવું હશે, તે વિચારી લેવા જેવું છે. એની જે આ સેવા અથવા કામગીરી તેનું વળતર અથવા એને અપાતી રકમ તેનું જ નામ ખંડણી. આમ ખંડણીરૂપે મળેલી સંપત્તિનો ઉપયોગ મુખ્યત્વે કરીને ઉમરાવને પોતાને માટે જ થતો. પોતાની પેદાશમાંથી ભાગ આપનાર ગામડાંના લોકોના હિતનો તો ઉમરાવને કદી વિચાર સરખોયે આવતો નહીં. મોસ્કો પહોંચતાં પહેલાં રસ્તે પોતાના કેટલા સૈનિકો ધરતી પર ઢળી પડ્યા તેની નેપોલિયનને પરવા હતી ખરી?

અઢારમી સદીના અંતમાં સૈકાઓની આર્થિક પ્રવૃત્તિને પરિણામે ભેગી થયેલી મૂડીને અને વૈજ્ઞાનિક શોધોને વેપારમાં યોજનાર ધન–પ્રધાન તંત્રને આપણે અસ્તિત્વમાં આવતું જોઈએ છીએ. ધર્મને કારણે થતા અત્યાચારોને લીધે પશ્ચિમ યુરોપના મધ્યભાગના મૌલિક વિચારશક્તિવાળા માણસોએ ઇંગ્લંડમાં આશરો લીધો. એ વખતે ઇંગ્લંડ ગરીબ દેશ હતો, અને તેની પાસે બહારથી આવેલી આ બુદ્ધિનો પૂરો લાભ ઉઠાવી શકાય તેટલો મૂડીનો સંઘરો નહોતો. પણ સામ્રાજ્ય–સંસ્થાપકોએ સંપત્તિના ધોધને ગંગામાંથી ટેમ્સમાં વાળીને એ ખોટ પૂરી કરી. મૂડીદારોની ચડતી થતી જોઈને ઉમરાવોને પણ લાગ્યું કે આ મૂડીદારો સાથે સહકાર કરવામાં લાભ છે. આમ સત્તા અને લક્ષ્મીના સંયોગથી આજે આપણે જેને સામ્રાજ્યવાદને નામે ઓળખતા થયા છીએ તેનો જન્મ થયો. આ અર્થતંત્રમાં પણ સંઘબદ્ધ થઈને કામ કરવાને માટે શિસ્તની જરૂર રહે છે, અને સંસ્થાને જે વળતર મળે છે તેને ઉમરાવની ખંડણીને બદલે 'વ્યાજ' નામથી ઓળખાવવામાં આવે છે. આવી સંસ્થાઓમાં નિયંત્રણ કેન્દ્રમાંથી થાય છે, અને દરેક સંસ્થાની સફળતાનો આધાર સંસ્થા ચલાવનાર વ્યક્તિ કે વ્યક્તિઓ ઉપર રહે છે. ઇંગ્લંડમાં સંઘકાર્યની શક્તિને લગભગ દેવની જેમ પૂજવામાં આવે છે, એ ઉપરથી મૂડીવાદી તંત્રની સફળતા માટે સંઘબદ્ધ થઈને કાર્ય કરવાની શિસ્ત ત્યાં કેટલી મહત્ત્વની મનાય છે તે આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ. સંઘકાર્યના પાયા ઉપર યોજાયેલી ક્રિકેટ, ફૂટબોલ, હૉકી અને હોડીની શરતો જેવી રમતો ત્યાં રાષ્ટ્રીય રમતો થઈ પડી છે, એ રમતોમાં જેઓ આગળ આવે છે, તેઓ વીશેષિત માન પામે છે અને સામ્રાજ્યનો કારભાર ચલાવવાને લાયક મનાય છે. આ પદ્ધતિમાં પણ મૂડીદારને મળતો નફો જ મહત્ત્વની વસ્તુ હતી. ઉત્પાદન કરનારનું હિત તો એ પદ્ધતિમાં પણ ભુલાઈ ગયું. બેલ્જિયમના રાજા લિયોપોલ્ડને જ્યાં સુધી કોંગોના લોકોની વેઠમાંથી લાભ મળતો રહ્યો, ત્યાં સુધી તેણે કદી તેમનાં ભાંગી ગયેલાં શરીરોનો વિચાર સરખોયે કર્યો હતો ખરો?

યંત્રપ્રધાન સંસ્કૃતિનો સારામાં સારો નમૂનો જોવો હોય તો અમેરિકામાં મળે છે. ત્યાં કુદરતનાં પ્રચંડ બળ આગળ વામણો માનવી મોં વકાસીને ઊભો હતો. મોટાં મોટાં અંતરો, જબરદસ્ત નદીઓ, અને અભેદ્ય જંગલો સામે ઝૂઝીને તેમને પોતાના ઉપયોગમાં લેવાને ત્યાં માનવીને યંત્રોરૂપી કૃત્રિમ હાથ ઉગાડવા પડ્યા. આ પરિસ્થિતિને લીધે જ શ્રમ બચાવવાની યુક્તિરૂપે યંત્રોનો વિકાસ થયો. એની ઉત્પત્તિ જ એવી રીતે થઈ, જેને લીધે સ્વાભાવિક રીતે જ નિયંત્રણ બહુ થોડા માણસોના હાથમાં આવ્યું અને ઉત્પાદનમાં મદદ કરનારાઓના હિતની ઉપેક્ષા થઈ. કારખાનાના કામદારોના શરીરોના ભલે ટુકડે-ટુકડા થઈ જાય, પણ એક કામદારનું જીવન બચાવવા ખાતર ચિકાગોનું ડબ્બામાં માંસ ભરવાનું કારખાનું થોડું જ જરા વાર પણ ઊભું રાખી શકાય?

આ પ્રકારના તંત્રમાં શિસ્તે ઉત્પાદનની ઝડપ વધારવાનું અને વસ્તુઓ એક સરખી પેદા કરવાનું રૂપ લીધું. આ તંત્ર પણ આક્રમણશીલ 'વરુવર્ગ'માં ગણાવેલી બધી ખાસિયતો ધરાવતું હતું અને યંત્રના ઉપયોગમાંથી મળતો લાભ કેવળ યંત્રના માલિકનો નફો ગણાતો હતો.

જ્યારે લાગ આવ્યો ત્યારે શોષાતા મજૂરોએ ઉમરાવ, મૂડીદાર અને યંત્રના માલિકની સામે માથું ઊંચક્યું, અને તંત્રનું સુકાન પોતાના હાથમાં લીધું. આમ આપણે 'વરુવર્ગ'માં સામ્યવાદને સંગઠિત થતો જોઈએ છીએ. એ પદ્ધતિમાં પણ નિયંત્રણ અને સત્તાનું કેન્દ્રીકરણ, કડક શિસ્ત અને ઉત્પાદન તથા વહેંચણીના બાબતમાં વ્યક્તિઓનું દમન, વગેરે પહેલાંની બીજી પદ્ધતિઓની ઘણીખરી ખાસિયતો જોવામાં આવે છે. એના સંચાલક મંડળે અર્થવ્યવસ્થાથી મળતા નફાનો નહીં, પણ સમાજની જરૂરિયાતનો પહેલો વિચાર કરી ગમે તેટલું કલ્યાણ કર્યું હોય, કે કરવા ધાર્યું હોય. તો પણ એ તંત્ર પણ એક વર્ગતંત્ર છે, મજૂરો એ તંત્રનું સંચાલન કરે છે, અને સત્તારૂઢ વર્ગને તેમાં ખાસ અધિકારો મળે છે. હમણાં હમણાં આપણે લગભગ મૂડીવાદની પદ્ધતિએ રચાયેલી નાઝીવાદ અને ફાસીવાદ જેવી સંસ્થાઓ દ્વારા મધ્યમવર્ગને સત્તાનો કબજો કરવાના પ્રયત્નો કરતો જોઈએ છીએ.

**સામાન્ય લક્ષણો**

આ બધી સંસ્થાઓ શહેરને કેન્દ્ર કરીને રહેલી હોય છે, એટલે કે શહેરમાં જ વિકસી શકે છે, અને જતે દહાડે ઉત્પાદન કરનારા લોકોની અધોગતિ કરે છે, કારણ કે તેમને આપબુદ્ધિથી કશું કરવાનો અવકાશ જ રહેતો નથી. તેમણે તો કેવળ ઉપરથી આવતા હુકમો બજાવવાના હોય છે. આજે હજી એકબે પેઢી થઈ છે, ત્યાં તો અમેરિકા જેવા સૌથી વિશેષ સંગઠિત મૂડીવાદી દેશમાં ઉત્પાદનની પોતાની પદ્ધતિને લીધે જ્ઞાનતંતુઓને પડતી

તાણમાંથી પેદા થતા માનસિક વ્યાધિઓ ચિંતા ફેલાવી રહ્યા છે. ન્યૂયૉર્ક સંસ્થાનમાં ૮૧ હજાર નબળાં મગજનાં અને ૪૦ હજાર ગાંડાં માણસો ઇસ્પિતાલમાં છે. લગભગ ચાર લાખ બાળકોનાં મગજ એટલાં નબળાં છે કે, તેઓ શાળાનો સામાન્ય અભ્યાસક્રમ પણ સમજી શકતાં નથી, અને આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં જેટલાં ક્ષયરોગી છે તેના કરતાં આઠગણાં નબળાં મગજનાં માણસો છે. એમ કહેવાય છે કે અમેરિકામાં ક્ષય, કૅન્સર, હૃદયનો રોગ, મૂત્રપિંડનાં દર્દો, ટાઇફસ, પ્લેગ અને કૉલેરા, એ બધાંને ભેગાં લઈએ તોયે તેના કરતાં માનસિક વ્યાધિઓની સંખ્યા વધુ ભયંકર છે. જે આર્થિક તંત્રને પરિણામે આવી સ્થિતિ પેદા થતી હોય તે પોતાનો ફેલાવો શી રીતે કરી શકે? દરેક તંત્રે પોતાના સંચાલકો પેદા કરવા જોઈએ. પણ આજની બધી જ મૂડીવાદી પદ્ધતિઓ તેમાં કામ કરનાર લોકોની અધોગતિ કરનારી હોય છે, એટલે તેમના નાશનાં બીજ તે પદ્ધતિઓમાં જ રહેલાં છે અને તેથી કાળના પ્રવાહમાં તે ટકી શકવાની નથી. આથી, આપણે આપણા દેશને માટે કોઈ અનુકૂળ અર્થતંત્ર ઊભું કરવા માગતા હોઈએ, તો માનસિક નિર્બળતા પેદા કરે એવા કોઈ પ્રકારનું તંત્ર તો ન જ સ્વીકારીએ.

જ્ઞાનતંતુઓ ઉપર પડતી આ તાણને કારણે પશ્ચિમના ઉદ્યોગપ્રધાન દેશોમાં જોરશોરથી 'ફુરસદ'ની માગણી કરવામાં આવે છે. તેમની પદ્ધતિમાં ફુરસદ એક જરૂરિયાત બની જાય છે, કારણ, તેમની વ્યવસ્થા અકુદરતી છે. વળી, જ્ઞાનતંતુઓ ઉપર પડતી તાણને લીધે તે તંતુઓને શાંત કરનાર કશાકની જરૂર ઊભી થાય છે. આમાંથી જ મજૂરો દારૂ અને એવાં બીજાં દુર્વ્યસનોમાં પડે છે. આથી ઊલટું, કામ જો કુદરતી હોય તો તેને લીધે ચડતો થાક ઊંઘ અને આરામથી ઊતરી જાય છે.

આ બધી સંસ્થાઓનું કામ સરળતાથી ચાલે એટલા માટે લોકોને એવું શીખવવામાં આવે છે કે, સાચું સુખ જીવનની હાજતો વધારવામાં રહેલું છે. આવી પદ્ધતિઓને હિંસાના પીડબળની જરૂર રહે છે.

**ઉપસંહાર**

આક્રમણશીલ 'વરુવર્ગ'ની સંસ્થાઓમાં જેમ દોષો રહેલા છે તેમ કેટલાંક સારાં તત્ત્વો પણ છે. એ વર્ગના પહેલા ત્રણ પ્રકારની એટલે કે બળપ્રધાન, ધનપ્રધાન, અને યંત્રપ્રધાન સંસ્થાઓનો આપણે મૂડીવાદમાં સમાવેશ કરી શકીશું.

મૂડીવાદમાં નફો મેળવવાની વૃત્તિને છૂટો દોર મળી જાય છે, અને સમાજના હિતને ભોગે વ્યક્તિઓને દરેક પરિસ્થિતિનો લાભ લઈ પોતાનું હિત સાધી લેવાની છૂટ મળે છે. એ પદ્ધતિનો લાભ એ છે કે, તેમાં દરેક વ્યક્તિને પોતાની બુદ્ધિ અને શક્તિ વાપરવાની તક મળે છે. આને અટકાવવા જતાં,

સામ્યવાદીઓ છેક છેલ્લે પાટલે જઈને બેઠા. તેમણે નફો મેળવવાની વૃત્તિનો જ બિલકુલ છેદ ઉડાવી દીધો. તેમની પદ્ધતિમાં આદર્શવાદી વ્યક્તિઓનો એક નાનો સમૂહ આખા રાષ્ટ્ર માટે યોજના ઘડે છે. વ્યક્તિઓની બુદ્ધિ અને સૂઝને છેક દબાવી દેવામાં આવે છે. મૂડીવાદમાં રહેલી વ્યક્તિનિષ્ઠ દૃષ્ટિ ખરાબ છે એ ખરું, પણ માણસને એટલો દબાવી દેવો કે તે પોતાની મેળે વિચાર સરખો પણ ન કરી શકે એવું યંત્ર બની જાય, એ પણ એટલું જ ખોટું છે. આ બંને અતિરેકોને આપણે ટાળવા જોઈશે. એકમાં વ્યક્તિનિષ્ઠ દૃષ્ટિનો અતિરેક થાય છે, બીજામાં વ્યક્તિનું વ્યક્તિત્વ તદ્દન કચડાઈ જાય છે. પહેલાનો પાયો અમર્યાદ લોભ છે, બીજાનો પાયો વર્ગદ્વેષ છે.

અમે માનીએ છીએ કે મૂડીવાદમાં શું કે સામ્યવાદમાં શું, એકેમાં માનવ જીવનના મૂલ્યોનો પૂરો વિચાર કરવામાં આવતો નથી. દરેક માણસનું ખાસ વ્યક્તિત્વ હોય છે. તેનો જો ઘટતો વિકાસ થાય તો તેથી આખરે સમાજને લાભ થાય છે. મૂડીવાદમાં આમ જનતાને તોપનો ચારો ગણવામાં આવે છે, સામ્યવાદમાં તેને યંત્રના ચક્રનો દાંતો ગણવામાં આવે છે. આમાંની એક પણ દૃષ્ટિએ આમજનતા પ્રત્યે જોવાનો આપણને અધિકાર નથી. આપણે કેન્દ્રીકરણનો કે ખાનગી માલિકીનો સદંતર અસ્વીકાર કરવો નથી, તેમ જ નફાની વૃત્તિનો સંપૂર્ણ ઉચ્છેદ અથવા સંપૂર્ણ વિકેન્દ્રીકરણની હિમાયત પણ નથી કરવી. એ બંને પદ્ધતિઓ માનવ પ્રકૃતિના શ્રેષ્ઠ અંશોને ખીલવવામાં નિષ્ફળ નીવડી છે, અને એ બંનેએ — મૂડીવાદે બજારો શોધવાના પ્રયત્નમાં અને સામ્યવાદે પરદેશીને પોતાની વ્યવસ્થામાંથી બાદ રાખવામાં અને પોતાની યોજના ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરવામાં — સમૂહગત હિંસાને જન્મ આપ્યો છે. એટલે આપણે એ બંનેમાં ઘટતો ફેરફાર કરી લેવાની જરૂર છે. આપણે નફો મેળવવાની વૃત્તિનું અસ્તિત્વ જ નથી એમ નહીં કહીએ, પણ વ્યક્તિની નફો કરવાની અને ધન સંઘરવાની વૃત્તિ ઉપર અંકુશ મૂકવાનો પ્રયત્ન જરૂર કરીશું. આપણ મનુષ્યોનું ઘડતર એવું થયેલું છે કે, દરેકેદરેક વ્યક્તિ આગળ વધે તો જ પ્રગતિ થઈ શકે. અને દરેક માણસ આગળ વધે એ માટે કેટલેક અંશે સ્વાર્થવૃત્તિને માટે અવકાશ રાખવાની જરૂર છે. આ વસ્તુ આપણે આપણા રોજના જીવનમાં બરાબર અનુભવીએ છીએ. કોઈ માણસ ઠરાવેલે પગારે કામ કરતો હોય, દા. ત. સરકારી નોકરીમાં, ત્યારે તે સમાજનો વહેવાર ચલાવવામાં જે ફાળો આપે છે તે સામાન્યપણે તેની નોકરીના રોજના કામ પૂરતો જ હોય છે. પણ દુનિયાની મોટામાં મોટી શોધો તો પોતાના અંતરની પ્રેરણાને પ્રગટ કરવા મથનાર સાહસિક જીવોએ જ કરી છે. ઉત્પાદનનું વિકેન્દ્રીકરણ કરવાથી ઉત્પાદકને પોતાની મહેનતનું ફળ મળશે એવી ખાતરી

રહે છે. આથી, જો સામુદાયિક ઉત્પાદનમાં દોષો હોય તો આપણી પાસે ઉત્પાદનના વિકેન્દ્રીકરણનો વિકલ્પ મોજૂદ છે. મર્યાદિત સમાજ હોય તો સમૂહ–ઉત્પાદનથી લાભ થાય, એ વાત સ્વીકારવા છતાં, એવી પ્રવૃત્તિ રાષ્ટ્રવ્યાપી પાયા ઉપર લાંબો વખત ચલાવી શકાય કે કેમ એ વિશે ભારે શંકા રહે છે. થોડા આદર્શવાદીઓ ભેગા થઈને આશ્રમ કે એવી બીજી જનહિતની સંસ્થા સેવાભાવે ભલે ચલાવે, પણ સંસ્કૃતિની આજની બદલાયેલી અને બદલાતી જતી સ્થિતિમાં જગદ્વ્યાપી ધોરણે એ સિદ્ધાંતો લાગુ પાડી શકાય કે કેમ એ એક પ્રશ્ન છે. કારણ, રશિયાને સુદ્ધાં સામ્યવાદના પ્રયોગો કરવાને માટે બહારની દુનિયા સાથેનો બધો સંબંધ કાપી નાખવાની જરૂર લાગી છે. ત્યાં પરદેશો સાથેના વેપારનો કુલ ઇજારો સરકાર પાસે છે, અને પરદેશો સાથેના વહેવાર ઉપર ભારે નિયંત્રણો મૂકવામાં આવેલાં છે. આમ, એ સામ્યવાદી પ્રયોગ લગભગ એકાન્ત પ્રયોગશાળામાં ચલાવવામાં આવે છે એમ કહી શકાય. આર્થિક વ્યવહારોનાઃ નિયમો શોધી કાઢવા માટે નિયંત્રિત પરિસ્થિતિમાં પ્રયોગો કરવામાં આવે એની સામે કશું જ કહેવાનું ન હોય, પણ આખી માનવજાતિ સામાન્ય પરિસ્થિતિમાં એવાં નિયંત્રણો નહીં હોય તો પણ તે જ રીતે વર્તશે એવી આશા વધારે પડતી છે.

મૂડીવાદી અર્થવ્યવસ્થામાં થતા એકકેન્દ્રી ઉત્પાદનનું નફો એ જ પ્રેરકતત્ત્વ છે, એટલે પ્રાથમિક જરૂરિયાતોની વસ્તુઓને બદલે મોજશોખની વસ્તુઓ બનાવવા તરફ તેમાં વધારે ધ્યાન અપાય, ખોરાકની સામગ્રી કરતાં મોઢે લગાડવાનો પાવડર તે વ્યવસ્થા પહેલો બનાવે, કારણ કે, સુખસગવડની વસ્તુઓ કરતાં મોજશોખની વસ્તુઓ બનાવવામાં વધારે નફો હોય છે, અને પ્રાથમિક જરૂરિયાતોની વસ્તુઓ કરતાં સુખસગવડની વસ્તુઓમાં વધારે નફો રહે છે. કોઈ ગરીબ માણસના હાથમાં રૂપિયો આવે તો તેના આખા કુટુંબનું બે દિવસનું ભોજન થાય. પણ તે જ રૂપિયો કોઈ લક્ષાધિપતિના હાથમાં હોય તો કદાચ તેનાં ચાપાણી કે સિગારેટમાં તે ઊડી જાય. આથી ગરીબ માણસના હાથમાં જે નાણું જાય તેનું વસ્તુ–મૂલ્ય વધારે હોય છે: પણ પૈસાદારના હાથમાં જાય ત્યારે તેની વાસ્તવિક ઉપયોગિતા બહુ ઓછી થઈ જાય છે. આથી જે ઉદ્યોગ વધારેમાં વધારે રૂપિયા એકઠા કરવાનો હેતુ રાખે તે સ્વભાવિક રીતે સહેલાઈથી પૈસા ફેંકી દેનાર પૈસાદાર વર્ગની જરૂરિયાતો પૂરી પાડવાનો પ્રયત્ન કરે. આનો અર્થ એ થયો કે, મોજશોખની સામગ્રી બનાવનારને નફો વધારે રહે છે, કારણ, બરુની સાદડી કે માટીનાં વાસણો બનાવીને ગરીબ વર્ગની હાજતો પૂરી પાડવા કરતાં પૈસાદારોના ઉપયોગની અધરશલાકા (લિપસ્ટિક) અને એવી બીજી પ્રસાધન સામગ્રી બનાવીને નફો

મેળવવાનું સહેલું છે. આથી જ આપણે દુનિયામાં ભૂખમરો અને અતિ-ઉત્પાદન એ બંને સાથે જોઈએ છીએ.

એકકેન્દ્રી ઉત્પાદન મૂડીવાદી તંત્ર દ્વારા કે સામ્યવાદી તંત્ર દ્વારા થતું હોય, પણ લાંબે ગાળે તે ઉત્પાદન રાષ્ટ્રને અધોગતિએ લઈ જાય છે. કારણ, એમાં યોજકની શક્તિને બહુ મર્યાદિત અવકાશ મળે છે. આપણા લોકોમાં વહેવાર-કુશળતાનો જે અભાવ જોવામાં આવે છે તે મોટે ભાગે આપણને રાજ્યમાં કે વેપારમાં જવાબદારી ઉઠાવવાની તક મળતી નથી તેને આભારી છે. જ્યાં સુધી માણસને પોતાની મેળે પોતાનો માર્ગ કરી લેવાની છૂટ ન હોય ત્યાં સુધી તેનો પૂરતો વિકાસ થતો નથી. કેન્દ્રીકરણની પદ્ધતિએ કામ કર્યા કરીશું તો આપણા દેશમાં ધુરંધરો કદી પાકવાના નથી. રાજકીય અને આર્થિક સ્વતંત્રતાના વિકાસ માટે વિકેન્દ્રીકરણ જરૂરનું છે. યંત્ર તો માણસનું ઓજાર બને તો શોભે. પણ માણસને જ્યારે યંત્રને ખોરાક પૂરો પાડનારું બીજું યંત્ર બનાવી મૂકવામાં આવે છે, ત્યારે આખી વ્યવસ્થા અવળી થઈ જાય છે. માણસ યંત્રને માટે નથી સરજાયો, યંત્ર માણસની સેવાને માટે નિર્માયું છે.

સામ્યવાદમાં સમાજને સાતમે આસમાને ચડાવવામાં આવે છે, અને વ્યક્તિનું કશું મૂલ્ય નથી. સમાજ તરફથી માણસને ગમે તેટલી ભૌતિક સુખસગવડો મળે, પણ તેનું વ્યક્તિત્વ જો નાશ પામે તો તેથી તેને લાભ શો?

સામ્યવાદી તંત્રનું ઉત્પાદન આર્થિક ક્ષેત્રમાં લશ્કરી શિસ્તનું રૂપ ધારણ કરે છે. પરંતુ લશ્કરી તાલીમ અને શિસ્તનો અતિરેક માણસના યોગ્ય વિકાસને બાધક છે. સોવિયેટ સામ્યવાદ વર્ગદ્વેષના પાયા પર રચાયેલો છે. વર્ગદ્વેષમાંથી એ જન્મ્યો છે, એમાં શક નથી. આજે પણ, ત્યાં ખેડૂતો અને મજૂરો વચ્ચે છડેચોક ભેદભાવ રાખવામાં આવે છે. સામ્રાજ્યવાદમાં હિંસાનો ઉપયોગ પરદેશીઓ અને પારકાઓ સામે કરવામાં આવે છે, સામ્યવાદમાં તેનો ઉપયોગ અંદર અંદર થાય છે. ખુદ દેશનાં પોતાનાં માણસોને એ હિંસા વેઠવી પડે છે. બૂર્ઝ્વા વર્ગને દબાવી દેવા માટે વાપરવામાં આવેલી હિંસક રીતિઓ વિશે આપણે જે કંઈ સાંભળીએ છીએ તેનો હજારમો અંશ પણ સાચો હોય તો માનવ પ્રગતિની હિમાયત કરનાર કોઈ માણસ કોઈ સમાજમાં એવી પદ્ધતિ યોજવાની ભલામણ ન કરે. કારણ, ઢેકું મારીએ તો સામેથી પથ્થર જ ખાવો પડે. આપણી નવી સમાજરચનાનો પાયો વર્ગદ્વેષ ઉપર રચવો એ આપણને પાલવે તેવું નથી.

કેટલાક લોકો એવી દલીલ કરે છે કે, આપણે જો કોઈ પણ પ્રકારનું રાજ્યતંત્ર રાખવું હશે તો તે હિંસા વગર નહીં નભે. કોઈ પણ રાજ્યતંત્રમાં

અમુક પ્રમાણમાં હિંસા તો આવવાની જ, એ આ પૂર્વે બતાવવામાં આવ્યું છે, પણ મહત્ત્વનો મુદ્દો એ દેખાતી હિંસાના પ્રમાણનો અને તેની પાછળની મનોવૃત્તિનો છે. વત્સલ પિતા પણ પોતાના બાળકને સજા કરે છે. જો એ સજામાં હિંસા છે એમ કહીએ તો આપણે જે રાજ્યતંત્રની કલ્પના કરીએ છીએ, તેમાં પણ એ પ્રકારની હિંસા રહેવાની જ. રાજ્યતંત્ર જો સાચું પ્રજાતંત્ર હશે તો તે લોકોની આશાઆકાંક્ષાઓનું પ્રતિનિધિ હશે. એવા રાજ્યતંત્રમાં કોઈક પ્રકારના નિયંત્રણ અથવા અંકુશને માટે હિંસા વાપરવી પડશે, તો તે લોકોએ પોતે પોતાની જાત પર કરવાની હશે. એ તો એક પ્રકારનું આત્મશાસન થયું, નહીં કે હિંસા.

# પ્રકરણ ૩ જું

# પૂર્વનાં આર્થિક તંત્રો

હિંદુસ્તાન, ચીન અને ( પહેલાંના ) જાપાન જેવા પ્રાચીન દેશોમાં આર્થિક તંત્રો ઉપર કૃષિપ્રધાન સંસ્કૃતિની અસર પડેલી આપણે જોઈ શકીએ છીએ. અધ્યાત્મજ્ઞાન અને બુદ્ધિપૂર્વક રચેલી સમાજવ્યવસ્થાને પરિણામે આ જાતની સંસ્કૃતિઓ પ્રગટે છે. પશ્ચિમની સમાજપદ્ધતિઓ કોઈ પણ જાતની વિચારણા કે યોજના વગર ગમે એમ ઊગી નીકળેલી છે. આ રીતે જોતાં પશ્ચિમના દેશોમાં કોઈ પણ પ્રકારની સંસ્કૃતિ છે એમ યથાર્થપણે કહી ન શકાય. એને સહેજ સુધરેલી બર્બરતાને નામે ઓળખવી જોઈએ. આ બાબતમાં પશ્ચિમમાં જો કોઈ અપવાદ હોય તો તે સોવિયેટ રશિયાનો છે. સારી કે માઠી, પણ એક વિશિષ્ટ સામાજિક વિચારસરણીના પાયા પર સુવ્યવસ્થિત સમાજ રચવાનો પશ્ચિમમાં થયેલો એ પહેલવહેલો પ્રયત્ન છે. પૂર્વના દેશોમાં સામાજિક સંસ્થાઓ આર્થિક પ્રવૃત્તિની દોરવણી અને નિયંત્રણ કરવામાં ઉપયોગી થઈ છે. ક્યાં આક્રમણશીલ 'વરુવર્ગ' અને ક્યાં સંરક્ષણશીલ 'ગાયવર્ગ'! બન્ને વચ્ચે આકાશ-પાતાળનો ભેદ છે. સંરક્ષણશીલ પદ્ધતિએ કાર્ય કરનાર દેશોએ જે સામાજિક સંસ્થાઓ ઊભી કરી છે તે સર્વ સ્થળોએ લગભગ સરખી માલૂમ પડે છે. 'વરુવર્ગ'ની સંસ્થાઓમાં આર્થિક હેતુઓ માટે આક્રમણ કરવું એ સર્વસામાન્ય ખાસિયત માલૂમ પડે છે; પણ આ સંરક્ષણશીલ વર્ગમાં આક્રમણ કરવાને માટે નહીં પણ અંતર્ગત સલામતી અને સંગઠન માટે માણસો એકત્ર થાય છે. ખરું જોતાં, મંગોલ દેશોમાં તો છેક

ગઈ કાલ સુધી પરદેશીઓને અંદર પેસવા દેવામાં આવતા નહોતા, અને હિંદુસ્તાનમાં પણ પરદેશગમન હલકું કામ મનાતું હતું, અને તેને ઉત્તેજન આપવામાં આવતું નહોતું. કેવળ વેપારીઓ વેપાર માટે પરદેશ ખેડતા. આ પ્રકારના નિયંત્રણ અને સત્તાના વિકેન્દ્રીકરણને પરિણામે આખું તંત્ર કોઈ પણ વ્યક્તિના સંચાલન વિના ચાલતું, અને અર્થિક તંત્રને સામાજિક કાયદો, ધર્મ કે વહેમ સાથે જોડી દઈને સંચાલનનું પ્રેરકબળ મેળવવામાં આવતું. આમ નિર્બળ અને અસહાય લોકોનાં હિતોની સલામતી માટે એવી ખાસ વ્યવસ્થા થઈ રહેતી હતી, જેનો ભંગ કરનાર સમાજની સજાને પાત્ર થતો. પરિણામે, આપણે હિંદુસ્તાનમાં સંયુક્ત કુટુંબ, વર્ણવ્યવસ્થા દ્વારા શ્રમ-વિભાગ, અને ખેતીની પેદાશમાંથી કારીગરોને ભાગ આપવાની પ્રથા જેવી સંસ્થાઓ જોઈએ છીએ.

સંયુક્ત કુટુંબના કમાનારા માણસો જે કંઈ મેળવતા તે કુટુંબનાં બધાં માણસો વહેંચીને ખાતાં. જો કોઈ માણસ વધારે કમાતો તો તેનો અશક્ત ભાઈ તેમાં પોષાતો. મોટી આવક કુટુંબનાં બધાં માણસોમાં વહેંચાઈ જતી એટલે સંપત્તિની વહેંચણી વધારે પ્રમાણમાં સમાન રહેતી, અને અતિશય ધનવાન માણસોમાં સહેજે પેદા થાય એવી નિરંકુશ હરીફાઈ ઉપર અંકુશ રહેતો. સંયુક્ત કુટુંબને લીધે ધનની વિષમ વહેંચણી અને હરીફાઈ ટળતી એટલું જ નહીં, પણ અશક્તો અને દુર્બળોને પણ આશ્રય મળી રહેતો. સમાજની બધી આર્થિક પ્રવૃત્તિઓ પરસ્પર સુમેળ સાચવીને ચલાવવી, તથા અંગત લોભ અને નિરંકુશ હરીફાઈને કારણે થતું વધારે પડતું ઉત્પાદન રોકી સમાજને થતું નુકસાન અટકાવવું, એ વર્ણવ્યવસ્થાનો હેતુ હતો. કારીગરોને ધાન્યના રૂપમાં મજૂરી આપવાની પુર્ણી, દાન કે બલુતા જેવી પદ્ધતિઓને લીધે દરેક જણને જીવનનિર્વાહની ઓછામાં ઓછી સામગ્રી તો મળી જ રહેતી. સુથાર, લુહાર અને ચમાર પોતપોતાની વસ્તુઓ બનાવીને ગામલોકોને રોકડનાણું લીધા વગર આપતા, અને બદલામાં ખેતાની પેદાશનો અમુક ભાગ લેતા. આથી તેમની જીવનનિર્વાહની ઓછામાં ઓછી હાજતો પૂરી પડતી. એ વ્યવસ્થા જ એવી હતી કે તેમાંના સબળાથી દુબળાનું શોષણ ન થાય. જે સિદ્ધાંતો પર આ પદ્ધતિઓ રચાયેલી છે તેની પાયાની માન્યતા એવી લાગે છે કે, ખુદ કામ અથવા મહેનતાણા દ્વારા સંપત્તિની વહેંચણી થાય. આપણા શરીરનાં જુદાં જુદાં અંગો સાથે મળીને કામ કરે છે; તેમનામાં એક જ જીવન-તત્ત્વ વિલસે છે અને તે બધાં મળીને એક દેહરૂપી ઘટક બને છે; એમાં હૃદય હાથ કે પગ સાથે ઝઘડો કરે અથવા પેટ હૃદયને પોષણ આપવાનો ઇન્કાર કરે તો તે ન ચાલે. સમાજ પણ તેવો જ એક દેહ ગણાતો અને તેનાં જુદાં

જુદાં અંગો પોતપોતાનું કાર્ય કરતાં અને સમસ્ત સમાજના જીવનમાં પોતાનો ફાળો આપતાં. આ પદ્ધતિઓ જુદા જુદા સમૂહો વચ્ચે સંગઠન અને સહકાર વધારતી, અને તેમાં શોષણની તક ભાગ્યે જ રહેતી. આવી વ્યવસ્થામાં કામ કરનારા માણસો તે જાણે ઝોકમાં પૂરેલાં ઘેટાં જેવા હતા, અને શોષકરૂપી વરુથી તેમનું રક્ષણ થતું હતું. એનો અર્થ એ નથી કે શોષણ મુદ્દલ થતું નહોતું. પણ આ વ્યવસ્થાનો હેતુ શોષણની તકો બને એટલી ઓછી કરવાનો અને સામાજિક અંતરાયો ઊભા કરી નિર્દોષ લોકોનું રક્ષણ કરવાનો હતો. આર્થિક પ્રવૃત્તિઓના ક્ષેત્રમાં જે ગંજાવર વિકાસ થયો છે તેની તાણ સહેવાની હવે આ પુરાણી પ્રથાઓમાં તાકાત રહી નથી. તેમ છતાં જૂની પરિસ્થિતિમાં વિકસેલી એ પદ્ધતિઓનો આપણે ધ્યાનપૂર્વક વિચાર કરવો જોઈએ અને ઉત્પાદકનાં જ્ઞાનતંતુઓ ઉપર વધારે પડતી તાણ ન પડે, અને સાથે સાથે દરેકને પોતાના પરિશ્રમનાં ફળ મળી રહે એવી એ જૂની પદ્ધતિઓને મળતી, કોઈ નવી વ્યવસ્થા આજના ઉત્પાદન માટે શોધી કાઢવી જોઈએ. આપણે જોઈ ગયા કે આક્રમણશીલ 'વરુવર્ગ'નાં તંત્રોમાં સ્વૈરવ્યવહારના સિદ્ધાંત અને વ્યક્તિસ્વાતંત્ર્યના ઉપસિદ્ધાંતને નામે સાહસિક લોકોને છૂટાદોર મૂકવામાં આવ્યા હતા, અને સંરક્ષણશીલ 'ગાયવર્ગ'નાં તંત્રોમાં સમગ્ર સમાજના હિત ખાતર વ્યક્તિના સ્વાર્થ ઉપર અંકુશ મૂકવો જોઈએ, એ વાત સ્વીકારવામાં આવી હતી.

**બીજાં ક્ષેત્રોમાં**

આ દૃષ્ટિએ જ્યારે પૂર્વ અને પશ્ચિમના દેશો તરફ નજર કરીએ છીએ ત્યારે આપણને માલૂમ પડે છે કે, આક્રમણશીલ 'વરુવર્ગ' અને સંરક્ષણશીલ 'ગાયવર્ગ' વચ્ચે આર્થિક ક્ષેત્રમાં આપણે જે ભેદ પાડ્યો છે તે રાજકીય, ધાર્મિક અને સામાજિક જેવાં માનવ વહેવારોનાં બીજાં ક્ષેત્રોમાં પણ પાડવો જોઈએ. રાજકીય ક્ષેત્રમાં પશ્ચિમના બધા દેશોમાં આપણને સાચી લોકશાહીનો અભાવ માલૂમ પડે છે. લોકશાહીને નામે ત્યાં ધારાસભાઓની સંસ્થાઓ ચાલી રહી છે, જેમાં સાચી સત્તા તો કોઈ પક્ષ કે કોઈ પ્રભાવશાળી વ્યક્તિના હાથમાં હોય છે. એ જ પ્રમાણે ઈશુ ખ્રિસ્તે આચરેલા વ્યક્તિગત અને સહિષ્ણુ ધર્મે પશ્ચિમના દેશોમાં જે સંગઠિત સ્વરૂપ ધારણ કર્યું છે તેમાં પણ પોપ જેવી એક વ્યક્તિના અથવા તો ચર્ચ જેવી સંસ્થાના હાથમાં બધી સત્તા અને અધિકાર કેન્દ્રિત થયેલાં આપણે જોઈએ છીએ. આને પરિણામે ત્યાં ધર્માંધતા જન્મી છે. સામાજિક જીવનમાં પણ આપણે જોઈએ છીએ કે શ્રીમંતોએ શરૂ કરેલી ફેશનોને ગરીબો ઘેટાંની પેઠે અનુસરે છે, અને આખા સમાજને પ્રેરણા શહેરોમાંથી મળે છે. ત્યાં વિકસેલી સંસ્કૃતિ ગ્રીસ અને રોમમાં જન્મેલી શહેરી સંસ્કૃતિ છે.

એથી ઊલટું, હિંદુસ્તાનમાં, ભૂતકાળમાં રાજકીય ક્ષેત્રમાં ગ્રામપંચાયતો પોતપોતાનાં ગામોનો વહીવટ સંભાળતી હતી. અને પરદેશીઓ ચડી આવતા ત્યારે પણ ગામડાંના લોકોના રોજબરોજના જીવનક્રમમાં કશો વિક્ષેપ થતો નહોતો. ધર્મના ક્ષેત્રમાં પણ ઉપાસનાના સ્વરૂપની અને ઈશ્વર વિશેની કલ્પનાની મનમાની પસંદગી કરવાની સૌને છૂટ હતી. આનું પરિણામ એ આવ્યું કે પરસ્પર સહિષ્ણુતા ખૂબ કેળવાઈ. સામાજિક જીવનનો બધો ઠાઠમાઠ રાજમહેલમાં અને દેવમંદિરમાં કેંદ્રિત થતો હતો, અને આમ લોકોનું જીવન સામાન્ય રીતે સાદું અને ગામડાંની પરિસ્થિતિને અનુરૂપ હતું લોકોની શોભા-શણગારની વૃત્તિને રાજમહેલ કે દેવમંદિરના ઉત્સવોમાં કલાત્મક માર્ગે પ્રગટ થવાની તક મળી રહેતી એટલે કોઈ વ્યક્તિને માટે દમામનો દેખાવ કરવાનો અવકાશ રહેતો ન હતો.

આમ આપણે 'વરુવર્ગ' અને 'ગાયવર્ગ' વચ્ચેના મૂળગત ભેદોને સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ. સૈકાઓથી હિંદુસ્તાન 'ગાયવર્ગ'ના ધોરણે પોતાનો જીવનક્રમ ચલાવતું આવ્યું છે અને તેણે એવી એક સંસ્કૃતિ પેદા કરી છે, જે 'વરુવર્ગ'ની વ્યવસ્થાની ઇમારતનો ભાર ઉપાડવા જાય તો તેને હાનિ થયા વગર રહે નહીં. આગેવાનની આજ્ઞા સામે પ્રશ્ન ઉઠાવ્યા વગર કામ કરે એવા થોડા માણસો મેળવતાં પણ હિંદુસ્તાનમાં જે મુશ્કેલી પડે છે, તેનો આપણને સૌને સતત અનુભવ થાય છે. 'વરુવર્ગ'ની તો સૌથી સહેલી અને સીધી માગણી જ એવાં માણસોની હોય છે. કોઈ પણ છાપા ઉપર નજર નાખશો તો તરત જણાશે કે ડિસ્ટ્રિક્ટ બોર્ડ જેવી સંસ્થાઓને સંઘબદ્ધ કાર્ય કરતાં કેટલી મુશ્કેલી પડે છે. આનું એક મૂળગત કારણ છે, અને તેનાં મૂળિયાં આપણા દેશમાં સૈકાઓ થયાં જે સંસ્કૃતિ વિકસતી આવેલી છે તેમાં રહેલાં છે. એટલે પશ્ચિમમાં ઉદ્યોગીકરણના વિકાસ થતાં ત્યાં જે જે અનિષ્ટો પેદા થયાં છે, તે ઉદ્યોગીકરણની સાથે સાથે આપણે ત્યાં ન આવે એવું આપણે ઇચ્છતા હોઈએ અને આધુનિક પરિસ્થિતિને સંપૂર્ણ અનુકૂળ તેમ જ આપણા દેશમાં સંતોષકારક રીતે ચાલી શકે એવી આર્થિક ઉત્પાદનની કોઈ પદ્ધતિ આપણે યોજવા માગતા હોઈએ તો પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના આ ભેદો આપણે ધ્યાનમાં રાખવા જોઈશે.

આપણા પ્રાચીન પાયા ઉપર આપણે વિદેશી તંત્ર બેળે બેળે ચણવાનો પ્રયત્ન કરીશું તો એ ઇમારત ગંજીફાનાં પાનાંના ગોઠવેલા બંગલાની પેઠે જરૂર કકડી પડવાની છે. જે છોડ રશિયામાં કૃત્રિમ ઉષ્માના વાતાવરણમાં ફૂલીફાલી રહ્યો છે, તેને ઉપાડીને હિંદુસ્તાનમાં રોપવામાં આવશે તો કદાચ

તે ખીલશે નહીં. આક્રમણશીલ 'વરુવર્ગ'ના તંત્રની દૃષ્ટિ સંકુચિત હોય છે, તેની વૃત્તિ સ્વાર્થી હોય છે, અને તેનું નિયંત્રણ કેન્દ્રમાંથી અને વ્યક્તિ દ્વારા થાય છે, પણ જો એ નિયંત્રણ સમાજના હાથમાં આવે ને વિકેન્દ્રિત થાય, તો તેની નીતિ દીર્ઘદૃષ્ટિની થાય એમ બને.

આ અને એની આગળનાં પ્રકરણોમાં જે જુદી જુદી પદ્ધતિઓનો વિચાર કરવામાં આવ્યો છે તેની ઉત્પત્તિની સ્થૂળ રૂપરેખા નીચેના કોઠામાં આપવામાં આવી છે.




પશ્ચિમના દેશોએ પોતાના ઔદ્યોગિક જીવન માટે પોતાની આક્રમણશીલ 'વરુવર્ગ'ની સંસ્કૃતિના પાયા ઉપર રચાયેલી કેટલીક પદ્ધતિઓ વિકસાવી છે. હિંદુસ્તાનની સંસ્કૃતિ સંરક્ષણશીલ 'ગાયવર્ગ'ની હતી, તે હાલમાં નાશ પામતી જાય છે.

**આદર્શચ્યુત**

આપણે આપણા આદર્શોથી ચ્યુત થયા છીએ; આપણે જો આપણી પુનર્ઘટના કરવી હોય તો આપણા પૂર્વજો જે સિદ્ધાંતો પ્રમાણે ચાલતા હતા તે સિદ્ધાંતોને પાછા અપનાવવા જોઈશે. આપણી અધોગતિનું પ્રધાન કારણ એ છે કે આપણું રાષ્ટ્રીય ચારિત્ર્ય ભ્રષ્ટ થઈ ગયું છે, અને વ્યક્તિઓ ખૂબ સ્વાર્થી બની ગઈ છે. સમાજમાં ભિન્ન ભિન્ન પ્રકારના લોકો વસે છે. આપણે તેમના ચાર વર્ગો પાડી શકીએ.

૧. આદર્શવાદી: જેઓ જીવનનો દીર્ઘદૃષ્ટિએ વિચાર કરે છે અને આદર્શનિષ્ઠ રહીને પોતાનો જીવનક્રમ રચે છે.

૨. સમાજહિતવાદી: જેઓની જીવન પ્રત્યેની દૃષ્ટિ પ્રમાણમાં સંકુચિત હોય છે, પણ તેમના પોતાના અંગત જીવનની પાર જઈ શકે છે.

૩. દેહવાદી: જેમની દૃષ્ટિ તેમના પોતાના જીવન પૂરતી મર્યાદિત હોય છે.

૪. રૂઢિવાદી: જેઓ કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના ચાલુ ચરેડમાં ઘસડાયા કરે છે.

વર્ણાશ્રમમાં આ વર્ગોને અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર નામ આપેલાં છે.

દૂર ભવિષ્યમાં જે જુએ તે બ્રાહ્મણ. આથી તે પોતાના માટીના ખોળિયા જેવા દેહને ભૂલી જઈને પોતાના આદર્શમાં જ મગ્ન રહે છે. ભિક્ષાપાત્ર તેનું પ્રતીક છે. તે પોતાના આદર્શને સિદ્ધ કરવા માટે સર્વસ્વનો ભોગ આપવા તત્પર હોય છે. તે બાંધછોડ સમજતો નથી. માનસિક કાર્ય કરનારા સર્વ લોકોનાં નસીબમાં આ જ લખેલું હોય છે. પોતાની કુદરતી શક્તિઓનાં ફળનો પોતાના સ્વાર્થ માટે આર્થિક ઉપયોગ કરવાની તેમની શક્તિ નાશ પામેલી હોય છે. સમાજની શુદ્ધ માર્ગે સેવા કરવી એ જ તેમના જીવનનો હેતુ હોય છે અને તેના બદલામાં તેમને મોભો અને માન મળે છે.

એથી ઊલટું, ક્ષત્રિયમાં જોકે એટલી દીર્ઘદૃષ્ટિ હોય છે કે તે પોતાની દેહને કશી વિસાતમાં ગણતો નથી, છતાં પોતે જે સમાજમાં રહેતો હોય તેના કરતાં આગળ જતો નથી. એ સમાજને લાભ થતો હોય તેટલે અંશે બાંધછોડ કરવા પણ તૈયાર થાય છે. ધ્વજ એ તેનું પ્રતીક છે. એ સમાજનું હિત કરવામાં પોતાની જાતનો ભોગ આપે છે. પોતાના માનવબંધુઓની સેવા કરવામાં જ તે ગૌરવ સમજે છે અને તેના બદલામાં તેને અધિકાર, પ્રતિષ્ઠા અને સત્તા મળે છે.

ત્રીજા વર્ણની દૃષ્ટિ કેવળ તેના દેહ સુધી પહોંચે છે. તેની પાર તે જોતો નથી. જેલમાં જવામાંથી બચી જવાય અને જિંદગીની મોજ માણી શકાય એટલામાં જ તેને જીવનની ઇતિકર્તવ્યતા લાગે છે. એની નજર હમેશાં પોતાની જાત ઉપર એટલે કે સ્વાર્થ ઉપર હોય છે અને ત્રાજવું એ તેનું પ્રતીક છે. એને વૈશ્ય કહે છે. એ દેહવાદી વેપારી અને યોજક રૂપે ધન ભેગું કરે છે, પણ પોતાની સંપત્તિ સમાજના ઉપયોગ માટે અર્પણ કરીને એ જેટલું માન અને પ્રતિષ્ઠા મેળવે છે, તે ઉપરાંત બીજી સામાજિક પ્રતિષ્ઠા કે મોભો એને મળતો નથી.

ત્યાર પછી આપણે શૂદ્ર જોઈએ તો તેનામાં વૈશ્યની સાહસિકતા કે કલ્પનાશક્તિ પણ હોતી નથી. તેને તો રસ્તો બરાબર આંકી આપવામાં આવે એ જ ફાવે છે. તેને પોતાનો પગાર, પેન્શન અને પ્રોવિડન્ટ ફંડ મળ્યું એટલે તે સુખી.

દાખલા તરીકે, જે વિદ્યુતશાસ્ત્રી પોતાના સ્વાર્થનો વિચાર કર્યા વગર કેવળ જ્ઞાનની વૃદ્ધિને ખાતર જ જીવે છે તે બ્રાહ્મણ છે. જે માણસ પોતાના દેશમાં ઉદ્યોગો શરૂ કરવામાં મદદ કરવાની અને તે રીતે પોતાના દેશના લોકોનું જીવનધોરણ ઊંચું કરવાની દૃષ્ટિએ વિજ્ઞાનનો અભ્યાસ કરે છે તે ક્ષત્રિય છે. જે માણસ આર્થિક લાભની દૃષ્ટિએ કંટ્રાક્ટ લે છે, અથવા વીજળીને લગતો સામાન કે વીજળીક બળ પૂરું પાડવાનો ધંધો કરે છે, તે વૈશ્ય છે. પણ જે માણસ નોકરી કાયમની છે, આર્થિક સલામતી છે અને પેન્શન મળવાનું છે એવો વિચાર કરી સરકારી વીજળીવિભાગમાં દાખલ થવા માગે છે તે શૂદ્ર છે.

જે માણસ જન્મે બ્રાહ્મણ હોય અને લોકોની કજિયા કરવાની વૃત્તિનો લાભ ઉઠાવી પૈસા કમાવાની દૃષ્ટિએ વકીલાત કરતો હોય તે વાણિયો છે, બ્રાહ્મણ નથી. જે માણસ જન્મે ક્ષત્રિય હોય અને પરદેશી રાજ્યની નોકરી સ્વીકારતો હોય તે સાચો ક્ષત્રિય ન કહેવાય, કારણ કે તે પૈસાને ખાતર પોતાની જાતને ગુલામ તરીકે વેચે છે. સાચો ક્ષત્રિય તો સ્વતંત્રતાને ખાતર પોતાનું લોહી રેડશે પણ પોતાના આત્માને વેચશે નહીં.

બહારથી આવી વળગેલાં ડાળપાંખડાં કાપી નાખીએ તો વર્ણવ્યવસ્થાનું અંતર્ગત સ્વરૂપ આવું છે. સમાજવ્યવસ્થાના અંગ તરીકે વિનાશકારી ગળાં રેંસનારી હરીફાઈ ઉપર તે અંકુશ મૂકે છે તથા સમાજની સુવ્યવસ્થાના પાયા તરીકે સહકાર અને નિયમપાલન ઉપર ભાર મૂકે છે. એમાં ચડતીઊતરતી શ્રેણીની ગોઠવણી સંસ્કૃતિને ધોરણે થયેલી છે, જેનો કેવળ અર્થપ્રધાન તંત્રોને તો ખ્યાલ પણ આવતો નથી. જ્યારે માનવીની જરૂરિયાત આપણું ધ્યાન ખેંચી રહી હોય ત્યારે ભૌતિક ગણતરીને કશું મહત્ત્વ રહેતું નથી. સમાજમાં આપણું સ્થાન નક્કી થાય છે તે આપણા અધિકારો ઉપરથી નહીં, પણ આપણી ફરજો ઉપરથી. એક વાર આ શરતો બરાબર પાકે પાયે થઈ જાય એટલે જેમાં યુદ્ધની હસ્તી જ ન હોય એવી શાન્તિભરેલી સમાજવ્યવસ્થા માટે આપણે તૈયારી કરી ગણાશે.

# પ્રકરણ ૪થું

# અર્થશાસ્ત્રની વિચારસરણીઓ

આપણે અત્યાર સુધી માનવ પ્રવૃત્તિઓનાં જે વિવિધ સ્વરૂપોનો વિચાર કર્યો છે તેમાંના દરેકને ઘડનારા પ્રધાન પ્રેરક હેતુ ઉપરથી આપણે તેમના ખાસ ચાર વર્ગો પાડી શકીએ.

૧. લૂંટારુ
૨. સાહસિક
૩. ટોળાબંધી
૪. શાશ્વત

## લૂંટારુ અર્થવ્યવસ્થા

આપણે આગળ જોઈ ગયા છીએ તે પ્રમાણે વસ્તુના ઉત્પાદનમાં કશો ફાળો આપ્યા વગર હાજર વસ્તુ વાપરી લઈને પોતાની હાજત પૂરી કરવી એ હાજત સંતોષવાનો સાદામાં સાદો પ્રકાર છે. શિકાર, મચ્છીમારી અને અનેક અંશે પથ્થર, કોલસા અને ધાતુઓ ખોદી કાઢવાં, એ પણ આ જ વર્ગમાં આવે છે. એમાં પ્રેરક હેતુ જરૂરિયાત હોય છે, અને તેમાં હક, ફરજ કે બીજી કોઈ વાતનો વિચાર હોતો નથી. આ સૌથી ઊતરતો પ્રકાર છે અને આપણે પશુસૃષ્ટિને પણ અર્થશાસ્ત્ર લાગુ પાડીએ તો માલૂમ પડશે કે પશુઓની પ્રવૃત્તિઓ આ પ્રકારમાં આવે છે. આ પદ્ધતિ આપણા જીવનને પશુની ભૂમિકાએ લઈ જાય છે, જે ભૂમિકા પર બધા વગર મૂલ્યે વસ્તુ મેળવવા ઇચ્છા રાખે છે

## સાહસિક અર્થવ્યવસ્થા

એ પછીની ભૂમિકા તે વ્યક્તિના હકોની ભૂમિકા. માણસમાં અમુક અમુક શક્તિઓ હોય છે, તેમનો તે પોતાના લાભને માટે ઉપયોગ કરે છે, અને બીજો કોઈ તેમાંથી લાભ ન ઉઠાવી જાય અથવા તેની પ્રવૃત્તિમાં દખલ ન કરે એ વિષે તે ખૂબ સાવધ રહે છે. આ તદ્દન પ્રાથમિક માનવની ભૂમિકા છે. એમાં માણસ અમુક વસ્તુ પેદા કરીને પોતાને કબજે રાખે છે. આ ભૂમિકાને પરિણામે બધા પ્રકારના સામુદાયિક અંકુશો પ્રત્યે સ્વૈર-આચારની અને

મૂડીવાદી મનોવૃત્તિ પેદા થાય છે. યુરોપ અને અમેરિકા ગઈ સદીના મોટા ભાગના સમય દરમિયાન આ સ્વાર્થી જીવનદૃષ્ટિના પંજામાં સપડાયેલાં રહ્યાં છે. 'સબ સબકી સમાલિયો' પછી 'બીજા ભલે જહાન્નમમાં જાય' એ ત્યાંનો પ્રચલિત મુદ્રાલેખ છે. આ જ ભોગવિલાસનો રાજમાર્ગ છે અને એ માર્ગે વિચરનાર મોટે ભાગે વ્યક્તિનિષ્ઠ અને એકાકી હોય છે.

## ટોળાબંધી અર્થવ્યવસ્થા

પછી માણસને જેમ જેમ સમજાતું જાય છે કે કોઈ કેવળ એકાકી જીવન ગાળી શકતો નથી અને માણસ માણસને પરસ્પર બાંધનારા અનેકવિધ સંબંધો હોય છે, તેમ તેમ તે બીજા સાથે ભળવાની વૃત્તિ કેળવતો જાય છે. આમાં પણ પોતાના સાથીઓ સાથેના સંબંધમાં અમુક ચડતો-ઊતરતો ક્રમ હોય છે.

### (અ) સામ્રાજ્યવાદ

કેવળ સ્વાર્થને ખાતર ભેગા થયેલા એક ધંધાના માણસો કાર્ટેલ, કંબાઈન, ટ્રસ્ટ વગેરે ઊભાં કરવાને કે ઇજારા મેળવવાને ભેગા થાય એ આ વાદનું સાદામાં સાદું રૂપ છે. આવા સંઘોમાં લૂંટારુ વૃત્તિનો અતિરેક થતાં તેમાંથી સામ્રાજ્યવાદ જન્મે છે, જેમાં એક સમાજ બીજા સમાજની મજૂરી અને કાચા માલનો પોતાના લાભને ખાતર ઉપયોગ કરી લેવાની બાજી રચે છે. એમાં પણ બધી પ્રવૃત્તિનો નિયામક હેતુ સ્વાર્થનો જ હોય છે અને તેના પાયામાં પોતાની ફરજનો વિચાર ન કરતાં કેવળ પોતાના હક ભોગવવાની વૃત્તિ રહેલી હોય છે. એમાં બીજા બધા વિચારોને બાજુએ રાખી કેવળ પોતાના સંઘના હિત ઉપર ભાર દેવામાં આવે છે.

### (આ) ફાસીવાદ, નાઝીવાદ અને સમાજવાદ

જ્યારે જુદી જુદી જાતિ સમાજ કે આર્થિક તંત્રનાં માણસોનાં આદર્શો, હિત કે હેતુ સમાન હોય છે, ત્યારે તેઓ પોતાના લાભ માટે કે પોતાના સમાન ધ્યેયની સિદ્ધિ માટે એકઠા થાય છે. આમાં દરેકને પોતાની ફરજોનું સહેજ ભાન રહે છે, પણ તે કેવળ પોતાના સંઘના માણસો પૂરતું મર્યાદિત રહે છે અને પોતાના સંઘની બહારનાના વિરોધમાં પોતાના સંઘના સ્વાર્થનું જ પ્રાધાન્ય હોય છે. આ પ્રકારની વિચારસરણીમાંથી આ સૈકામાં ભિન્ન ભિન્ન પ્રકારની સમાજવ્યવસ્થા શરૂ થઈ છે. તે બધીએ જરા જરા જુદા માર્ગો લીધા છે, પણ તેમની પાછળનાં તત્ત્વો એક જ જાતનાં છે. સામ્રાજ્યવાદ કરતાં આમાં લૂંટારુ પ્રવૃત્તિ ઓછી હોય છે, કારણ કે એમાં સંઘ વધારે વ્યાપક હોય છે

પણ એમાંથી ઉગ્ર રાષ્ટ્રવાદ જન્મે છે, ઉચ્ચ સાંસ્કૃતિક મૂલ્યો વિસારે પડે છે, અને માણસ કેવળ ભૌતિક વસ્તુઓનો જ વિચાર કરતો થઈ જાય છે. એમણે કલ્પેલી વિશ્વયોજનામાં સંઘ સંઘ વચ્ચેની પરસ્પર ફરજોને ઝાઝું સ્થાન હોતું નથી.

## શાશ્વત અર્થવ્યવસ્થા

અત્યાર સુધી આપણે આર્થિક વિચારસરણીઓનાં જે જે સ્વરૂપો જોયાં તે બધાંને આપણે અશાશ્વત અથવા અસ્થાયી કહી શકીએ, કારણ કે તે બધાંનો પાયો કોઈ વ્યક્તિના કે બહુ તો કોઈ સમૂહ કે રાષ્ટ્રના જીવનના ક્ષણિક હિત ઉપર રચાયેલો છે. પણ જો શાશ્વતી ઇચ્છતા હોઈએ તો આપણે આપણા કાર્યોનો પાયો સનાતન સિદ્ધાંતો ઉપર રચવો જોઈએ.

આપણે જો પ્રધાનપણે હકો ઉપર ભાર દઈશું તો જીવન ભોગપ્રધાન બની જશે, પણ આપણે જો ફરજોનો વિચાર કરીશું તો બીજાના જીવનની દૃષ્ટિએ દરેકના જીવનનું મૂલ્ય આંકતા થઈશું, અને પરિણામે આપણે સ્થાયી વ્યવસ્થા સિદ્ધ કરીશું. માણસ ઈશ્વરનો જ અંશ છે, અને તે આસપાસના જીવો પ્રત્યે પ્રેમભાવ રાખી અનન્ત સાથે અંતિમ યોગ સાધવા મથી રહ્યો છે. ત્રણ કોડી ને દસ વરસની આ ટૂંકી જિંદગીમાં ભોગવિલાસ ભોગવી લેવા એ માણસનો હેતુ નથી, પણ તેણે અનંતકાળની દૃષ્ટિએ પોતાને ઓળખવો જોઈએ અને કહેવું જોઈએ કે, "આ માણસ તે શી વિસાતમાં છે કે તું તેની આટલી બધી ફિકર કરે છે?" અહીં કોઈ શાશ્વત સ્થાન જ નથી આપણે બધા જ વટેમાર્ગુ અને સહપ્રવાસીઓ છીએ.

આ જગતની ઈશ્વરે કરેલી યોજના વિષે આવી માન્યતા હોવાને કારણે ગાંધીજી માને છે કે, માનવ-ઇતિહાસની સરળ ગતિમાં દખલ કરનાર મોટી મોટી ઊથલપાથલો તો ઈશ્વરની ઇચ્છાથી દૂર જવાના પાપનું પરિણામ છે. જ્યાં સુધી માણસ ઈશ્વરી વ્યવસ્થાને અનુસરે છે ત્યાં સુધી પોતાના માનવબંધુઓ સાથેના વહેવારમાં તેણે કેવળ ફરજોનો જ વિચાર કરવાનો છે. બધી શાશ્વત વસ્તુઓ પામવા માટે ધર્મ એ જ એક માર્ગ છે.

અર્થશાસ્ત્રના સિદ્ધાંતો જેટલે અંશે જીવનની ક્ષણભંગુરતાને સ્વીકારી લઈને અને અનંતકાળનો વિચાર કરીને ઘડાયા હોય છે, તેટલે અંશે ચિરસ્થાયી બને છે. આ પ્રકારની દૃષ્ટિ જ માનવજાતની પ્રગતિ તેમ જ આબાદી સાધી શકશે અને સંસ્કારિતાના પાયા ઉપર રચાયેલું શાંતિ અને સદ્ભાવભર્યું જીવન સિદ્ધ કરી શકશે. આથી આપણે આ શાસ્ત્રનો અભ્યાસ વસ્તુસ્થિતિ ઓળખીને

કરવો જોઈશે અને તેના નિયમો લાગુ પાડવામાં માણસની તાત્કાલિક જરૂરિયાતનો નહીં પણ વિશ્વનું નિયંત્રણ કરનાર નિયમોનો વિચાર કરવો જોઈશે.

આ દૃષ્ટિએ વિચારાયેલી સમાજવ્યવસ્થામાં પ્રકૃતિની સામગ્રીના ભંડારોનો ઉપયોગ કરવામાં આપણે ખૂબ કરકસર કરવી જોઈએ અને તે ભંડારો વાપરી નાંખી લૂંટ ઉપર જીવવાને બદલે એ વ્યવસ્થાનો પાયો મજૂરી અને માણસે ઉત્પન્ન કરેલા તથા હમેશાં મળી રહે એવા પદાર્થોના ઉપયોગ ઉપર રચવો જોઈએ. આ વ્યવસ્થા વહેંચણી ઉપર ભાર મૂકે છે. આવી સમાજવ્યવસ્થાને પરિણામે આજે પશ્ચિમમાં જેને 'આધુનિક' (મૉડર્ન) કહેવામાં આવે છે તેના કરતાં તદ્દન જુદી જ જાતની જીવનપદ્ધતિ ઉદય પામશે. એ વ્યવસ્થામાં લોખંડનો ઉપયોગ ખૂબ કરકસરથી કરવામાં આવશે. કારણ, ખાણો તો જતે દહાડે ખૂટી જવાની છે બનતાં સુધી આપણી બધી હાજતો આપણે માણસ પેદા કરી શકે એવી વસ્તુઓથી સંતોષવી જોઈએ. જંગલમાં ઝાડ રોપવાની અને તેના વહીવટની આપણે કાળજી-પૂર્વક યોજના કરીએ તો લાકડાની ઉત્પત્તિ વધારી શકાય. 'આધુનિક' જગત તો લોઢાનું અને પોલાદનું બનેલું છે. આપણે આપણને મળેલા કુદરતના વારસાનો છૂટે હાથે અને ઉડાઉપણે ઉપયોગ ન કરી શકીએ. ઈંટ અને ચૂનો, સિમેન્ટ અને લાકડું શાશ્વત અર્થશાસ્ત્રના પદાર્થો છે, અને રિઈન્ફોર્સ્ડ કૉન્ક્રીટનાં મકાનો, પોલાદના દરવાજા અને કબાટો ક્ષણિક અર્થ-વ્યવસ્થાની વસ્તુઓ છે. વિચિત્ર તો લાગશે, પણ હિંદુસ્તાનના માટીના કૂબાઓ શાશ્વત કાળના અર્થશાસ્ત્રનાં અંગ છે, અને ન્યૂયૉર્કની ગગનચુંબી મહેલાતો ક્ષણિક અર્થશાસ્ત્રનાં પ્રતીકો છે. એ જ પ્રમાણે જીવનનાં બીજાં બધાં ક્ષેત્રોમાં માણસે હાજતો પૂરી પાડવાની કુદરતની દેખીતી અખૂટ શક્તિ ઉપર નહીં, પણ પોતાના પરિશ્રમના પુરુષાર્થ ઉપર આધાર રાખવાનો છે. આને લીધે આપણા જીવનધોરણમાં અવનવા ફેરફારો થવાના છે.

ભૌતિક વસ્તુઓ અશાશ્વત છે અને સ્મશાન એ આપણું અંતિમ લક્ષ્ય નથી, એ વાત જો આપણે સ્વીકારીએ તો રાષ્ટ્રના વહેવારનું મૂલ્ય શાશ્વત મૂલ્યોને માપે જ આંકવું પડે. આવી કોઈ વ્યવસ્થા ઊભી કરવાનો પ્રયત્ન આપણને પ્રાચીન હિંદુ સમાજવ્યવસ્થામાં જોવાનો મળે છે. લૂંટારુ વૃત્તિની પશ્ચિમની સમાજરચનામાં તેના અસ્તિત્વને માટે જરૂરી એવાં લશ્કર અને નૌકાદળને શ્રેષ્ઠ વસ્તુઓ સમજવામાં આવે છે (ઇંગ્લંડ ટાપુ છે એટલે ત્યાં નૌકાદળનું સ્થાન પહેલું આવે છે), ત્યારે હિંદુ સમાજમાં માણસ જે આદર્શને અનુસરતો તે ઉપરથી ઉચ્ચનીચનો ક્રમ નક્કી કરવામાં આવ્યો હતો.

૧. નિઃસ્વાર્થવૃત્તિથી શુદ્ધ માર્ગે સેવા કરવા મથનાર આદર્શવાદી તે બ્રાહ્મણ.

૨. નિઃસ્વાર્થવૃત્તિથી કોઈ પણ માર્ગે સેવા કરવા મથનાર સમાજ-હિતવાદી તે ક્ષત્રિય.

૩. સ્વાર્થવૃત્તિથી પણ કદાચ સેવા કરે એવો દેહવાદી તે વૈશ્ય.

૪. પશુની ભૂમિકા ઉપર જીવનાર તે શૂદ્ર.

આવા પ્રકારની વ્યવસ્થામાં નફો એ પ્રધાન પ્રવૃત્તિહેતુ થઈ શકતો જ નથી, અને વસ્તુઓની કિંમતની કરામત બજાર ઉપર કાબૂ ધરાવી શકતી જ નથી. એવા સમાજમાં તો સંચય અને અર્થ-મૂલ્ય કરતાં વહેંચણી અને માનવ-મૂલ્ય ઉપર જ વધુ ભાર રહેવાનો. એનું ધ્યેય કોઈ વ્યક્તિની કે સમૂહની, અરે કોઈ રાષ્ટ્રની પણ નહીં, પરંતુ સમગ્ર માનવ જાતિની ઉન્નતિ જ હોય.

આ વર્ણવ્યવસ્થાની પરિભાષામાં જો આપણે જુદી જુદી અર્થ-વ્યવસ્થાઓનું વર્ગીકરણ કરીએ તો એમ કહી શકીએ કે લૂંટારુ વૃત્તિની અર્થરચના એ શૂદ્ર વર્ગની છે, જેમાં માણસ મહેનત ટાળે છે અને હાજર વસ્તુઓથી જ પોતાની હાજતો પૂરી પાડીને સંતોષ માને છે. પ્રાથમિક દશામાં રહેતા અને ગોપાલ લોકો આ પદ્ધતિને અનુસરે છે.

સાહસિક અને સામ્રાજ્યવાદી અર્થરચના વૈશ્યવર્ગમાં આવે છે. આ બંને અમુક અંશે તો લૂંટારુ જ છે, પણ તેમની ખાસિયત એ હોય છે કે, તેઓ પોતાના સ્વાર્થી અને ભૌતિક હેતુ પાર પાડવા માટે પોતાની બધી શક્તિ ખર્ચવા તૈયાર અને અત્યંત મહત્ત્વાકાંક્ષી હોય છે. વ્યક્તિઓની અને વર્ગોની ઘણે અંશે પ્રાથમિક દશાના વિકાસની તંત્રરચનાના દાખલાઓ તરીકે મૂડીવાદ અને બ્રિટિશ સામ્રાજ્યવાદને ગણાવી શકાય.

ટોળાબંધી અર્થવ્યવસ્થા ક્ષત્રિયવર્ગમાં આવે છે. એ વ્યક્તિનિષ્ઠ નથી હોતી, પણ એની ખાસિયત એ હોય છે કે, તે કોઈ પ્રજા — કે રાષ્ટ — નિષ્ઠ આદર્શવાદને વરેલી હોય છે. આના દાખલાઓ તરીકે આપણે નાઝીવાદ કે સામ્યવાદને ટાંકી શકીએ. એ બન્નેમાં સમાજહિતની વેદી ઉપર વ્યક્તિના હિતનો ભોગ ચઢાવવામાં આવે છે.

શાશ્વત અર્થવ્યવસ્થાનો આદર્શવાદ અને તેની કલ્પના બ્રાહ્મણવર્ગનાં છે. એમાં વિશ્વયોજના સાથે મેળ સાધવાનો અને અપરિમેય ઈશ્વરના સહકારમાં તેની સાથે સંવાદ સાચવીને કાર્ય કરવાનો પ્રયત્ન રહેલો છે. માણસ પામી

શકે એવી ઉચ્ચમાં ઉચ્ચ ઉત્ક્રાંતિ આ છે. આવા પ્રકારની સમાજ વ્યવસ્થામાં ક્ષુદ્રમાં ક્ષુદ્ર વ્યક્તિનું હિત પણ સુરક્ષિત રહી શકશે, અને દીનમાં દીન વ્યક્તિ પણ સંપૂર્ણ વિકાસ પામી શકશે અને પરિણામે માનવજાતિની પ્રગતિની ખાતરી રાખી શકાશે. જ્યાં સુધી આખી માનવજાતની પ્રગતિને નજરમાં રાખીને પગલાં ભરવામાં ન આવે ત્યાં સુધી બધી સંસ્કૃતિને ભૂંસી નાખનાર જંગલી દશામાં લપસી પડવાનો પૂરો સંભવ છે, એ આપણે બરાબર સમજી લેવું જોઈએ. શાશ્વત મૂલ્યોના સિદ્ધાંત ઉપર યોજના કરવા માટે દીર્ઘ દૃષ્ટિ અને ઊંડી સંસ્કારિતાની જરૂર રહે છે. એમાં ઝડપી પરિણામો મળવાની આશા નથી, અને અખૂટ ધીરજ રાખવી પડે છે, કારણ ઈશ્વરી યંત્ર બહુ ધીમું ચાલે છે. સત્ય અને અહિંસાનો એ માર્ગ છે. એનાં પરિણામ મધ્યમસરનાં હોય છે. પણ રાજકીય જીવનમાં સાચી લોકશાહી અને પ્રજાઓમાં શાંતિ સ્થાપવાનો એ એક જ માર્ગ છે.

# પ્રકરણ ૫ મું

## લોકોની આવક

[ આ પ્રકરણ હિંદી પ્રશ્નો ઉપરની ઑક્સફર્ડ પુસ્તિકા 'આર્થિક ભૂમિકા'માં લેખકે આપેલા લેખનો એક ભાગ છે, અને તે ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસની પરવાનગીથી અહીં લીધો છે. ]

હિંદની રાષ્ટ્રીય આવકની ગણતરી કરી તે ઉપરથી માથાદીઠ આવક કાઢવાના અને એ જ રીતે કાઢેલી બીજા દેશોની માથાદીઠ આવક સાથે તેની સરખામણી કરવાના અનેક પ્રયત્નો થયા છે. બ્રિટિશ હિંદની રાષ્ટ્રીય આવકનો છેલ્લો અડસટ્ટો અધ્યાપક શ્રી. રાવે કાઢેલો છે. તેમની ગણતરી પ્રમાણે આપણી વાર્ષિક માથાદીઠ આવક રૂ. ૬૨) આવે છે. આવી ગણતરીઓ શાસ્ત્રીય ચર્ચા માટે ગમે તેટલી ઉપયોગી થતી હશે, તો પણ ગામડાંની પરિસ્થિતિનું જે ચિત્ર એ ગણતરીઓ રજૂ કરે છે, તે તદ્દન ઊંધે રસ્તે દોરનારું હોય છે. સ્વાભાવિક રીતે જ આવી ગણતરી કરવામાં અનેક મુશ્કેલીઓ હોય છે. જે આંકડા મળે છે તે પૂરતા અને આધારભૂત હોતા નથી, બધા આંકડાની ગણતરીની પદ્ધતિ એક જાતની હોતી નથી, જેના ઉપરથી સરેરાશ કાઢવામાં આવે છે તે માહિતી ખૂબ વ્યાપક એટલે કે ઘણા મોટા મોટા વિસ્તારોને લગતી હોય છે; આવાં બધાં કારણોને લીધે આવા આંકડાઓ ઉપર આધાર રાખીને જે નિર્ણય બાંધવામાં આવે તેમાં દોષ પેસી જાય છે. આ રીતે કરેલી શાસ્ત્રીય ગણતરી પ્રમાણે તો જણદીઠ માસિક આવકનો આંકડો લગભગ રૂ. ૫) આવે છે. આ આવક એટલી ઓછી છે કે એમાંથી પેટપૂરતો પૌષ્ટિક ખોરાક પણ ન મળી શકે, કપડાંલત્તાં અને ઘરબારની વાત તો વળી જુદી.

ગામડાંઓમાં લોકોની ખરેખર કમાણી કેટલી છે તેની તપાસ કરવામાં આવે તો આના કરતાં વસ્તુસ્થિતિનો વધુ સાચો અને આધારભૂત ખ્યાલ મેળવી શકાય આ લેખકે માતર તાલુકાનાં પચાસથી વધુ ગામોમાંથી મેળવેલા આંકડા ઉપરથી જે સરેરાશ કાઢી હતી તે પ્રમાણે માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૧૪) આવે છે.[૧] એ યાદ રાખવાનું છે કે, આ તાલુકો ગુજરાતના પ્રમાણમાં

---

૧. માતર તાલુકાની આર્થિક તપાસ, પૃ. ૫૪.

સમૃદ્ધ ગણાય એવા ભાગમાં આવેલો છે, અને દેશના બીજા ઘણા પ્રાંતો કરતાં ગુજરાત વધારે સમૃદ્ધ છે.

આવકનો વધુ ચોક્કસ ખ્યાલ મેળવવાની બીજી એક રીત એ છે કે, ખરેખર જે ખર્ચ થતું હોયતેના ઉપરથી ગણતરી કરવી. કારણ, ખેતી કરનાર સમાજમાં કેટલીક આવક તો સીધી જમીનમાંથી મળી રહે છે, અને તે નાણાના રૂપમાં દેખાતી જ નથી. મધ્યપ્રાંતનાં છસોથી વધુ ગામોની તપાસને આધારે કરેલી ગણતરી મુજબ માથાદીઠ વાર્ષિક આવક રૂા. ૧૨) આવે છે.[૨] આ રકમ એટલી નાની છે કે એમાંથી માંડ પેટ ભરવા પૂરતા અનાજનું અધું ખર્ચ પણ ન નીકળે. એટલે, બધી આવક ખોરાક પાછળ ખરચાય છે એમ માની લઈએ તોયે લોકોને કંઈ નહીં તો અર્ધા ભૂખ્યા રહેવું પડે છે.

## આવક આટલી ઓછી શાથી?

ખાધેપીધે સુખી રહેવા માટે જે જીવનધોરણ જોઈએ તેના કરતાં લોકોનું જીવનધોરણ નીચું છે, એ વાત સ્વીકારી લઈએ તો પછી આપણે એનાં કારણોની તપાસમાં ઊંડા ઊતરવાની જરૂર રહે છે. હિંદુસ્તાનમાં જીવનધોરણ નીચું છે એનું કારણ લોકોને તપનો ઉપદેશ કરવામાં આવે છે એમ કહેવું ખોટું છે. લોકો અર્ધાભૂખ્યા રહે છે, તે કંઈ તેમને શરીરે પાતળા બનવું છે તેથી નહીં, પણ તેમને પૂરતું ખાવાનું મળતું નથી તેથી તેમની પાસે પોતાની માંગને અસરકારક બનાવવા જેટલી ખરીદશક્તિ નથી. લોકો ઉદ્યોગી અને બુદ્ધિશાળી હોવા છતાં તેમનું ઉત્પન્ન ઓછું છે, અને તેમને કામ કરતાં આવડતું નથી, એમ કહેવાનો કંઈ અર્થ નથી. એમની ઉત્પાદન શક્તિ શાથી આટલી બધી ઓછી છે એનો ખુલાસો આપે એવાં સંતોષકારક કારણો શોધવા માટે આપણે બીજી દિશામાં નજર દોડાવવી જોઈએ.

કોઈ માણસ સખત કામ કરવાને તૈયાર હોય, બુદ્ધિશાળી હોય, પણ તેને બે પૈસા મળે એવું કોઈ કામ કરવાની તક ન મળતી હોય, અથવા તેને કદાચ કામ મળે તો તેની મહેનતના પ્રમાણમાં પૂરતી મજૂરી ન મળતી હોય. જે માણસ આવી પરિસ્થિતિમાં હોય તેનું જીવનધોરણ નીચું રહેવાનું જ, પણ એમાં તેનો પોતાનો કશો જ દોષ હોતો નથી. આપણા દેશમાં આવી સ્થિતિ હોય એમ લાગે છે.

---

૨. મધ્યપ્રાંતની સરકારની ઔદ્યોગિક તપાસ સમિતિનો હેવાલ, ભા. ૧, ખં. ૧, પા. ૬.

## તકનો અભાવ

આપણી આયાત અને નિકાસની યાદી ઉપર ઊડતી નજર નાખીશું, તોયે માલૂમ પડશે કે આપણી આયાતનો મોટો ભાગ તૈયાર માલનો હોય છે, અને નિકાસનો મોટો ભાગ કાચા માલનો હોય છે. કાચા માલમાંથી પાકો અથવા તૈયાર માલ બનાવવાની ક્રિયામાંથી લોકોને રોજી મળી શકે છે. આપણે જ્યારે કાચો માલ બહાર મોકલીએ છીએ ત્યારે આપણા લોકોની કામ કરવાની તકો ખૂંચવી લઈને બેકારી ઊભી કરીએ છીએ. એ જ રીતે, જ્યારે આપણે તૈયાર માલ આયાત કરીએ છીએ ત્યારે આપણા મજૂરોને ટાળીને પરદેશના મજૂરોને રોજી આપીએ છીએ. આ રીતે વિચાર કરતાં સમજાશે કે, આપણો પરદેશો સાથેના વેપારનો ઉઘાડો હિસાબ એ છે કે આપણે આપણા દેશના મજૂરોની રોજી રળવાની તકો પરદેશના મજૂરોને આપી દઈએ છીએ.

આવું બધું શી રીતે ચાલે છે, તેની વાત બહુ લાંબી છે. આપણા માંડ ઊભા થતા નવા ઉદ્યોગોને કોઈ પણ જાતનું રક્ષણ આપવામાં આવ્યું નહોતું. રેલવે નૂરના દરો એવી રીતે ગોઠવેલા છે કે, કાચો માલ બંદરોમાંથી વહાણમાં ચડાવી દેવાને, અને તૈયાર માલ દેશના અંદરના ભાગમાં મોકલવાને સારી પેઠે ઉત્તેજન મળે. જ્યાં કાચો માલ પાકતો હોય ત્યાં ભારે કર અને જકાત નાખવી, વાહનવહેવારની બાબતમાં રસ્તા અને નહેરો બાંધવામાં રાષ્ટ્રવિરોધી નીતિ અખત્યાર કરવી, એ બધાંને પરિણામે આપણા ઉદ્યોગોનો વિકાસ રૂંધાયો છે. ગામડાંના લોકોના ઉદ્યોગને મદદરૂપ થઈ પડે એવી કોઈ શોધ કરવા માટે ભાગ્યે જ કોઈ પ્રયોગો કરવામાં આવ્યા હશે. સરકારી ખર્ચોમાંથી સ્થાનિક ઉદ્યોગોને આશ્રય આપવામાં આવ્યો જ નથી, અને સરકારે કાર્યક્ષમતાના એવા ખોટા આદર્શો ઊભા કર્યા છે, જેથી સરકારી ખાતાંઓ માટે જથાબંધ માલ પરદેશોમાંથી મંગાવવામાં આવે છે. શિક્ષણ પદ્ધતિ એવી રીતે યોજવામાં આવી નહોતી કે, જેથી યુવકો યોજકો તરીકે ઉદ્યોગોમાં કે વેપારમાં જોડાવાને પ્રેરાય. આ બધાં અવળચંડાં પગલાંઓની વિગતમાં ઊતરવા જેટલી અમારી પાસે જગ્યા નથી, પણ ઉપર ગણાવેલી થોડી બાબતો ઉપરથી પણ વાચકને સમજાયું હશે કે, આપણા લોકોના જન્મસિદ્ધ હકો ઝૂંટવી લેવાને કેવી કેવી રીતો અજમાવવામાં આવી છે. આ ઉપરાંત આપણાં ગામડાંના લોકોએ પોતાની ખેતીને માટે વરસાદની ધૂન ઉપર આધાર રાખવો પડે છે એટલે તેમને સદા ચિંતાતુર રહેવું પડે છે. આવા દૈવાધીન સંજોગોને કારણે આપણે ત્યાં બેકારી કે અર્ધબેકારીની સ્થિતિ પેદા થઈ છે અને પરિણામે લોકોની આવક ઘટી ગઈ છે.

## મળતર ન થાય તેવા તબક્કાઓ

કાચા માલમાંથી પાકો માલ બનાવવામાં જુદે જુદે તબક્કે જે જુદી જુદી ક્રિયાઓ થાય છે તે બધીમાં મળતર પણ જુદું જુદું એટલે કે વધારે ઓછું હોય છે. કાચા માલની નજીકના શરૂઆતના તબક્કાઓમાં મળતર ઓછું હોય છે, અને જેમ જેમ વસ્તુ તૈયાર માલની ભૂમિકાએ પહોંચતી જાય છે તેમ તેમ મળતર વધતું જાય છે. જો આ બધા તબક્કાઓની ક્રિયાઓ એક જ દેશમાં થતી હોય તો સરવાળે તે દેશની આવકમાં ફેર નહીં પડે એમ બને. સંપત્તિની વહેંચણી કદાચ સમાન નહીં થાય પણ તે વિષમતા તો જતે દહાડે આપમેળે ટળી જાય, અને બધું બરાબર ગોઠવાઈ જાય. એથી ઊલટું, જો કાચા માલમાંથી તૈયાર માલ બનાવવાની પ્રક્રિયાની આ જુદી જુદી ભૂમિકાઓને રાજકીય સરહદો દ્વારા એવી રીતે વહેંચી નાખવામાં આવે કે જેથી ઓછા મળતરવાળી શરૂઆતની ક્રિયાઓ એક દેશમાં થાય અને વધુ મળતરવાળી પાછલી ક્રિયાઓ બીજા દેશમાં થાય, અને ઉપરાંત એ બંનેના મળતરની વિષમતા ટળવાનો સંભવ ન હોય, તો એ એવા વિભાગો ઊભા થાય, જેમાં ઉત્પાદનની શરૂઆતની ભૂમિકાઓનું કામ માથે લેનાર દેશોને તૈયાર માલ બનાવનાર દેશો કરતાં ઓછી આવકથી સંતોષ માનવાનો રહે.

દાખલા તરીકે, ગૃહઉદ્યોગની પદ્ધતિથી મગફળીમાંથી માથામાં નાખવાનું તેલ બનાવવાના કામમાં ભાગ લેતા જુદા જુદા માણસોનો વિચાર કરીએ. જો કે હિંદુસ્તાનમાં ખેડૂત દીઠ સરેરાશ ચાર એકર જમીન આવતી નથી તો પણ ધારો કે એક ખેડૂત પાસે એટલી જમીન છે, અને તેમાંથી તે સો રૂપિયાની મગફળી પેદા કરે છે. એમાં તેને બિયાવાના અને બીજા ખર્ચના રૂ. ૭૦) લાગે છે, અને પાક ઊતરતાં પાંચ મહિના થાય છે. તો એ ખેડૂતની આવક રૂ. ૩૦)ની થાય. વર્ષ દરમિયાન ઘઉંનો બીજો પાક લેવા જેટલો એ નસીબદાર નીવડે તો એને તેમાંથી કુલ રૂ. ૫૦)ની આવક થશે. આમ એની વાર્ષિક આવક કુલ રૂપિયા ૮૦) થાય.

જો કોઈ ઘાંચી આ સો રૂપિયાની મગફળી ખરીદી લે અને પીલે, તો એટલો માલ પીલતાં તેને લગભગ એક મહિનો લાગે, અને તે સમય દરમિયાન બળદ પાછળ તેને રૂ. ૧૦)નું ખર્ચ થાય અને આખરે તેને રૂ. ૧૨૫)નું તેલ અને રૂ. ૨૫)નો ખોળ મળે. આમ એને માસિક રૂપિયા ચાળીસની આવક થાય. જ્યાં ઘાંચીને આખું વરસ પીલવા ચાલે એટલી મગફળી ભરવાને પૂરતાં નાણાં મળી રહેતાં હોય, ત્યાં આ હિસાબે તે વરસે પાંચસો રૂપિયાની આવક મેળવી શકે.

આ રૂ. ૧૨૫)ના મગફળીના તેલની પાછળ અસલ તેલની વાસ દૂર કરવામાં, તેને સુગંધિત બનાવવામાં અને શીશીઓમાં ભરવામાં સરૈયાને રૂ. ૨૪૫)નું ખર્ચ થાય અને એક મહિનો લાગે, અને તેની પાસે રૂ. ૫૦૦)નું સુગંધી તેલ તૈયાર થાય. આમાંથી તેને માસિક રૂપિયા ૧૩૦)ની આવક થશે, અને જો તેની પાસે જોઈતી મૂડી હશે તો તે આખા વર્ષ દરમિયાન કુલ રૂપિયા ૧,૫૦૦ની આવક મેળવી શકશે.

ઉપરની હકીકતો ઉપરથી માલૂમ પડશે કે, વરસાદની અનિશ્ચિતતાને અને પોતાના ધંધાના સ્વરૂપને કારણે ખેડૂતને વર્ષે માત્ર રૂ. ૮૦) મળે છે, જ્યારે ઘાંચી પાસે જો પૂરતાં નાણાં હોય તો તે આખું વર્ષ ઘાણી ચલાવી શકે અને વરસે દહાડે રૂ. ૫૦૦)ની આવક મેળવી શકે; તે જ પ્રમાણે સરૈયો વર્ષે રૂપિયા ૧૫૦૦) મેળવી શકે. આપણે જોઈએ છીએ કે, જેમ જેમ કાચો માલ ઉત્પાદન માટે વપરાવાની ભૂમિકાની નજીક પહોંચતો જાય છે તેમ તેમ મૂડીની જરૂર વધતી જાય છે અને જાતમજૂરીની જરૂર ઘટતી જાય છે. જો ઉત્પાદનનું કેન્દ્રીકરણ કરવામાં આવે, તો તો આ વસ્તુ વળી ઓર વધી જાય. એમ ને એમ પણ, એક સરૈયાને આખું વર્ષ કામ પૂરું પાડવાને માટે લગભગ બાર ખેડૂતો લગભગ ભૂખમરાની અણી ઉપર રહે ત્યારે જોઈતી મગફળી પૂરી પાડી શકાય. આમ હોવા છતાં, આ બધી ક્રિયાઓ જો એક જ દેશમાં થતી હોય તો આવકમાં રહેલી વિષમતા જતે દહાડે ઠીક ઠીક પ્રમાણમાં નાબૂદ થઈ જાય. પણ ખેડૂતો હિંદુસ્તાનમાં રહેતા હોય અને સરૈયા જર્મનીમાં રહેતા હોય તો આ જુદી જુદી ક્રિયા કરનારાઓની કમાણીઓમાં પડતો તફાવત કદી ભાંગે નહીં, ઊલટો વધતો જ જાય અને પરિણામે હિંદુસ્તાનમાં ગરીબી વધતી જાય અને જર્મનીમાં ધનના ઢગલા ખડકાય. કારણ કે, કાચો માલ પેદા કરનારાઓને હમેશ ઓછી આવકવાળા ધંધામાં વળગી રહેવું પડે છે અને તૈયાર માલ બનાવનાર રાજ્યકર્તા પ્રજાઓ પોતાને માટે વધુ નફાકારક ધંધાઓ પચાવી પાડે છે. રાજ્યકર્તા પ્રજાને દરજ્જે પહોંચવાને માટે અને પોતાને સારુ કાચો માલ પેદા કરવા બીજાઓને ગુલામીમાં રાખવા માટે પ્રજા પ્રજા વચ્ચે હરીફાઈ કેમ ચાલે છે તે આ ઉપરથી આપણને સમજાશે. પોતાના તાબામાં રહેલી પ્રજાઓને કાચો માલ પેદા કરવાના ઓછી આવકવાળા ધંધાઓમાં રાખી મૂકનાર અને રાજ્યકર્તાઓ માટે વધુ આવકવાળા ધંધાઓ અનામત રાખનાર સામ્રાજ્યવાદનો પાયો આ જ છે. પ્રજા પ્રજા વચ્ચે કામની વહેંચણીની આ પદ્ધતિનું અનિવાર્ય પરિણામ એ આવે છે કે, કાચો માલ પેદા કરનાર પ્રજાઓને ઉત્તરોત્તર વધતી જતી ગરીબીમાં સબડવું પડે છે અને અંતે તે પ્રજાઓની સંસ્કૃતિની અધોગતિ થાય છે. ગયા સૈકા દરમિયાન યુરોપ અને

અમેરિકામાં ઉદ્યોગીકરણ વધ્યું તેને લીધે હિંદુસ્તાન ધીમે ધીમે આ હલકી પાયરીએ ઊતરી ગયું છે. આથી જ માનવજાતિ આજે સમૃદ્ધિનો જે વિશાળ ધોધ વહેવડાવી રહી છે, તેમાંથી તેને ભાગે આટલો નજીવો હિસ્સો આવે છે. આમાં પ્રશ્ન ઉત્પાદનનો નથી, નફાની યોગ્ય વહેંચણીનો છે.

## માંગમાં ફેરફાર

હિંદુસ્તાન એવો દેશ છે જેમાં મજૂરીના રૂપમાં અખૂટ સંપત્તિ પડી છે. એટલે જેની કિંમતનો મોટો ભાગ શ્રમ-મૂલ્યનો બનેલો હોય એવી વસ્તુઓની માંગ જાગે તો જ આપણા લોકોને પોતાની એ સાચી સંપત્તિનો વિનિમય કરવાને બજાર મળી રહે. પશ્ચિમના દેશોમાં યાંત્રિક ઉદ્યોગો વધી ગયા, અને શ્રમ બચાવવાની તરકીબો ખૂબ શોધાવા લાગી એટલે જેની કિંમતમાં શ્રમ-મૂલ્ય ખૂબ ઓછું હોય એવી વસ્તુઓથી બજાર ઊભરાવા લાગ્યાં. એવી વસ્તુઓની કિંમતનો મોટો ભાગ તો કાચા માલની કિંમત, સ્થળાંતર, વીમો, ખરીદ-વેચાણ અને વ્યવસ્થાના ખર્ચનો બનેલો હોય છે. આમ જ્યાં જુઓ ત્યાં બજારોમાં મૂડીદારોએ પગદંડો જમાવ્યો છે અને મજૂરો નિકાલાઈ ગયા છે હિંદુસ્તાનમાં મૂડીની અછત છે અને મજૂરી પુષ્કળ છે એટલે આ પરિસ્થિતિએ બેકારી અને અર્ધબેકારીમાં ઘણો ઉમેરો કર્યો, અને જે વસ્તુઓની કિંમતમાં કંઈક શ્રમ-મૂલ્ય ભળે છે, તે પણ મોટે ભાગે પરદેશથી આવે છે. હિંદના લોકોની એકમાત્ર સંપત્તિ તેમની મજૂરી છે. દુનિયાનાં બજારોમાં એકકેન્દ્રી ઉદ્યોગોનો માલ આવતાં, અને સ્થાપિત હિતો તરફથી યોજનાપૂર્વક થતા પ્રચારને પરિણામે ઊભી થયેલી હાજતો વધારવાની ફિલસૂફીને કારણે આ મજૂરી માટેનું બજાર ખૂબ મર્યાદિત થઈ ગયું છે. હિન્દુસ્તાનમાં આ રીતે વધારેલી હાજતો પૂરી પાડવા માટે પરદેશી વસ્તુઓ જ લેવી પડે એવી સ્થિતિ રાજકીય અંકુશોએ ઊભી કરી છે. હિંદુસ્તાનની શ્રમ-રૂપી સંપત્તિને માટે બજાર નથી, તેને કારણે અહીંના લોકોની ખરીદશક્તિ ખૂબ ઘટી ગઈ છે

## નાણું અને આંટ

આપણા દેશનો બધી જાતનો માલ અહીં ને અહીં ખપી જાય એવી પરિસ્થિતિ છે. જો આ બજારની ઘટતી ખિલવણી કરવામાં આવી હોત અને તેને યોગ્ય માર્ગે દોરવામાં આવી હોત તો લોકોએ બનાવેલી વસ્તુઓ માટેની માંગ કદી બંધ ન થાત. પણ ગયા સૈકામાં નાણાંના વહેવાર અને તેનું રાક્ષસી સંતાન જે આંટ, તેણે પોતાનો દોર એટલો બધો લંબાવ્યો કે આપણા દેશમાંનાં બજારો તદ્દન છિન્નભિન્ન થઈ ગયાં, અને પરદેશીઓના કાબૂમાં ચાલી ગયાં. ખરીદશક્તિ હાથફેર કરવા માટે નાણાં અને આંટને પહોંચે એવું કોઈ સાધન

નથી. સાચો અદલોબદલો કરવા કેવળ ભૌતિક મૂલ્યનો વિનિમય થાય એ પૂરતું નથી, તેમાં માનવ અને નૈતિક મૂલ્યોનો પણ વિનિમય થવો જોઈએ. પણ એ મૂલ્યોનો વિનિમય નાણાંથી થતા સોદામાં નથી થતો. તરત બગડી જાય એવાં કેળાં કે મચ્છી વેચનારની ખરીદશક્તિ અને નાશ ન પામે એવું સોનું ધરાવનાર ઘરાકની ખરીદશક્તિ, એ બે સરખી નથી. નાણાંવહેવારે ન્યાય અન્યાયના બધા વિચારોને ગૂંગળાવી માર્યા છે. ખરીદનાર પૂરતી કિંમત ચૂકવે પછી એ સોદા વિષે કંઈ કહેવાનું રહેતું નથી, એમ મનાય છે. આ સ્થિતિમાં વેપાર પોતાનાં બજારો દુનિયાના દૂરમાં દૂર ખૂણાઓ સુધી ફેલાવી શકે, પણ સંપત્તિની અને મૂલ્યની વહેંચણીમાં ન્યાય સચવાય એવી ખાતરી આપી શકતો નથી. વેપારના વહેવારના આવા નિરંકુશ વિસ્તારને પરિણામે આપણા કાચા માલની દૂર દૂરના દેશોમાં નિકાસ થતી રહી અને એવા દૂર દૂરના દેશોમાંથી તૈયાર માલની આયાત થતી રહી, અને એને લીધે આપણે આગળ જોઈ ગયા તેમ આપણા દેશમાં ઓછી આવકવાળું ઉત્પાદન વધુ ને વધુ જામતું ગયું.

સંપત્તિની વહેંચણીની હિંદુસ્તાનની પ્રાચીન પદ્ધતિમાં નાણાનો અને વસ્તુનો એમ બન્ને પ્રકારના વિનિમય થતા હતા અને તેમાં માણસાઈને સ્થાન મળતું હતું. સુથાર અને લુહાર જેવા કારીગરોને અને હજામ અને ભંગી જેવા પરિચર્યા કરનારાઓને સમાજની કેટલીક પાયાની સેવાઓના બદલામાં કાપણી વખતે અનાજ આપીને જીવનનિર્વાહની બાબતમાં નિશ્ચિંત કરવામાં આવતા હતા. બલુતા અથવા પુડી અથવા દાનને નામે ઓળખાતી આ પદ્ધતિ ઝપાટાભેર લોપ પામતી જાય છે, અને એનો જે લોકોને લાભ મળતો હતો તેઓ રોજ બ રોજના હરીફાઈભર્યા જીવનકલહમાં ભૂખે મરી મરીને નાશ પામતા જાય છે.

## હમણાંનું વલણ

લોકોની આવક ઓછી હોય તો પણ જો લાંબે ગાળે તેમાં કંઈક વધારો થતો રહે છે એવું વળણ દેખાય તો એથી ચિંતા ન થાય. પણ આવું વળણ જાણવા માટે થોડે થોડે ગાળે એક જ ધોરણે અને એક જ પ્રકારના સિદ્ધાંતો પ્રમાણે તૈયાર કરેલા જોઈએ તેટલા આંકડા આપણી પાસે નથી. આવી માહિતીને અભાવે આપણે સામાન્ય સમજને ધોરણે એ વાત પુરવાર કરવાની રહે છે. અને એ રીત કદાચ સૌથી વધુ આધાર રાખવા જેવી છે. લક્ષાધિપતિઓની સંખ્યામાં વધારો થાય એટલે દેશની સંપત્તિ વધી હશે એમ ખાતરીપૂર્વક ન કહી શકાય. વસ્તીના લગભગ ૯૦ ટકા લોકો ગામડાંઓમાં રહે છે, અને તેથી આપણે તેમની મિલકત અને સામાજિક રિવાજોની પ્રત્યક્ષ તપાસ કરીને તેમની

પહેલાંની અને આજની આર્થિક હાલતનો કયાસ કાઢવાનો પ્રયત્ન કરવો જોઈએ તેમની સ્થિતિમાં ફરક પડચો હશે તો તેની અસર તેમનાં (૧) મકાનો, (૨) સોનાનો સંઘરો અથવા દાગીનાઓ અને (૩) જૂના રિવાજોના સાતત્ય–ચાલુ રહેવા ઉપર પડચા વિના નહીં રહે.

## પુરાવા

### (૧) મકાનો અને ઇમારતો

જે કોઈ માણસ ગામડાંનાં રહેવાનાં મકાનો, જાહેર ઇમારતો વગેરેની સ્થિતિ તપાસવા માંડશે તેને થોડા જ વખતમાં માલૂમ પડશે કે ઘણીખરી મોટી ઇમારતો પહેલાંની છે, મરામત કરાવવા જેવી હાલતમાં છે, અને પહેલાંના જેવાં ભવ્ય અને શણગારવાળાં શોભીતાં મકાનો ભાગ્યે જ નવાં બંધાય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, ચાળીસ કે પચાસ વર્ષ પહેલાં લોકો પાસે આવાં મકાનો બંધાવવા જેટલા પૈસા હતા; આજે તે જ માણસોના વંશજો પોતાના વડવાઓએ બાંધેલાં પણ હવે ખખડી ગયેલાં મકાનોમાં રહીને સંતોષ માને છે. આજની પેઢીની આર્થિક સ્થિતિ એવી છે કે, એ મકાનોની મરામત કરાવવા જેટલી બચત પણ થતી નથી.

નવી બંધાયેલી ધર્મશાળા, ચોતરી, મંદિર, તળાવ, નિશાળ બહુ ઓછાં જોવાનાં મળશે. લોકો પાસે એવાં દાન કરવાના પૈસા નથી. લોકોની આર્થિક સ્થિતિ નબળી થઈ ગયાનો આ અચૂક પુરાવો છે.

### (૨) ઘરેણાં

શહેરના લોકો વેપારમાં નાણાં રોકતા હોય, કે ન રોકતા હોય, ગામડાંના લોકોની સેવિંગ્સ બેંક તો આજે પણ સોનાનો સંઘરો કરવો અથવા ઘરેણાં ઘડાવવાં એ જ રહી છે. આજે ગામડાંમાં સોની ભાગ્યે જ જોવા મળે છે, જે મળે છે તેનાં પણ અંગીઠાં હોલવાઈ ગયાં છે, અને તેની આગળ બેઠા બેઠા તેઓ પોતાની નજર આગળ જોતજોતામાં પોતાનો ધંધો કેવો મરી પરવાર્યો છે તેની રામકહાણી સંભળાવે છે. સોનીની સ્થિતિમાં આવેલો આ વિપરીત પલટો બતાવે છે કે લોકોની બચત ઘટતી ગઈ છે.

### (૩) સામાજિક રિવાજો

ગામડાંના લોકોના અંદાજપત્ર સામે હમેશની ફરિયાદ એ થતી આવી છે કે સામાજિક પ્રસંગોએ તે લોકો હદ બહારનું ખર્ચ કરે છે. આપણે તેમની આજની આવકને જો સમ તરીકે ગણી લઈએ તો બેશક એ વાત સાચી છે. સામાજિક ખર્ચનું આજનું મોટું પ્રમાણ જ એ વાત પુરવાર કરે છે કે, એ લોકોની આવક એક વખતે એટલી વધારે હતી કે આવાં ખર્ચ કરવાનું એમને

પોસાતું હતું, અને આજે તે એટલી ઘટી ગઈ છે કે, ખર્ચની જુદી જુદી વિગતો વચ્ચેનું પ્રમાણ બેહૂદું લાગે છે. જો કોઈ માણસ વર્ષે હજાર રૂપિયા કમાતો હોય, અને તે લગ્ન વગેરે પાછળ રૂપિયા સો ખર્ચે, તો ઉડાઉ ખર્ચ કરવા માટે કોઈએ તેના ઉપર ઠોક પાડવાની જરૂર નથી. જ્યારે આવા સુખી માણસના પુત્રની આવક ઘટીને રૂપિયા ત્રણસો થઈ જાય અને છતાં તે સામાજિક પ્રસંગોએ એની એ રૂપિયા સોની રકમ ખર્ચે તો તેના ઉપર ઉડાઉપણાનો આરોપ જરૂર મૂકી શકાય. સામાજિક રિવાજોએ દુનિયાભરમાં બહુ ઊંડી જડ નાખેલી હોય છે. બધા દેશમાં લોકો પોતાના ખાવાપીવાના ખર્ચ ઉપર કાપ મૂકવા તૈયાર થશે, પણ સામાજિક ખર્ચનું જે ધોરણ તેમના બાપદાદાઓ નક્કી કરી ગયા હોય તેને છોડવા તૈયાર નહીં થાય. આવકમાં થયેલા ઘટાડા સાથે મેળ બેસાડવામાં આ ખર્ચની ગતિ બહુ મંદ હોય છે, એ મંદતાએ જ આટઆટલી ટીકાને પાત્ર બનેલો પ્રમાણદોષ ઊભો કર્યો છે, અને એ મંદતા જ ગામડાંના લોકોની આવક કાયમ ઘટતી જાય છે, તે વાતનો કીમતી પુરાવો પૂરો પાડે છે.

જે પ્રજા એક વાર સમૃદ્ધ હતી, અને જેની આવક આજે એટલી ઘટી ગઈ છે કે તેને પૂરું ખાવાયે મળતું નથી, તેની દુર્દશા અને દુઃખના કાળા અક્ષરે લખાયેલા વજ્રલેખ આ ત્રણે વસ્તુઓમાં જોઈ શકાય છે.

## ભારવાહી પશુઓની હરીફાઈ

આ લાંબા ગાળાના પુરાવાઓ ઉપરાંત, આપણે બીજું એમ જોઈએ છીએ કે, અત્યાર સુધી જે કામો કેવળ પશુઓ જ કરતાં હતાં તે કામમાં દાખલ થઈને પશુઓ સાથે હરીફાઈ કરવાની માણસોમાં વૃત્તિ જાગી છે, અને તે વધતી જાય છે. તેનું કારણ એ છે કે તેમને તો કોઈ પણ ઉપાયે બે કોળિયા ધાન જોઈએ છે. બળદગાડાંને બદલે માણસોથી ખેંચાતી રેંકડીઓ અને ઘોડાગાડીને બદલે રિક્ષા વપરાવા માંડી છે. શું આ સમૃદ્ધિનાં લક્ષણો છે? ખરેખર, લોકો એવી કાળી ગરીબીની ખાઈમાં ઊતરી ગયા છે કે તેઓ ગધેડાંને ખાવાના કુશકાથી પણ પોતાનું પેટ ભરવાને તૈયાર થાય!

શહેરની પાસેના ભાગોમાં નવાં નવાં બંધાતાં જતાં મકાનોથી સંપત્તિનો જે ભાસ થાય છે તેનાથી, કે થોડી ઔદ્યોગિક સંસ્થાઓ ચલાવવા માટે હિંદીઓ પાસેથી ઉઘરાવેલી મૂડીમાં થયેલા વધારાથી, કે શહેરના લોકોનાં વિલાસી જીવનથી આપણે અવળો ખ્યાલ બાંધી બેસવાની જરૂર નથી. હિંદુસ્તાન ગામડાંઓમાં વસે છે, અને તેથી હિંદુસ્તાનની સમૃદ્ધિ કે ગરીબાઈને લગતા પુરાવા ગામડાંમાં જ શોધવા જોઈએ.

### સ્થાપિત હિતો

ગામડાંના લોકોને ગાડાંમાંથી જ થોડી પેટા આવક પણ મળતી હતી. જ્યારે ખેતીની મોસમ ન હોય અને બળદો નવરા હોય ત્યારે ખેડૂતો માલની લાવલઈજા કરતા. પણ રેલવે અને મોટરના ખટારાઓ આવ્યા એટલે આવકનું એ સાધન જતું રહ્યું. ફળ અને માછલી ઝડપી વાહનો મારફતે ફેરવાય એ સમજી શકાય, કારણ, એમાં સમયનો બચાવ મહત્ત્વનો છે, પણ જે ઇમારતી લાકડાંને પાકું થતાં વખત લાગે છે તેને જંગલમાંથી લાવવા માટે લોરીની શી જરૂર ? પણ પેટ્રોલ અને મોટરની જબરદસ્ત કંપનીઓની અવગણના કેમ થઈ શકે. આમ ગામડાંના લોકોનો આવકનો એકેએક માર્ગ બંધ થતો જાય છે અને તેમને નસીબે દારિદ્રય, દુઃખ અને નિરાશામાં સબડવાનું રહે છે.

## પ્રકરણ ૬ ઠ્ઠું

## અર્થવ્યવસ્થાનો કુદરતી ક્રમ

આપણે અર્થ વહેવારનો કુદરતી ક્રમ જો જોઈએ તો કાળની દૃષ્ટિએ જોતાં પહેલાં માંગ જાગે છે અને પછી તે પૂરી પડે છે. પહેલાં ભૂખ લાગે છે એટલે પછી અન્ન પૂરું પડે છે. પહેલાં શરીરસંરક્ષણની જરૂર લાગે છે અને પછી વસ્ત્રો આવે છે. પહેલાં આશ્રયની જરૂર ઊભી થાય છે, ત્યાર પછી ઘર બંધાય છે. જ્યાં જ્યાં માંગ જાગે છે ત્યાં ત્યાં તેને અનુરૂપ વસ્તુ પૂરી પાડવામાં આવે છે. નવી શોધો પણ કેટલેક અંશે જરૂરિયાતને કારણે થાય છે. આજની માંગ ભવિષ્યમાં એ વસ્તુની જરૂર ઊભી થવાની છે, એ વિચારથી પણ જાગે છે, જેમ કે મુશ્કેલીના વખતમાં કામ આવશે એમ ધારી વસ્તુઓ સંઘરી રાખવામાં આવે છે. કીડી, મધમાખી, વગેરે જંતુઓની આદતો આ બાબતમાં સરખાવવા જેવી છે.

કૃષિપ્રધાન સંસ્કૃતિમાં કુદરતે યોજેલી વ્યવસ્થામાં ઝાઝી દખલગીરી કરવામાં આવતી નથી, અને જો કંઈક ફેરફાર કરવામાં આવે છે તો તે કુદરતી ફેરફારને અનુરૂપ હોય છે. ખેડૂત કેવળ કુદરતને મદદ કરે છે, અથવા કુદરતી ક્રમ પ્રમાણે જે વસ્તુને લાંબો સમય લાગે એમ હોય છે તે ટૂંકા સમયમાં બને એવી યોજના કરે છે. તેણે કુદરતમાં મળી આવતી જંગલી વનસ્પતિઓને સુધારી છે. તેણે કુદરતી પરિવર્તનની ગતિ વધારીને ઘાસમાંથી ઘઉં અને ડાંગર બનાવ્યાં છે. તે જ પ્રમાણે આર્થિક તંત્રરચનામાં પણ કૃષિપ્રધાન

સંસ્કૃતિ વેચવાખરીદવાની વસ્તુઓ પેદા કરવાની પદ્ધતિમાં પણ કુદરતનું અનુકરણ કરતી આવી છે. એ પદ્ધતિમાં ફરમાસ પ્રમાણેની અથવા સહેલાઈથી સમજી શકાય એવી અને રોજની બજારની માંગને પૂરી પાડવા માટે વસ્તુઓ બનાવવામાં આવે છે. સમાજનું નિયામક તંત્ર વહેંચણીમાં મદદ કરે છે ખરું, પણ ઉત્પાદન તો વ્યક્તિગત પ્રયત્ન ઉપર જ આધાર રાખે છે. ઉત્પાદનને માટે કોઈ એકકેન્દ્રી યોજના નથી હોતી, અને કદાચ હોય તો ઉત્પાદનનું સંગઠન કરવા પૂરતી જ, ઝડપથી ઉત્પાદન કરવામાં તેનો ઉપયોગ નથી થતો. આને પરિણામે બજારના વહેવારોને કારણે ઉત્પાદનમાં કશી અવ્યવસ્થા પેદા થતી નથી, કારણ, સ્થાનિક વસ્તીની પ્રાથમિક હાજતોનો વિચાર પહેલો કરવામાં આવે છે. શહેરો અને કસબાઓ કેવળ માલ પહોંચાડનાર આડતિયાઓનું કામ કરે છે, અને તેથી ધન ગામડામાં સચવાઈ રહે છે. જોકે વ્યક્તિઓ પાસે સંપત્તિ પ્રમાણમાં ઓછી હોય છે, પણ આક્રમણશીલ 'વરુવર્ગ'ના તંત્રમાં હોય છે તેના કરતાં તેની વહેંચણી વધુ ન્યાયી હોય છે. 'વરુવર્ગ'ના તંત્રમાં જેમાં વધુ નફો હોય તે ક્ષેત્રમાં ઉત્પાદન કરવામાં આવે છે, અને એથી તે ઉત્તરોત્તર વધુ એકકેન્દ્રી થતું જાય છે, પરિણામે થોડા માણસોના હાથમાં અઢળક ધન ભેગું થઈ જાય છે.

'વરુવર્ગ'ની અર્થવ્યવસ્થા પ્રાથમિક દશાના શિકારી અને ઠકરાતી ઉમરાવમાંથી ઊતરી આવેલી છે, એટલે તેમાં કુદરતી ક્રમનું ઉલ્લંઘન થતું જોવામાં આવે છે. એમાં માંગ હોય કે ન હોય તો પણ પુષ્કળ માલ તૈયાર કરવામાં આવે છે અને પછી સાબુ, વાળ વધારનારી દવાઓ, ચા, શક્તિવર્ધક દવાઓ વગેરે વસ્તુઓ ખપાવવા માટે કરવામાં આવે છે તેમ ચતુરાઈભરી જાહેરખબરો દ્વારા તે માલ માટે કૃત્રિમ માંગ ઊભી કરવામાં આવે છે. આજે સ્થિતિ એવી છે કે, ભાતભાતની વાનીઓ પીરસેલી છે, પણ ભૂખ નથી, અને આપણે તે દીપક ચૂર્ણો વડે પેદા કરવાની છે. પરિણામ એવું આવશે કે આપણને અપચો થશે, કારણ, ભૂખ કૃત્રિમ છે. આ પદ્ધતિ અખત્યાર કરવાથી ઉત્પાદનનું કામ સરળતાથી ચાલતું નથી અને અતિ ઉત્પાદન, વિષમ વ્યવસ્થા અને સંપત્તિની ખોટી વહેંચણી પેદા થાય છે, કારણ કે આખી પદ્ધતિ નિયામક વ્યક્તિની દૃષ્ટિએ ચાલે છે.

મૂડીવાદમાં વપરાતાં ઓજાર બહુ મોઘાં અને ખર્ચાળ હોય છે. આને લીધે વ્યવસ્થા ખર્ચ ખૂબ વધી જાય છે. એટલે એ ખર્ચનું પ્રમાણ ઓછું કરવા માટે ઉત્પાદક એક જ નમૂનાનો એક સરખો માલ મોટા પાયા ઉપર ઉત્પન્ન કરે છે, અને બીજા ઉત્પાદકો સાથે હરીફાઈમાં ઊતરે છે. આનું કારણ એ છે કે જે માણસ પોતાનો માલ પહેલો બજારમાં મૂકી શકે છે તેને વધારે

લાભ મળે છે. પછી બજારમાં માલની છત વધી પડે છે, અને કૃત્રિમ માંગ ઊભી કરવા માટે જાહેરખબરો દ્વારા ભગીરથ પ્રયત્નો કરવા પડે છે. આમ આપણે જોઈએ છીએ કે આ પદ્ધતિમાં ઉત્પાદનનો પ્રેરક હેતુ વસ્તુની માંગ નથી પણ કૃત્રિમ અને વધુ પડતું મૂડીનું રોકાણ છે. આ પદ્ધતિ કૃત્રિમ છે તેથી તેને ચલાવવામાં હિંસાની જરૂર પડે છે.

આ પદ્ધતિમાં મૂડીનું રોકાણ બહુ મોટું થાય છે તેથી વેચાણ કિંમતનો મોટો ભાગ યંત્રના ઘસારા, નફા અને વ્યાજ માટે અનામત રાખવામાં આવે છે, અને બહુ જ થોડો ભાગ મજૂરી રૂપે ખરીદશક્તિની વહેંચણીમાં વપરાય છે. મૂડીદારોનો પ્રયત્ન પછી બેશક મજૂરી ઘટાડવા તરફ હોય છે. આમ લોકોની ખરીદશક્તિ ઘટી જાય છે. અને તેમની વસ્તુઓ વાપરવાની શક્તિ મર્યાદિત થઈ જાય છે, પરિણામે તેમની ખપત ઓછી થાય છે, અથવા ઉત્પાદનનું પ્રમાણ વધી જાય છે અને તેથી પછી આર્થિક મંદી આવીને ઊભી રહે છે. જ્યારે આ રીતે માલ ભરાઈ જાય છે ત્યારે માલના ભરાવાનો નિકાલ કરવા અને વ્યવહાર ફરી ચાલતો કરવા યુદ્ધ અનિવાર્ય થઈ પડે છે.

કૉમ્યૂનિઝમ એટલે કે સામ્યવાદમાં પણ માલ ઉત્પન્ન કરવાની પ્રેરણા ઉત્પાદકની પોતાની હોતી નથી, બહારથી આવે છે, અને કુદરતી નથી હોતી. એટલે તેને પણ નિભાવવા માટે કૃત્રિમ ઉત્તેજન તરીકે એક યા બીજે રૂપે હિંસાનો ઉપયોગ કરવો પડે છે.

નફાનું પ્રમાણ વધારવા માટે ઉત્પાદકો કેટલીક વાર એકઠા થાય છે અને 'ટ્રસ્ટ', 'કાર્ટેલ', કે 'કંબાઈન' ઊભાં કરે છે. આ બધાં સંપૂર્ણપણે વ્યક્તિનિષ્ઠ નથી હોતાં તેમ છતાં તેઓ લોકોના હિતમાં કાર્ય કરે છે, એમ તો કોઈ પણ રીતે કહી શકાય તેમ નથી, કારણ કે તે બધાં કેવળ નિયંત્રણ અને સંચાલન કરનાર મંડળને વ્યાપક બનાવે છે, અને સત્તા અને સંપત્તિનું કેન્દ્રીકરણ ચાલુ રહેવા દે છે. જ્યારે અંગત હિત ઉત્પાદનને પ્રતિકૂળ માલૂમ પડે છે ત્યારે ઉદ્યોગોનું સમાજીકરણ થાય છે, અને તેમનું સંચાલન તેમ જ સત્તા સરકારના હાથમાં સોંપવામાં આવે છે. આ ફેરફારથી પાણી પૂરું પાડવું, જંગલોની વ્યવસ્થા કરવી અને તાર, ટેલિફોન અને રસ્તાઓની સગવડ પૂરી પાડવી, એવાં બધાં જાહેર ઉપયોગનાં કામોમાં અમુક અંશે સંતોષકારક કામ-થાય છે.

### અંતરાયોમાંથી હિંસા જન્મે છે

આ 'વરુવર્ગ'ના તંત્ર હેઠળ જ્યાં નિયંત્રણનું કામ સરકારને સોંપાય છે ત્યાં પણ ઉત્પાદનની બાબતમાં જુદી જુદી જાતના આર્થિક અંતરાયો ઊભા કરવામાં આવે છે; દા. ત. ચલણ અને કિંમત ઉપર અંકુશ મૂકવામાં

આવે છે, માલ લાવલઈજા કરવાના નૂરના દર મુકરર કરવામાં આવે છે, અને જકાતી દીવાલો ઊભી કરવામાં આવે છે. જે સરકારો 'વરુવર્ગ'ના સંગઠનો સાથે કામ કરે છે તે સુધ્ધાં તેમના આર્થિક તંત્રના કાબૂ નીચે આવી જાય છે અને ઉત્પાદન ઉપર કાબૂ ધરાવનાર થોડા માણસોના લાભમાં જ વર્તે છે. બીજી રીતે કહીએ તો વહેવારમાં જોતાં 'વરુવર્ગ'ના તંત્ર નીચે સરકારો પણ કેવળ આર્થિક યંત્રનાં ચક્રો બની જાય છે. પશ્ચિમમાં ભાગ્યે જ કોઈ સરકાર એવી હશે, જે સ્વતંત્ર હોય, અને કેવળ લોકોના હિતને દૃષ્ટિમાં રાખીને પોતાની ફરજ બજાવતી હોય. કેવળ મૂડીવાદમાં જ નહીં, પણ સામ્યવાદમાં સુધ્ધાં સરકાર આર્થિક વ્યવસ્થાની ઇમારતની મુખ્ય કમાન બની ગઈ છે. આદર્શ સ્થિતિ તો એ છે કે સરકાર આર્થિક પ્રવૃત્તિઓના ઉચ્ચાલનનું શક્તિકેન્દ્ર રહે; પણ તેને બદલે સરકારો પોતે જ ઉચ્ચાલન બની રહી છે. એનું પરિણામ એ આવ્યું છે કે આખી દુનિયા રાજકીય, ભૌગોલિક અને જાતિગત વાડોથી અંતરાયેલા જુદા જુદા આર્થિક વિભાગોમાં વહેંચાઈ ગઈ છે.

પરસ્પર વિરોધી હિતોવાળી દુનિયામાં ઉત્પાદન શાંતિપૂર્વક ચાલે એમ બનવાનો સંભવ બહુ ઓછો છે. કારણ કે કાચો માલ, અર્ધો તૈયાર થયેલો માલ, અને તૈયાર માલ, એ બધાંની હેરફેર માટે હમેશાં આ બધી કૃત્રિમ વાડો ઓળંગવાની જરૂર પડે છે. માલની હેરફેરના પ્રવાહમાં જેટલા અંતરાય વધારે તેટલા પ્રમાણમાં તે પ્રવાહ સરળ રીતે અને સહેલાઈથી ચલાવવાનું મુશ્કેલ બને છે. આથી, આજે આર્થિક ઉત્પાદનમાં ખલેલ કરતાં આ તત્ત્વોને કારણે દુનિયા ઘડીમાં બંધિયાર ખાબોચિયાનું તો ઘડીમાં ઘોડાપૂરની પેઠે ધસતા પ્રવાહનું રૂપ ધારણ કરે છે.

### खोटी दोरवणी

ઉત્પાદનની પ્રવૃત્તિ આપમેળે જ સામાન્ય લોકોની હાજતો પૂરી પાડવાનો પ્રયત્ન કરતી નથી. પણ આપણે જોઈ ગયા તે પ્રમાણે જેમાં વધારેમાં વધારે નફો મળતો હોય એવાં કામો ઉપાડે છે. નફાના લોભથી શક્તિને આ રીતે ખોટે માર્ગે વાળવામાં આવે છે અને તેને લીધે જ જગતમાં આજે કેટલેક અંશે અતિ ઉત્પાદન અને ભૂખમરો એક સાથે જોવાનાં મળે છે.

હિંદુસ્તાનમાં 'ગાયવર્ગ'ની જે તંત્રરચના જોવામાં આવતી હતી તે મુજબ લોકોની જરૂરિયાતોની વસ્તુઓનું ઉત્પાદન વર્ણના સામાજિક નિયમથી નાના નાના સ્થાનિક સમૂહોમાં વહેંચાઈ જતું હતું.

કુદરતી વ્યવસ્થામાં એ આવશ્યક છે કે ઉત્પાદન અને વિનિમય પ્રવાહી રહે. આપણે જોઈ ગયા તે પ્રમાણે એ પ્રવાહીપણું 'ગાયવર્ગ'ની તંત્રરચનામાં ઉત્પાદનનાં કેન્દ્રોને નાના નાના સમૂહોમાં વહેંચી નાખીને અને ઉત્પાદકોને

મહેનતાણું નાણાંને બદલે મોટે ભાગે વસ્તુઓમાં ચૂકવીને સાચવવામાં આવે છે. ચમાર જોડા બનાવે છે અને અનાજ લઈને વેચે છે. ડાંગર પેદા કરનાર જોડા લે છે અને ચમારને પોતાની ડાંગરમાંથી થોડો ભાગ આપે છે. આમ એ આખા વહેવારનું કૂંડાળું પૂરું થાય છે. પણ, એને બદલે, ડાંગર પકવનાર જાપાની જોડા ખરીદે તો તે પોતાના પગ નીચેની ડાળને જ છેદી નાખે છે, કારણ કે એટલે દરજ્જે ગામનો મોચી ગરીબ અને બેકાર બને છે, અને તેથી ડાંગર પકવનારની ડાંગર ખરીદી શકતો નથી, અને જાપાનનો જોડા બનાવનાર તેના જોડા ખરીદનાર આ હિંદી ખેડૂત પાસે ડાંગર ખરીદે એવો સંભવ નહીં જેવો જ હોય છે. પણ વધારે સંભવ એવો છે કે, જાપાની જોડા બનાવનાર પોતાની ખરીદશક્તિનો ઉપયોગ બીજા દેશોમાંથી પોતાને જોઈતો કાચો માલ મેળવવામાં કરશે અને જો કોઈ જાતનું આર્થિક ઘર્ષણ ન હોય તો એ પૈસા ફરતા ફરતા પાછા હિંદના ડાંગર પકવનારા ખેડૂત પાસે આવશે. પણ આજે જે પરિસ્થિતિ છે તેમાં જાપાની જોડા બનાવનાર અને આપણા ડાંગર પકવનાર વચ્ચે એટલા બધા આર્થિક અંતરાયો આવે છે કે, ખરું જોતાં એ ખરીદશક્તિ પાછી હિંદુસ્તાનના ખેડૂત પાસે આવતી નથી. આમ ખરીદશક્તિ બહાર જાય અને પાછી ન ફરે તો રાષ્ટ્રને સંપત્તિની અપાર ખોટ જાય છે.

**નાણું**

વસ્તુઓનો વિનિમય કરવાના સગવડભર્યા સાધન તરીકે નાણાંનો પ્રચાર શરૂ થયો હતો. પણ 'વરુવર્ગ'નાં તંત્રમાં આજે તેનું મહત્ત્વ ખૂબ વધી ગયું છે. મૂડીવાદી આખું તંત્ર નાણાના પાયા પર જ રચાયેલું છે વસ્તુઓના મૂલ્યાંકનનો એ ગજ થઈ પડયો છે. લોકોને બધી વસ્તુની કિંમત નાણાંથી આંકવાનું શીખવવામાં આવે છે. સંસ્કારપ્રધાન કેળવણીની પણ બજાર કિંમત અંકાય છે. "સોંઘામાં સોંઘે ભાવે ખરીદવું અને મોંઘામાં મોંઘી કિંમતે વેચવું" એ જીવનનો સિદ્ધાંત થઈ પડયો છે. બીજાં બધાં ધોરણો — કલાવિષયક, માનવ કે સમાજ હિતનાં — વીસરાઈ ગયાં છે. આમ પૈસાને સિંહાસન ઉપર બેસાડવામાં આવ્યો છે અને તેને પરમેશ્વર તરીકે પૂજવાનું લોકોને કહેવામાં આવે છે. આ કેવળ ધાતુની યાંત્રિક પૂજા છે. પણ "માણસ કેવળ રોટલા ઉપર જીવતો નથી." તેના જીવનનો આધાર બીજી વસ્તુઓ ઉપર છે, જેનાં મૂળ માનવપ્રકૃતિમાં ઘણે ઊંડે રહેલાં છે. જ્યાં સુધી આપણું અર્થતંત્ર એ સ્વાભાવિક પાયા ઉપર ન રચાય ત્યાં સુધી સોનાનો આ સંઘરો ડૂબતા માણસને સાગરને તળિયે વહેલો પહોંચાડશે એમાં શંકા નથી.

આજે હિંદુસ્તાનમાં રેલવે નૂરના દર એવા છે કે, ખરીદીનો સ્વાભાવિક ક્રમ અસ્તવ્યસ્ત થઈ ગયો છે. આપણે એમ કુદરતી રીતે જ માનીએ કે,

નાશિકની દ્રાક્ષ નાશિક રેલવે સ્ટેશને ઑસ્ટ્રેલિયાની દ્રાક્ષ કરતાં સોંઘી વેચાતી હશે, પણ રેલવે નૂરના દરના કૃત્રિમ અંતરાયોને પરિણામે નાશિકમાં ઑસ્ટ્રેલિયાની દ્રાક્ષ નાશિકની દ્રાક્ષ કરતાં સોંઘી મળે છે. આ વસ્તુ સ્પષ્ટ કરવાને આવા અનેક દાખલા ટાંકી શકાય. જ્યાં સુધી માલની અવરજવર ઉપરના અંકુશો નહીં જાય ત્યાં સુધી દૂરનાં કે આંતરરાષ્ટ્રીય બજારોમાં માલ ખપાવવા જવું એ બેવકૂફી છે. આજે ખેતીનો વિકાસ કરવાની બહુ વાતો થાય છે. જો એનો અર્થ એવો થતો હોય કે આપણે આપણા દેશનાં કરોડો માણસો માટે ખોરાક પેદા કરવો, તો એ પગલું સાચી દિશામાં છે; પણ જો એ વાતોનો હેતુ આંતરરાષ્ટ્રીય બજારમાં વેચવાને માટે વસ્તુઓ પેદા કરવી એવો હોય તો આપણા ખેડૂતો એનાથી ચેતતા રહે એમાં જ તેમનું કલ્યાણ છે. અત્યાર પહેલાં લોભમાં પડીને ભાવના ઉછાળા વખતે બજારુ માલ પકવીને આપણા ખેડૂતો હાથ બાળી ચૂક્યા છે. કારણ પાછળથી જ્યારે ભાવ ગગડી ગયા ત્યારે તેમની ભારે દુર્દશા થઈ હતી. તેઓ એક વસ્તુ ભૂલી જાય છે કે, સટ્ટાનો વેપાર કરવા જેટલી મૂડી તેમની પાસે નથી. અને હૂંડિયામણની નીતિ ઉપર તેમ જ આંતરરાષ્ટ્રીય બજારના ભાવો ઉપર જે થોડા માણસો પોતાનો દોર ચલાવી શકે એટલા બળવાન છે, તેમના હિતની દૃષ્ટિએ નહીં પણ સર્વના હિતની દૃષ્ટિએ અંકુશો મુકાશે, ત્યારે આપણે આંતરરાષ્ટ્રીય બજારો માટે માલ ઉત્પન્ન કરવાનો વિચાર કરી શકીશું. આમ જ્યાં સુધી થયું નથી ત્યાં સુધી સ્થાનિક જરૂરિયાતો પૂરી પાડવી અને બને ત્યાં સુધી વચલા દલાલોને ટાળવા એ જ આપણે માટે ડહાપણનો રસ્તો છે.

## રાજકીય પરિણામો

લાંબા વખતથી અર્થશાસ્ત્રનો કેવળ પૈસાની દૃષ્ટિએ જ વિચાર કરવાનું આપણને શીખવવામાં આવ્યું હતું એટલે આપણે એવું સમજતા કે માલ ઉત્પન્ન કરવા માટે જોઈતાં સાધનોમાં ભેગી થયેલી મૂડી રોકાય તેવી ઉત્પાદનની પદ્ધતિ તે મૂડીવાદ. આ વાત અમુક અંશે જ સાચી છે. જો મૂડીવાદનો અર્થ આટલો જ થતો હોત તો તો એ ક્યારનો મરી પરવાર્યો હોત, કારણ પોતાનો પ્રચાર કરવા માટે એની પાસે કોઈ સાધન જ ન હોત પોતાની હસ્તીને ચાલુ રાખવા માટે મૂડીવાદને ઘરાકી ઊભી કરવી પડે છે અને ઘરાકી જમાવવા ખાતર એવા સામાજિક રિવાજો અને ફૅશનો ચાલુ કરવા પડે છે, જેને લોકો વગર વિચારે અનુસર્યા કરે. કોઈ પણ સંસ્થાના જીવનનો આધાર પોતાને માટે સ્થાન કરી લેવાની તેની શક્તિ ઉપર હોય છે. આથી ઉત્પાદન પદ્ધતિઓનું વધુ સાચું વર્ગીકરણ અમુક પદ્ધતિ પોતાના અસ્તિત્વને સાર્થક દર્શાવીને પોતાને માટે બજાર અને ઘરાકી મેળવીને ટકાવી રાખવા માટે માણસોની

પરિસ્થિતિ અને સંજોગો ઉપર કઈ રીતે કાબૂ ધરાવવા મથે છે, તેના ઉપરથી થવું જોઈએ. આવું વર્ગીકરણ કરવામાં પૈસાનો નહીં પણ માણસોનો વિચાર પ્રધાન હશે.

## ગુલામ બનાવનારી પદ્ધતિ

દુકાનદાર લોકોની જરૂરિયાતો વધે એવું જ ઇચ્છે, તેને પોતાને જ તે પૂરી પાડવાનું મળે એમ ઇચ્છે, અને પોતાનું સંભાળવાની બાબતમાં લોકોની લાચારી જેમ વધારે તેમ એનો ધંધો સારો ચાલવાનો. આથી, પોતાના ઘરાકોને પોતાના ઉપર આધાર રાખતા બનાવવામાં તેનો સ્વાર્થ રહેલો છે. આમ કરવાને માટે તે તેમની હાજતોનો ખૂબ ઝીણવટપૂર્વક અભ્યાસ કરે છે, અને તેઓ જાતે કરે તે કરતાં પણ વધુ સારી રીતે તે હાજતોને પૂરી પાડવાનો પ્રયત્ન કરે છે. આનું છેવટનું પરિણામ એવું આવશે કે, ઘરાક પોતાની શક્તિઓનો વિકાસ કરવાના અવકાશને અભાવે ક્ષીણ થઈ જશે, અકડાઈ જશે અને તેને લકવો થઈ જશે; જ્યારે દુકાનદાર માતતો જશે, ફાલતો જશે અને હિકમતવાળો બનશે. ઉત્પાદનની એકકેન્દ્રી પદ્ધતિમાં આવું જ બની રહ્યું છે. જે જાતિઓ કે પ્રજાઓ ટ્રસ્ટીપણાના કે પછાત પ્રજાઓને સુધારવાના વિવિધ ઓઠાં નીચે તેમની હાજતો પૂરી પાડનાર પ્રજાઓ ઉપર રાજકીય અને આર્થિક બાબતોમાં આધાર રાખતી થઈ ગઈ છે, તેમની અધોગતિ આપણે નજર સામે જોઈએ છીએ. આ ટ્રસ્ટી નામધારી પ્રજાઓ પોતાનો ભોગ થઈ પડેલી પ્રજાઓને એવો મોહમંત્ર આપે છે કે, કારખાનાં દ્વારા માલ ઉત્પન્ન કરવાથી તેઓ પોતાનું જીવનધોરણ ઊંચું આણી શકશે, અને એક જાતનો માલ સસ્તો તેમ જ વધુ પ્રમાણમાં ખરીદી શકશે. કારખાનદારોની મદદ લેવામાં આપણું હિત છે, એવું પોતાના ભોગ બનેલા ઘરાકોને સમજાવવામાં કારખાનદારોને જેટલે અંશે સફળતા મળશે તેટલે અંશે તેમનો ધંધો ધીકતો ચાલશે.

અમેરિકા જેવા દેશોમાં આ લાચારી ભયંકર વેગે આગળ વધી રહી છે. ત્યાં સ્ત્રીને ખોરાક પણ રાંધવો પડતો નથી. દુકાનમાં જાઓ કે તરત જ સૂપની ટીકડીઓ, માંસ અને મચ્છીની તૈયાર વાનીઓના ડબ્બા, અને તાજાં જ બનાવેલાં ખીર અને મીઠાઈ તથા જતનપૂર્વક રાખેલાં ફળ મળી રહે છે. તમારે કેવળ પીરસવાની અને જમવાની તસ્દી લેવાની હોય છે. આપણા દેશમાં પણ આવું વલણ જોવામાં આવે છે ક્વેકર ઓટ્સ, ઘઉંની છીણ, કૉર્નફ્લેક્સ, મુરબ્બાઓ, માર્મલેડ અને એવી બીજી સેંકડો વસ્તુઓનો વપરાશ દહાડે દિવસે વધતો જ જાય છે, અર્ધદગ્ધ ડાક્ટરો ઓછું ભણેલી સ્ત્રીઓને તેની ભલામણ કરે છે અને આવી વસ્તુઓમાં ઘેરે બનાવેલા ઘઉંના દાળિયા અને ઋતુ ઋતુનાં ફળો કરતાં પોષક તત્ત્વો વધારે હોય છે એવાં સેલ્સમેનોનાં

વચનો પોપટની પેઠે બોલી જાય છે. જો આવું ચાલું રહ્યું, તો થોડાં જ વરસોમાં આપણાં બજારોમાં તૈયાર રોટલી, અને રાંધેલાં દાળ ભાત પણ ઇગ્લંડમાં બનીને આકર્ષક ડબાઓમાં પેક થઈને ખડકાશે, અને આપણા ઉત્સાહઘેલા ડાકટરો કદાચ આપણને કહેશે કે ઇગ્લંડની આબોહવામાં અને ઊંચાઈએ રંધાયેલા આ પદાર્થોમાં હિંદમાં બનેલા પદાર્થો કરતાં અમુક વિશેષ તત્ત્વો રહેલાં છે. પછી જતે દહાડે રાંધણકળા ભુલાઈ જશે પણ લંડનના કારખાનાંવાળા માતબર થશે. આ કંઈ કેવળ કલ્પનાના તરંગો નથી, એની ખાતરી કરવા આપણે કેવળ ઉઘાડી આંખે ચારે બાજુ જોવાની જ જરૂર છે. એકકેન્દ્રી ઉત્પાદન કરનારા મૂડીવાદી તંત્રનો પાયો પોતાનાં ઘરાકોની કબરો ઉપર મંડાયેલો છે. એટલે, મનુષ્યો ઉપર એની જે અસર થાય છે તેની દૃષ્ટિએ તે ઉત્પાદનને આપણે ગુલામ બનાવનારું, પરોપજીવી અથવા રવીન્દ્રનાથના શબ્દોમાં કહીએ તો માનવભક્ષી પદ્ધતિ કહી શકીએ, એના ભોગ થઈ પડનાર એક વાર સાચી વસ્તુસ્થિતિ સમજી જાય, જાગ્રત થઈ જાય અને પોતાની બધી હાજતો જાતે પૂરી પાડવા મંડી જાય એટલે મૂડીવાદનું આવી બન્યું સમજવું.

## મુક્ત કરનારી પદ્ધતિ

આથી ઊલટું, ઉત્પાદન અને ઉપભોગની જે પદ્ધતિ લોકોમાં શક્તિનું ભાન જાગ્રત કરે, તે મુક્ત કરનારી, સર્જનાત્મક અથવા વિકાસાત્મક પદ્ધતિ કહેવાય. આપણાં ગામડાં પોતાની હાજતો બે રીતે પૂરી પાડી શકે: કાં તો પોતાના પ્રયત્નથી અને મજૂરીથી પોતાની હાજતો પૂરી કરે અથવા પોતે જે હાજતો પૂરી ન કરી શકે તેના વગર ચલાવી લે. આનું પરિણામ એ આવશે કે લોકોમાં સ્વાશ્રયની અને પોતાની ઉન્નતિ કરવાની વૃત્તિ ઉત્તરોત્તર વધતી જશે. જોકે શરૂઆતમાં જેને જીવન ધોરણને નામે ઓળખવામાં આવે છે તે કદાચ હલકું રહેશે. આપણું ધ્યેય તો એવી સ્થિતિ પ્રાપ્ત કરવાનું છે, જેમાં ગામડાંના લોકો પોતાની તેમ જ શહેરના લોકોની બધી હાજતો પૂરી પાડે. આવા પ્રયત્નને પરિણામે લાખો લોકોને કામ મળશે અને પૈસાની હેરફેરમાં ઇષ્ટ સુધારો થશે. ગરીબાઈ દૂર કરવાનો અને સંપત્તિ પેદા કરવાનો આ એક જ કાયમી માર્ગ છે.

## સ્વતંત્રતા

ધારો કે રાજકીય સ્વતંત્રતા આપણને બક્ષિસ તરીકે મળી ગઈ તોયે તેનો આપણે ઉપયોગ શો કરીશું? તેનો જો આપણે સદુપયોગ ન કરી શકીએ તો એ સ્વતંત્રતાનો કંઈ અર્થ નથી. આપણા લોકો પોતાને જોઈતી વસ્તુઓ જાતે પેદા કરી લેવાનું શીખતા જશે તેમ તેમ સ્વાશ્રયી બનતા જશે. અને સ્વાશ્રય

એ જ સ્વાતંત્ર્યનો પાયો છે, અને પરાવલંબન એ ગુલામીનું સત્ત્વ છે. જ્યારે ગામડાંના લોકો સ્વાશ્રયી બન્યા હશે, અને તેમણે સ્વતંત્રતા પ્રાપ્ત કરી હશે ત્યારે તેઓ પોતાનું સમાલી લેવાને શક્તિમાન થશે. ત્યારે ગ્રામપંચાયતો કામ કરતી થઈ ગઈ હશે, તે લોકો પોતાના પાણીની અને આરોગ્યની વ્યવસ્થા ઉપર કાબૂ ધરાવતા હશે, રસ્તા બાંધતા હશે, નિશાળો ચલાવતા હશે, અને કેટલેક અંશે પોતાના ઉપર કર નાખતા હશે અને એ રીતે સ્વરાજ્ય ભોગવતા હશે. આપણે જો આ બધી જવાબદારીઓ ઉપાડી લેવા તૈયાર ન હોઈએ તો આપણી ભવિષ્યની દશા આજના કરતાં પણ બૂરી થવાની છે.

આ ઉપરથી એ ફલિત થાય છે કે ગામડાંઓ પોતે પોતાનો માર્ગ શોધતાં અને નિયમન કરતાં થઈ જાય, એમાંથી જે શિસ્ત અને આપ-બુદ્ધિ પ્રગટ થશે તેને જોરે આપણે પરદેશના હુમલા સામે રક્ષણ કરવાને માટે અહિંસક દળ ઊભું કરી શકીશું, અને પછી આપણાં ઘરબાર સાચવવા માટે બીજી પ્રજાઓની મદદની ભીખ માગવાની નામોશી આપણે અનુભવવી નહીં પડે.

## સામ્રાજ્યવાદનાં બીજ

સામાન્ય રીતે સામ્રાજ્યવાદનો અર્થ આપણે એવો સમજીએ છીએ કે, એક પ્રજા બીજી પ્રજાને કબજામાં રાખે અને તેની ગુલામીનો પોતાના લાભને માટે ઉપયોગ કરે. રાષ્ટ્રીય, રાજકીય કે ભૌગોલિક સરહદો વટાવવાની આપણને જરૂર ન હોય અને છતાં આપણામાં આવા સામ્રાજ્યવાદની વૃત્તિ હોય એમ બને. ઘણી વાર એક વ્યક્તિમાં પણ સામ્રાજ્યવાદનાં બીજ જોવામાં આવે છે. એ જો આપણે સાદામાં સાદા રૂપે જોવી હોય તો બીજાને ભોગે પોતાને માટે કંઈક મેળવવાની ઇચ્છામાં તે જોવાની મળશે. જ્યાં જ્યાં આ વૃત્તિ છે ત્યાં સામ્રાજ્યવાદનાં બીજ રહેલાં છે એમ સમજવું.

ખાનગી માલકીના એકકેન્દ્રી ઉદ્યોગોમાં આપણને આ વૃત્તિ ઉગ્ર સ્વરૂપે જોવાની મળે છે. આથી જે જે દેશ આ પ્રકારની અર્થવ્યવસ્થાને અનુસરે છે, તે દેશ આખરે સ્વાતંત્ર્ય નહીં પણ સામ્રાજ્યવાદ પેદા કરે છે. એ બેધારી તલવાર છે. એ વાપરનારને અને જેના ઉપર તે વપરાય છે તે બંનેને કાપે છે. બહારનાં દબાણ અને શિસ્ત વડે જ એ પાંગરી શકે છે.

અલબત્ત, આ અનિષ્ટનું મારણ આત્મપ્રેરણા અને આત્મશાસન છે. આ બંને ગુણોનો વિકાસ કરવામાં વિકેન્દ્રિત ઉદ્યોગો આપણને મદદ કરે છે, એટલે કે આપણા સક્રિય સહકાર વગર કોઈ પણ દેશ આપણને ગુલામ બનાવી શકતો નથી. કોઈ પણ જાતનાં બહારનાં પ્રલોભનોની સામે ટકી રહેવાને માટે પૂરતી શિસ્ત જો આપણે લોકોમાં પેદા કરી શકીએ તો જ સ્વાતંત્ર્ય આપણે

મેળવી શકીશું અને સાચવી શકીશું, પણ ત્યાં સુધી આપણા નસીબમાં ગુલામી જ રહેવાની.

સામ્રાજ્યવાદ બહારથી સત્તા ચલાવે છે અને તેના પાયામાં હિંસા અને ભય હોય છે. પણ સ્વાતંત્ર્ય તો આત્મશાસન, અહિંસા અને પ્રેમમાંથી પ્રગટે છે. જ્યાં એવી સ્થિતિ પ્રવર્તતી હોય ત્યાં ઊંચનીચ, ગરીબતવંગરના ભેદો હોતા નથી, બધા જ માણસો ભાઈ ભાઈ થઈને રહે છે.

સામ્રાજ્યવાદની ભાવનાનું અંતિમ પરિણામ આપણે આપણી નજર સામે જોઈ રહ્યા છીએ. જર્મની, જાપાન, ઇંગ્લંડ, અમેરિકા, બધાં જ દુનિયાના ભંડારો ઉપર કબજો મેળવી પોતાનો સ્વાર્થ સાધવા માટે લડી રહ્યાં છે. લડનારી દરેક પ્રજા લડવાને માટે જે કારણો આગળ ધરે છે, તેમાં ઊંડા ઊતરીને જોઈશું તો આપણને આ વાત બરાબર માલૂમ પડશે. પ્રજા પ્રજા વચ્ચે, કે એક જ પ્રજાની અંદર, કે વ્યક્તિઓ વચ્ચે સામ્રાજ્યવાદ જામે એટલે તેમાંથી વિનાશ, દુશ્મનાવટ અને હિંસા જન્મે છે. આપણું જીવન આપણે એવી પરિસ્થિતિમાં ઘડવા માગીએ છીએ ?

જ્યાં સુધી આપણામાં બીજાની મહેનતમાંથી લાભ ઉઠાવવાની વૃત્તિ કાયમ છે, ત્યાં સુધી વડો પ્રધાન ચર્ચીલ કે સર સ્ટેફર્ડ ક્રિપ્સ આપણને કશી મદદ કરી શકે એમ નથી

ઇંગ્લંડની મિલોને કાચો માલ પૂરો પાડીએ અને તેમના તૈયાર માલને માટે અહીં બરાબર અંકુશમાં રહેલું બજાર પૂરું પાડીએ, એટલા ખાતર આપણને બંધનમાં રાખવામાં આવેલા છે. આથી જે ક્ષણે આપણે પોતે આપણા કાચા માલનો ઉપયોગ કરતા થઈશું, અને આપણી બધી હાજતો જાતે પૂરી પાડવા માંડશું, તે ક્ષણે સામ્રાજ્યવાદનો પાયો ભડાકા સાથે ઊડી જશે.

આ ઉપાય દેખાય છે ખૂબ સહેલો, પણ એનો અમલ કપરો છે, કારણ કે એ અપાર આત્મસંયમ અને આત્મશાસનની અપેક્ષા રાખે છે. સાચી સ્થિતિ એવી છે કે, ગામડાંમાં બનેલી વસ્તુઓ મોંઘી લાગે છે કારણ કે તેની કિંમતમાં સંપત્તિની વહેંચણીનું પ્રમાણ વધારે હોય છે, જ્યારે પરદેશથી આવેલો મિલમાં બનેલો માલ સોંઘો લાગે છે પણ એની સોંઘારતનું કારણ એના બનાવનારાઓ અને તેમની સરકાર જે લૂંટ ચલાવે છે, તેમાં ખરીદનારને પણ થોડો ભાગ મળે છે એ હોય છે. આ લૂંટમાં મળતા થોડા ભાગથી આપણે લલચાઈ જઈશું ? ગામડાંમાં બનેલી ચીજો ઘણી વાર ઓપ વગરની હોય છે, અને તેનું કારણ મોટે ભાગે ગામડાંના લોકો પ્રત્યેની આપણી ઉપેક્ષા છે. તો શું મિલોમાં બનેલા એક ધોરણના એકસરખા માલમાંથી મળતા સહેજ સંતોષને ખાતર આપણે આપણા ગામડાના બાંધવોનો ત્યાગ કરીશું ? અંતે

તો સ્વરાજ્ય મેળવવા માટે શરૂઆતમાં આવા નાના નાના ત્યાગ આપણે કરવા પડશે. આ ઝીણી ઝીણી વસ્તુઓ આપણને મોટી લાગે છે? દૂર ભાવિના આપણા દર્શનને એ ઝાંખું બનાવી દે છે? આપણી વિવેકબુદ્ધિને આ નાની નાની બાબતો એટલી બધી વિકૃત બનાવી મૂકે છે કે, આપણને સ્વરાજ્ય કરતાં સુંદર વસ્ત્રાભૂષણ સાથેની પરદેશી ધૂંસરી સારી લાગે! ઘર ભરાય એટલા વૈભવ સાથેની ગુલામી કરતાં લૂખા કોળિયા સાથેનું સ્વરાજ સારું!

જેટલે અંશે હિંદુસ્તાનનાં ગામડાં આપણી પ્રાથમિક અને મોટી જરૂરિયાતો પૂરી પાડશે તેટલે અંશે આપણે સ્વરાજ ભોગવતા થઈશું. આ કાર્યક્રમમાં માલ બનાવનારા અને વાપરનારા બંને એકબીજાને મદદ કરી શકે એમ છે. સામ્રાજ્યવાદ સામેના આ યુદ્ધમાં દરેક સ્ત્રીપુરુષ અને બાળક પોતપોતાનો યોગ્ય ફાળો આપી શકે એમ છે.

# પ્રકરણ ૭મું

## જીવનમાં કામનું સ્થાન

ઘણાં માણસોને કામ પૂરું પાડવાનો આપણો આશય છે ખરો? જો એ આશય હોય તો કામ આપવાથી લાભ શો થાય છે? શું એથી ભૂતદયાનું પુણ્ય મળે છે? કામ એ શાપ છે કે વરદાન છે? કામથી માણસને શું મળે છે? કામ કરવાથી માણસોને ફાયદો થાય છે કે તે બધાં ઘસાઈ જાય છે? આ અને એવા પ્રશ્નોનો વિચાર કરવામાં આપણે થોડો વખત આપીશું.

સારા પથ્ય ખાદ્ય પદાર્થો અને બીજી શુદ્ધ વસ્તુઓ પૂરી પાડવી એ એક જાતે કરવા લાયક કામ છે. ખાસ કરીને આજના આ માલની ભેળસેળના જમાનામાં તો એ એક ઊંચા પ્રકારની સમાજસેવા છે. બેકાર માણસોને કામ શોધી આપવું એ પ્રશંસાપાત્ર જીવદયાનું કાર્ય ગણાવું જોઈએ એ ખરું છે. પણ જો આપણે આટલેથી જ અટકી જઈએ તો આપણે આપણું જીવનકાર્ય પૂરું કર્યું કહેવાય? જો જરૂરની વસ્તુ પૂરી પાડવી એટલો જ કામનો અર્થ થતો હોય તો તો મોટા પાયા ઉપરનું ઉત્પાદન શું ખોટું છે? તેનાથી મોટા જથામાં વસ્તુઓ પેદા કરી શકાશે. કામને ખાતર કામનું સૂત્ર લૂખા વૈતરાને ભાવનાનો રંગ અર્પે છે. પરંતુ આપણે તો વૈતરું ઘટાડવું છે, અને જે માણસ માણસોને વૈતરા બનાવે છે તે તેમનો હિતચિંતક નથી. તો પછી આપણે શું ઇચ્છીએ છીએ?

### કામનો ધર્મ

માણસને પશુઓથી જુદો પાડનારી વસ્તુઓ પૈકી એક ધર્મ છે. ધર્મ શબ્દનો અર્થ સામાન્ય રીતે લોકો વિધિઓ અને પૂજાઅર્ચા એવો સમજે છે. પણ માણસ સાચે જ ધાર્મિક વૃત્તિનો હોય તો તેના પ્રત્યેક કાર્યમાં સર્જનહારનો મહિમા પ્રગટ થવો જોઈએ. સામાન્ય સમજ પ્રમાણે માણસ જેટલો સમય જાગ્રતાવસ્થામાં ગાળે છે તેનો બહુ થોડો અંશ ધર્મની પાછળ જાય છે. તેનો ઘણોખરો સમય તો કામમાં જ જાય છે. તેના લગભગ બધા જ વિચારો કામ પર કેન્દ્રિત થયેલા હોય છે અને તે જે કામો કરે છે તેનો સરવાળો એ જ તેનું જીવન છે. આથી કર્મકાંડી ધર્મ કરતાં કામનું મહત્ત્વ વધારે છે. આપણે લગભગ એમ કહી શકીએ કે, કામ એ ધર્મનું વહેવારુ પાસું છે. માણસને પશુથી જુદો પાડનાર વસ્તુ ધર્મ હોય તો માણસને કામ કરવાની તક ન આપવી એ તેને સંપૂર્ણ માનવ બનવાના અધિકારથી વંચિત રાખવા બરાબર થાય છે. આ દૃષ્ટિએ જોતાં, માણસને કામથી વંચિત રાખવો એ તેને દેવમંદિરમાં દાખલ થતો રોકવા બરાબર થાય. આર્થિક દૃષ્ટિએ જોતાં બેકાર માણસો સમાજના અછૂતો જેવા છે. એ બંને સ્થિતિ સરખી જ અધોગતિ કરનારી છે. બેકારી દૂર કરવી એ દેવમંદિરનાં દ્વાર સર્વને માટે ખુલ્લાં કરવા બરાબર છે.

આપણે જો નિર્મળ બુદ્ધિથી જરા જેટલો વિચાર કરીશું તો જણાશે કે, વહેવારુ દૃષ્ટિએ કર્મકાંડી ધર્મ કરતાં સમાજમાં કામ વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે. અમે અંતરથી ઈશ્વર ઉપર પ્રેમ રાખીએ છીએ એમ કહેવું સહેલું છે, પણ પોતાના પડોશીઓ સાથેના રોજરોજના વહેવારમાં ઈશ્વર ઉપરનો પ્રેમ વ્યક્ત કરવાનુ મુશ્કેલ છે. આમાંની પહેલી વસ્તુ ધર્મ વિષેની સામાન્ય લોકોની કલ્પના દર્શાવે છે, જ્યારે બીજી કામનં સાચું મહત્ત્વ દર્શાવે છે. જે માનવબંધુને આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ તેના ઉપર જો આપણે પ્રેમ રાખી નથી શકતા તો જે ઈશ્વરને આપણે જોયો નથી, તેના પર શી રીતે પ્રેમ કરી શકવાના હતા?

આ દૃષ્ટિએ, પહેલાં કહી ગયા તેમ, કર્મકાંડી ધર્મ કરતાં પણ કામનું મહત્ત્વ વધારે છે. પરંતુ દુનિયામાં કામ હમેશ પવિત્ર મનાયું નથી.

### કામનું પૃથક્કરણ

આપણે કામનું યોગ્ય પૃથક્કરણ કરીએ તો તે શાપરૂપ લાગતું નથી. કામમાં બે મહત્ત્વનાં તત્ત્વો હોય છે–(૧) વિકાસનું બીજ, એટલે કે જેથી

વ્યક્તિનો વિકાસ અને સુખ સધાય તે તત્ત્વ, અને (૨) વૈતરું. જેમ દરેક બીજમાં છોડું અને અંદરનો ગર્ભ બંને હોય છે, અને કોઈ પણ સુયોજિત આહારમાં તે પથ્ય બને એટલા ખાતર સત્ત્વ અને કૂચો બંને હોવાં જોઈએ, તેમ કામ પણ માણસને હિતકર થાય તેટલા ખાતર તેમાં આ બંને તત્ત્વો આવશ્યક છે. કહેવત છે કે પ્રતિભા એટલે એક ટકો પ્રેરણા ને નવાણું ટકા પરિશ્રમ. એ પરિશ્રમ અથવા વૈતરા વગર પ્રેરણા અસરકારક થતી નથી. એ બંને હોય તો જ તે માણસને લાભકર્તા થાય. કામ મારફતે કોઈને પોતાનો વિકાસ સાધવો હોય તો વૈતરાનું તત્ત્વ આવશ્યક છે. કોઈ સંગીતકાર રંગભૂમિ ઉપર વાજિંત્ર બજાવે તે પહેલાં તેને દિવસોના દિવસો મહાવરો કરવામાં ગાળવા પડે છે.

કોઈ માણસ વિજ્ઞાનશાસ્ત્રી બને તે પહેલાં તેણે વરસો સુધી પ્રયોગશાળામાં મહેનત કરવી પડે છે અને સલ્ફ્યુરેટેડ હાઇડ્રોજન જેવા વાયુની ગંધ સહન કરી શકે એ રીતે પોતાની ઘ્રાણેન્દ્રિયને કેળવવી પડે છે. આથી જ્યારે કામના આનંદદાયક અંશ સાથે વૈતરાનું સંમિશ્રણ થાય છે ત્યારે જ વિકાસ સંભવિત બને છે. જે માણસ વૈતરું ટાળે છે, તેને કામના કેવળ આનંદદાયક અંશથી લાભ થતો નથી. કદાચ થોડા સમયને માટે માણસને તેમાં આનંદ પડે પણ તે પછી બહુ થોડા સમયમાં જ તેની અધોગતિ થવા માંડે છે. જો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે તો કામ માણસના વ્યક્તિત્વના આવિષ્કારનો એક માર્ગ બને છે, તેના ઉત્તમોત્તમ અંશોને પ્રગટ કરે છે અને તેની શક્તિઓનો વિકાસ કરે છે. માણસ જે જે આદર્શો, સિદ્ધાંતો કે ધર્મને વળગીને ચાલે છે તે બધા તેનાં રોજેરોજનાં કામમાં પ્રતિબિંબિત થવા જોઈએ. આમ વ્યક્તિ અને તેનું કામ એકબીજા પર અસર કર્યા કરે છે. માણસ જે કામ કરે છે, તેના કરતાં તે કામની તેના ઉપર જે અસર થાય છે તેનું મહત્ત્વ વધારે હોય છે, કારણ કે, માણસનું વ્યક્તિત્વ ખીલવવામાં તે ઉપયોગી થાય છે અને એ રીતે તે માનવ પ્રગતિમાં મદદરૂપ થઈ પડે છે.

કામનો વૈતરારૂપી અંશ કંટાળાભરેલો હોવાને કારણે, અને માનવ પ્રકૃતિ આજે જેવી છે તેવી હોવાને લીધે, તે અંશને ટાળવાનો અથવા બીજા ઉપર ખસેડી મૂકવાનો માણસનો પ્રયત્ન હોય છે. પરંતુ કોઈ પણ માણસ કેવળ વૈતરું ઉઠાવવા તૈયાર હોતું નથી એટલે પછી બળજબરી વાપરવાની જરૂર પડે છે. જો આપણે કેવળ જિંદગીનો આનંદ લૂંટવા નીકળીએ તો કોઈ પાસે બળાત્કારે વૈતરું કરાવવું જ પડે. પશ્ચિમની પ્રજાઓએ કામનું આનંદદાયક બીજ અને વૈતરું એ બે વચ્ચેના આ વિચ્છેદને ટાળવાનો કશો પ્રયત્ન કર્યો નથી.

ઊલટું, તેઓ તો ખુલ્લેખુલ્લું જીવનના આનંદનું ગૌરવ કરવા નીકળી પડ્યા. એનો અર્થ એ થયો કે બીજાઓને ગુલામ બનાવવા. કામ વિશેની આવી સમજણના પાયા ઉપર જ ગ્રીસ અને રોમનાં સામ્રાજ્યોનો અમલ ચાલતો હતો અને કામના જે કંટાળા ભરેલા ભાગમાંથી આનંદ મળતો નથી તેનો બોજો ગુલામ બનાવેલા કેદીઓ ઉપર નાખવામાં આવતો હતો. એ જ પ્રમાણે ઉમરાવશાહીના જમાનામાં પણ ઉમરાવો દારૂ પીને ચકચૂર રહેતા અને સર્ફ લોકો વૈતરું કરતા. કામ કર્યા વિના ભોગો ભોગવવા એ કુલીનતાનું લક્ષણ ગણાતું. ત્યાર પછી મૂડીદારોના જમાનામાં પણ મૂડીદારો અને તેમના મૅનેજરો કારખાનાંમાં વૈતરાં ઢસડનારને ભોગે તાગડધિન્ના કરતા હતા. જ્યારે આપણે રાજકીય સત્તાના પ્રભુત્વના જમાનામાં આવીએ છીએ ત્યારે આપણે સામ્રાજ્યોને સંસ્થાનોને ભોગે લહેર ઉડાવતાં જોઈએ છીએ. આ આખી પદ્ધતિ હિંસા ઉપર રચાયેલી છે. હિંસા વગર કોઈ પણ પ્રજા પોતાનું વૈતરું બીજી પ્રજાઓને માથે નાખી જ ન શકે, અને તેમને પોતાના કઠિયારા કે ભિસ્તી બનાવી ન શકે.

## प्रकारो

ઍરિસ્ટૉટલના મત પ્રમાણે ગુલામીની વ્યવસ્થા કુદરતે કરેલી છે. જ્યારે કામમાં પોતાના આત્માને વ્યક્ત કરવાનો અવકાશ નથી રહેતો ત્યારે તે વૈતરું બની જાય છે, અને ગુલામીમાં પરિણમે છે. આને પરિણામે ગ્રીસ અને રોમની સંસ્કૃતિએ કામને અનિષ્ટ વસ્તુ ગણી. માણસ જેટલે અંશે કામ કે ભારે મજૂરીમાંથી છૂટો થઈ શકતો તેટલે અંશે તેનો સામાજિક દરજ્જો અને મોભો વધતો. ગુલામોને કુદરતે જ વૈતરું કરવાને સરજ્યા છે એવું તેઓ માનતા. આવા આદર્શોના બોજા નીચે એ સંસ્કૃતિઓ પડી ભાંગી.. આજે પણ પશ્ચિમનાં આર્થિક તંત્રોમાં આપણને એની એ જ દૃષ્ટિ ચાલુ રહેલી દેખાય છે.

આપણે આપણી દૈનિક પ્રવૃત્તિઓના ત્રણ પ્રકાર પાડી શકીએ :—

૧. બહારના હુકમથી કરવાની મહેનત.

૨. મહેનત ખાતર કરવાની મહેનત.

૩. પોતે પસંદ કરેલા હેતુને પાર પાડવા માટે કરવાની મહેનત.

આમાંનો પહેલો પ્રકાર એ ગુલામી છે અને માનવજીવનનાં બધાં રસકસ શોષી લે છે. બીજો પ્રકાર એવો છે, જેમાં મહેનતને પરિણામે શરીરનો વિકાસ થાય છે કે આનંદ મળે છે — જેમ કે રમતગમત વગેરે. પણ ત્રીજા પ્રકારના હેતુપૂર્વક કરેલા સાચા કામ દ્વારા જ માણસની ઉચ્ચ શક્તિઓ કેળવાય છે અને વિકાસ પામે છે.

કામને ખાતર કામ એ જો સારી વસ્તુ હોય તો ગુલામીને સારપનો અર્ક કહેવો જોઈએ. ત્યારે ગુલામીમાં દોષ શો છે? એમાં માણસને પોતાની ઇચ્છાથી કશું કામ કરવાનું રહેતું નથી એટલે તેના વ્યક્તિત્વનો નાશ થાય છે. આમ માનસિક વિકાસનું બીજ રોકાઈ જાય છે એટલે કે નાશ પામે છે. પછી રહે છે કેવળ વૈતરું. અને આમ યોગ્ય સ્થાને વૈતરું કંઈ અનિષ્ટ વસ્તુ નથી, પણ કેવળ વૈતરું તો ગાયને ગળે બાંધેલા ઢણાસમું થઈ પડે છે. જેમ પાચનક્રિયા બરાબર ચાલે તે માટે પુષ્કળ રેસાદાર ખોરાકની જરૂર પડે છે, તેમ કામનો પૂરો લાભ મેળવવો હોય તો તેમાં ૯૦ થી ૯૫ ટકા વૈતરું જરૂરનું થઈ પડે છે, અને જેમ આપણે કેવળ રેસાદાર ભૂસું જ ખાઈએ ને બીજો સત્ત્વવાળો ખોરાક ન લઈએ તો હોજરી બગડી જાય, અને જીવનદીપ હોલવાઈ જાય, તેમ આપણે જો કેવળ વૈતરું જ કરવાનું હોય ને આપ ઉમંગથી કશું કરવાનું ન હોય તો બધી પ્રગતિ થંભી જાય ને સમાજદીપ હોલવાઈ જાય. ગુલામીની મહેનત એ કામ નથી પણ વૈતરું છે, અને તેથી તે મૃત્યુ નિપજાવે છે. મોટા પાયા ઉપરના ઉત્પાદનમાં બને છે તેમ આપણે લોકોને માટે જો કેવળ વૈતરું કરવાનું રાખીએ તો તેનું પરિણામ સમાજના મૃત્યુમાં જ આવવાનું છે. ગુલામીમાં જે કંટાળાનું તત્ત્વ રહેલું છે, તેનું કારણ મોટે ભાગે એ હોય છે કે સ્વેચ્છાનો સહકાર અથવા વ્યક્તિનો ઉમંગ એ બેને બદલે તેમાં બહારનું દબાણ કામ કરે છે. આપણે જોઈ ગયા છીએ કે પહેલા પ્રકારનો શ્રમ અધોગતિ અને મૃત્યું લાવનારો હોય છે, અને તેથી માનવજીવનને લાગતા ઘસારાનો જો વિચાર કરીએ તો ગુલામી એ મજૂરીનો મોંઘામાં મોંઘો પ્રકાર ગણાવો જોઈએ.

મોભો : પ્રતિષ્ઠા

જ્યારે માણસ સંસ્કૃતિની લૂંટારુ અવસ્થામાં હોય છે ત્યારે કામને હલકું ગણવામાં આવે છે. જે કોઈ માણસ ઓછામાં ઓછી મહેનતે વધારેમાં વધારે ભૌતિક લાભ મેળવી શકે તે હોશિયાર અને આવડતવાળો ગણાય છે. અહીં શારીરિક શ્રમની પ્રતિષ્ઠા બેશક ઓછી હોય છે. આ પ્રકારના દૃષ્ટિને પરિણામે જ સમાજમાં શોષણની વૃત્તિ ઘર કરી શકી છે: જેઓ બુદ્ધિમાં ચપળ હોય છે તેઓ પોતાનો કામનો બોજો ટાળવા માટે બીજા ઓછા ચાલાક, સ્વભાવે સંકોચશીલ માણસો પાસે બળજબરીએ કામ કરાવી તેમના ઉપર પ્રભુત્વ ચલાવે છે. આગળ જતાં, આ ભૂમિકાએ, કામને સંપત્તિ મેળવવાનું એક સાધન લેખવામાં આવે છે. પણ સંપત્તિ દ્વારા જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પડે છે તેથી માણસ તે મેળવવા નથી ઇચ્છતો પણ તેની મારફતે બીજા માણસોનાં જીવન ઉપર કાબૂ મેળવી શકાય છે તેટલા ખાતર, અથવા, બીજી રીતે કહીએ તો સત્તાને હસ્તગત કરવાને ખાતર સંપત્તિ મેળવવા ઇચ્છે છે.

આ રીતે જોતાં મહત્ત્વાકાંક્ષી માણસોના હાથમાં સંપત્તિ એ સમાજને માટે જોખમભર્યું હથિયાર બની જાય છે, કારણ કે તેને જોરે નબળા માણસોને ગુલામ બનાવવામાં આવે છે. જેમ પોલાદની છરી કોઈ દુશ્મનને મારવામાં અને ફળ કાપવામાં પણ વપરાય, તેમ કામ પણ માણસને માટે કાં તો એક વફાદાર નોકર અથવા એક કાતિલ હથિયાર બની શકે છે. ઉત્પાદનની પશ્ચિમની પદ્ધતિઓમાં કામને કારણે સત્તાનું કેન્દ્રીકરણ થાય છે, અને એ વસ્તુ પશ્ચિમમાં કામ ખોટે રસ્તે ચઢી ગયું છે તે વાતનો અચૂક પુરાવો છે. આ કેન્દ્રિત સત્તા સારાને માટે વપરાય છે કે નરસાને માટે એ વાત મહત્ત્વની છે. જો સાધનો ખરાબ હોય તો ઇષ્ટ સાધ્ય તેને સારાં નહીં ઠરાવી શકે. મૂડીવાદ અને સામ્યવાદ બંનેમાં કામનું ધ્યેય અથવા પરિણામ સત્તાનું કેન્દ્રીકરણ છે. મૂડીવાદમાં સત્તા મૂડીદારના હાથમાં અને સામ્યવાદમાં રાજ્યતંત્રનું ગાડું ગબડાવનાર થોડા માણસોના હાથમાં કેન્દ્રિત થાય છે. આવી પરિસ્થિતિમાં કામદારે તો કેવળ ચીંધેલું કામ કરવાનું રહે છે; માણસ કામ માટે જ સરજાયો છે એમ મનાય છે, અને અંતે તે ગુલામ બની જાય છે. તે મજૂરી કરે છે અને તેની મજૂરીમાંથી ઉદ્‌ભવતી સત્તા કોઈ બીજાના જ હાથમાં ભેગી થાય છે. આવું કામ માણસના જીવનને ચિમળાવી નાખે છે અને દિવસને અંતે તેને થકવીને લોથ કરી નાખે છે. આજની દુનિયાના ઔદ્યોગિક દૃષ્ટિથી આગળ વધેલા દેશોમાં કામનું આ કામ થઈ પડ્યું છે. તે દેશોમાં મજૂરને કેવળ મૂંગા ઢોરની પેઠે જેમ હાંકે તેમ હંકાવાનું રહે છે. તેને પોતાની ઇચ્છા જેવું કશું રહ્યું નથી. તે આર્થિક તંત્રના ચક્રનો એક દાંતો બની ગયો છે. તેની આપમતિ હરાઈ ગઈ છે તેથી તેનો રસ અને તેની જવાબદારીની ભાવના મરી ગઈ છે. તે વિચાર કરતો અટકી ગયો છે અને હવે તે જેમ જેમ બળવાનોની જાળમાં વધારે ને વધારે ફસાતો જાય છે તેમ તેમ ભાવિ વિનાશમાંથી પોતાનું રક્ષણ કરવાની તેની શક્તિ વધારે ને વધારે ઘટતી જાય છે.

બીજા પ્રકારના શ્રમની ચર્ચાના લંબાણમાં ઊતરવાની જરૂર નથી. અમુક મર્યાદામાં એ આવશ્યક છે. સુયોજિત જીવનમાં રમતગમતને સ્થાન છે એ સાચું, પણ જો એ જીવનનો પ્રધાન હેતુ થઈ પડે તો માણસને જડ બનાવી દે. પ્રાચીન ગ્રીસ અને રોમમાં નીચલા થરના લોકો ગુલામ હતા અને તેઓ પશુ જેવાં જીવનમાં જિંદગી પૂરી કરતા. સમાજના ઉપલા થરના લોકો રમતગમત અને મોજમજા પાછળ પડ્યા અને તેમણે પોતાનાં શરીરનો વિકાસ સાધ્યો ખરો પણ અંતે તે નૈતિક અને આધ્યાત્મિક વિનિપાતને પામ્યા. માણસના શરીરનું વૈતરું જરૂરનું છે. એટલે જ્યાં કામ કેવળ આનંદદાયક ભાગ પૂરતું જ મર્યાદિત કરવામાં આવ્યું હોય ત્યાં આ જરૂરી વૈતરું પણ રમતોના

આનંદદાયી સ્વરૂપે પૂરું પાડવામાં આવે છે. પશ્ચિમમાં ટેનિસ, ક્રિકેટ, ફૂટબૉલ વગેરે રમતો ઉપર આટલો બધો ભાર મુકાતો જોવામાં આવે છે તેનું કારણ આ છે.

सांस्कृतिक

શ્રમનો છેલ્લો પ્રકાર એવો છે જેમાં માણસનો ઉત્તમોત્તમ વિકાસ થઈ શકે. જીવનમાં જે મોટા મોટા નિર્ણયો લેવા પડે છે, તેમનાથી આપણું ચારિત્ર્ય ઘડાતું નથી, પણ રોજરોજના વહેવાર દરમિયાન ઊઠતા નાના નાના પ્રશ્નોનો આપણે જે નિકાલ લાવતા રહીએ છીએ તે પરથી ઘડાય છે. આપણી જાગ્રત અવસ્થાનો ઘણોખરો સમય કામ ખાઈ જાય છે, અને કામ સાથે અને બીજા માણસો સાથેના વહેવાર સાથે સંબંધ ધરાવતા અનેક પ્રશ્નો આપણા જીવનનું સ્વરૂપ ઘડે છે. આથી આપણે જાગ્રત રહેવું જોઈએ અને આપણું કામ આપણા ઉપર કેવી અસર કર્યા કરે છે તે જોતા રહેવું જોઈએ. જગતના ઇતિહાસનું સાચું પૃથક્કરણ કરવાથી આપણને માલૂમ પડે કે દરેક સંસ્કૃતિનું સ્વરૂપ તે તે લોકોના સંસ્કૃતિ ખીલવનારા આર્થિક જીવનના ઘાટ ઉપરથી ઘડાયું હતું. ધર્મે આદર્શો પ્રેર્યા હશે, પણ તેમની તાવણી અને કસોટી તો કાર્યની પ્રયોગશાળામાં જ થયેલી છે. આથી પ્રજાઓના વિકાસમાં સંસ્થાબદ્ધ કે કર્મકાંડ પ્રધાન ધર્મ કરતાં કામ વધારે વ્યાપક ભાગ ભજવે છે. અને છતાં લોકનાયકો એ પ્રચંડ શક્તિનો કેટલો ઓછો વિચાર કરે છે! જો યોગ્ય વલણ આપવામાં આવે તો કામથી ધીરજ, ખંત, સૂઝ, નવસર્જનની શક્તિ અને મૌલિકતાના વિકાસને અવકાશ મળે છે, અને તેની સાથે જ આત્મવિશ્વાસ, જવાબદારીનું ભાન, ચોકસાઈ, ઝીણવટ અને કળાની દૃષ્ટિ પણ ખીલે છે. કામ એ સાચે જ જીવનની કેળવણીની શાળા છે. શરીરને જેમ ખોરાક તેમ માણસની શક્તિઓને કામ પોષણ આપે છે અને વિકસાવે છે.

મૂડીવાદ અને સામ્યવાદ બંનેમાં અથવા ખરું જોતાં બધાં જ મોટા પાયા ઉપરનાં ઉત્પાદનમાં મજૂરે કેવળ હાથ વાપરવાના હોય છે, અને તેના મગજ તેમ જ હૃદયને કંઈ કરવાનું રહેતું નથી. આવાં આર્થિક તંત્રોમાં શક્ય તેટલે અંશે સંસ્કારિતા કામના ક્ષેત્રની બહારથી મેળવવાની રહે છે. માનસશાસ્ત્રી દૃષ્ટિએ જોતાં જે માણસોને કામના સ્વાભાવિક માર્ગદ્વારા મળતા સંસ્કારથી વંચિત રાખવામાં આવ્યા છે, તેમનામાં સંસ્કાર દાખલ કરવાની આ રીત તદ્દન કૃત્રિમ છે. આમાં જો સુધારો કરવો હોય, અને કામને સંસ્કારનું સાધન બનાવવું હોય, અથવા બીજા શબ્દોમાં કહીએ તો માણસના વ્યક્તિત્વના ત્રણે અંશો એટલે કે બુદ્ધિ, ચારિત્ર્ય અને કળાની વૃત્તિને ખીલવવાનું સાધન બનાવવું હોય તો કામની યોજના અને તેને કેમ કરવું તે

વિષેના હુકમો કેન્દ્રમાંથી ન નીકળતાં, તેમનું વિકેન્દ્રીકરણ થવું જોઈએ એ ઉઘાડું છે. કામને ફરીથી એક વાર તેને યોગ્ય સ્થાને સ્થાપવામાં મોટામાં મોટી મુશ્કેલી આજે જો કોઈ હોય તો તે કેળવણીની ખોટી પદ્ધતિએ જીવનનાં ખોટાં મૂલ્યો ઊભાં કરીને લોકોમાં જે વિચારોને પ્રચલિત કર્યા છે તેમનો સામનો કરવાને અંગેની છે. ગ્રામોદ્યોગસંઘ કામને પ્રજાજીવનમાં પાછું તેને યોગ્ય સ્થાને પ્રતિષ્ઠિત કરવા માગે છે, અને તેથી તેને ભારે મુશ્કેલીઓ સામે ઝૂઝવું પડે છે. તેણે કામ વિષેના આજના જમાનાના વિચારોમાં પલટો લાવવાનો છે, અને એ કંઈ એક દિવસમાં બની જાય તેવી વાત નથી. પણ તેની જવાબદારી આટલેથી પૂરી થતી નથી. તેને માથે કામની નવી પદ્ધતિઓ બતાવવાની જવાબદારી પણ રહેલી છે. આ મુશ્કેલીઓનો કઈ રીતે વિચાર કરવામાં આવે છે તેનો ખ્યાલ સંઘ જે શોધખોળો ચલાવે છે તે ઉપરથી આવશે. પહેલાં કહેવાયું છે તે પ્રમાણે, છેલ્લા બે સૈકામાં ઉત્પાદન અને તેને અંગેનું કામ એવી રીતે યોજવામાં આવ્યાં છે કે સત્તા એકકેન્દ્રી થાય. આપણે ઉત્પાદનમાં મદદ કરનાર આજનાં આવાં સાધનોને જતાં કરવાનાં છે, પણ જતે દહાડે તેમને બદલે સત્તાને એકકેન્દ્રી કર્યા વગર વૈતરું ઘટાડે એવાં ઓજારો દાખલ કરવાની સંઘ ઉમેદ રાખે છે.

.આના કરતાં પણ મોટું કાર્ય તો એ છે કે કામ વિષેના પ્રચલિત ખ્યાલોનો સામનો કરી તેનો હેતુ મજૂરનું કલ્યાણ સાધવાનો હોવો જોઈએ, એ વાત લોકોના મગજ પર ઠસાવવી.

કુદરતે યોજેલા કામમાં જેને આજે ફુરસદ કહેવામાં આવે છે તેનું ઝાઝું મહત્ત્વ નથી. ફુરસદનો સદુપયોગ કરવાની વાતના કરતાં અનુકૂળ પરિસ્થિતિમાં કામ કરતાં કરતાં વખત ગાળવાની વાત લોકોને સહેલી લાગશે. ફુરસદનો સદુપયોગ કરવાને માટે ભારે આત્મસંયમની જરૂર હોય છે, અને એ તો સાચી રીતે કરેલા કામની તપસ્યાનું એક મહામૂલું ફળ છે. આપણાં રોજનાં કામ દરમિયાન આપણા વ્યક્તિત્વના આવિષ્કાર માટે પૂરતો અવકાશ આપણને મળી રહેતો હોય તો ફુરસદની જરૂર રહેતી નથી. બેશક, શારીરિક થાક લાગે, પણ એ તો આરોગ્યપ્રદ છે અને ઊંઘ અને આરામથી સહેજે ઊતરી જાય છે.

જે ક્ષણે આપણે માણસ ઉપરથી ઉઠાવીને વસ્તુ ઉપર ભાર મૂકીએ છીએ તે જ ક્ષણે આપણે જીવનના વિકાસમાં કામનું સાચું સ્થાન શું છે તે ભૂલી જઈએ છીએ. જો કોઈ શાળામાં વિદ્યાર્થીઓ રંદો, હથોડી અને ફરસી ચલાવવામાં પરિશ્રમ કરતા હોય, તો સંભવ છે કે લાકડાનો બગાડ થશે, પણ પોતાની માંસપેશીઓ અને કુશળતાનો વિકાસ તો સાધશે જ. એથી ઊલટું, જો તેમની પાસે યંત્રથી ચાલતી કરવતમાં લાકડાં આપવાનું અને અટપટાં

યંત્રો વડે સુંદર ફર્નિચર બનાવવાનું કામ લેવામાં આવશે તો તેમાં ભાર ભૌતિક લાભ ઉપર મુકાય છે, તેમની તાલીમ ઉપર નથી મુકાતો. સુંદર કોતરણીવાળા ઓપદાર ફર્નિચરનું તરુણોના કૌશલ્ય કરતાં વધારે મહત્ત્વ છે ખરું?

જો આપણે માણસને પશુની કોટિએ ઊતરી જતો અથવા યંત્ર બની જતો બચાવવા માગતા હોઈએ તો આ પરિસ્થિતિનો સામનો કરવો જોઈએ અને એવો કોઈ ઉકેલ શોધી કાઢવો જોઈએ જેમાં કામ સંપત્તિ અને સત્તાના કેન્દ્રીકરણનું સાધન ન બની જાય, પણ સંપત્તિની વહેંચણીનું સાધન બને. આ જો સાધી શકાય તો ધૂમકેતુની પેઠે ફૂટી નીકળતા લક્ષાધિપતિઓ જોવાના નહીં મળે એ ખરું, પણ ભૂખે મરતાં કરોડો માણસોના હાથમાં આપણે બેચાર આના વધારે મૂકી શકીશું. આ રીતે આપણે પ્રજાની સાચી સંપત્તિમાં ઉમેરો કરી શકીશું, પછી ભલે તેની નાણાથી થતી કિંમત સરખી રહે. એક લાખ રૂપિયા એક જ માણસના હાથમાં ભેગા થાય અને લાખ રૂપિયા એક લાખ ગરીબ માણસોના હાથમાં વહેંચાઈ જાય તો એ બેમાંથી પહેલા દાખલામાં એ લાખ રૂપિયાની ઉપયોગિતા બીજાની સરખામણીમાં છેક નજીવી ગણાવી જોઈએ, કારણ, બીજા દાખલામાં તે રૂપિયાનો ઉપયોગ રોટી ખરીદવામાં થશે. આજે તો માણસની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવાને બદલે જેમાં વધારેમાં વધારે નફો મળતો હોય તેવી વસ્તુઓ પેદા કરવા તરફ ઉત્પાદનનું વલણ છે. આને લીધે ગરીબોની હાજતો વિસારે પડી છે અને ધનવાનોની મોજશોખની સામગ્રીના ગંજ ખડકાય છે.

ઉત્પાદનનો હેતુ કામદારની હાજતો પૂરી પાડવાનો છે અને નહીં કે ધન અથવા સત્તા પ્રાપ્ત કરવાનો, એ વિચાર ગ્રામોદ્યોગ સંઘના કાર્યક્રમના પાયામાં રહેલો છે, અને એ સંઘ પોતાનું લક્ષ ખોરાકની વસ્તુઓ, વસ્ત્રો અને એવી બીજી પ્રાથમિક જરૂરિયાતોની ચીજો ઉત્પન્ન કરે એવા ઉદ્યોગો ઉપર કેન્દ્રિત કરે છે. અખિલ ભારત ચરખા સંઘના સ્વાવલંબનના કાર્યક્રમમાં પણ આ જ ભાવના રહેલી છે. એમાં દરેક કાંતનાર પોતે કાંતેલા સૂતરમાંથી પોતાનાં કપડાં મેળવી લે એવો આશય રાખવામાં આવેલો છે.

આપણી દૃષ્ટિએ કામનો ખોટો ઉપયોગ કરવો એ પાપ છે, અને તેનું ફળ ક્લેશ છે. વારંવાર બતાવવામાં આવ્યું છે તે મુજબ પશ્ચિમનાં તંત્રોએ કામને ધનસંચયનું એટલે કે બધા માણસોની ખરીદશક્તિ ઉઘરાવીને એકત્ર કરીને તેમના જીવન ઉપર કાબૂ મેળવવાનું સાધન માન્યું છે. આમાંથી સ્વાભાવિક રીતે જ ઈર્ષા અને હિંસા જન્મ્યાં છે. આ પરિણામ સિવાય બીજા ફળની આશા પણ શી રખાય? આપણે જો જાગ્રત નહીં થઈએ, કામને તેના ઘટિત સ્થાને નહીં સ્થાપીએ, માણસને તેના સ્વાભાવિક

ગૌરવને સ્થાને પાછો નહીં બેસાડીએ, અને કામ દ્વારા લોકોનો વિકાસ સધાય એવી વ્યવસ્થા નહીં યોજીએ તો જવાબદારી ઉપાડી શકે અને રાજ્યના નાવને શાંતિ અને સમૃદ્ધિને બંદરે પહોંચાડી શકે એવા કાબેલ માણસો મેળવવાની ઝાઝી આશા રાખવી નહીં.

**થાક**

આધુનિક દુનિયાની ધમાચકડીથી પર થઈ શકીએ તો આપણે સ્પષ્ટ જોઈ શકીએ કે અકુદરતી 'વરુવર્ગ'ની સંસ્થાઓ સમાજનું કેવું સત્યાનાશ વાળી રહી છે. માણસ જો પોતાની અંતઃપ્રેરણાથી કામ કરે તો તેનો વિકાસ થવો જ જોઈએ. કુદરતની યોજના એવી છે કે આપણું કામ જો કુદરતને અનુરૂપ હોય તો તેથી આપણો વિકાસ થાય. દાખલા તરીકે, જે માણસમાં કલાકાર થવાની સુપ્ત શક્તિ હોય તેની પાસે જો મોટર હંકાવવામાં આવે તો તેમાં મોટરમાં બેસનારાઓને નુકસાન છે. તેને તેના સ્વાભાવિક વલણ પ્રમાણે કામ કરવા દેવામાં આવે તો જ તેનો પૂરો વિકાસ થઈ શકે. માણસના કામની તેના પર જે અસર થાય તે જોઈને આપણે કહી શકીએ કે, તે તેને યોગ્ય સ્થાને ગોઠવાયેલો છે કે નથી. પણ જ્યારે આપણે 'વરુવર્ગ'ના તંત્રોમાં કામ કરતા કામદારો તરફ જોઈએ છીએ ત્યારે શું માલૂમ પડે છે? તેઓ જે વૈતરું કરે છે તેનાથી તેમનો વિકાસ થાય છે ખરો? ઊલટું, આપણે તેમનાં જીવન અને શક્તિ શોષાઈ જતાં જોઈએ છીએ. આ અવળચંડી પરિસ્થિતિનું નિદાન સહેલું છે. તેમના જીવનવૃક્ષ ઉપર એક વંદો માતી રહ્યો છે. આપણે બીજા પ્રકરણમાં જોઈ ગયા તેમ તેઓ જ્ઞાનતંતુઓની બીમારીથી પીડાય છે. આથી 'વરુવર્ગ'ની ઉત્પાદનપદ્ધતિ અકુદરતી છે અને તેને પરિણામે તેમની અધોગતિ અને વિનાશ નિર્માણ થયેલાં સમજવાં.

આપણે આપણી જાતને એક જ સવાલ પૂછવાનો છે કે જીવન ઉપર આ બધી તાણનો અર્થ શો? 'વરુવર્ગ' માને છે કે જીવનનું ધોરણ ઊંચું કરવું. તે માટે તેનાં બજાર વિસ્તૃત થવાં જોઈએ. એ સિવાય તે તાણનો બીજો અર્થ છે ખરો? જીવનના ઊંચા ધોરણનો અર્થ જો જરૂરિયાતો વધારવી એ જ થતો હોય તો, તે ધોરણ વધ્યું તેથી વારંવાર દાવો કરવામાં આવે છે તે પ્રમાણે માણસને સુખ અને વૈતરામાંથી મુક્તિ મળી છે ખરી? જાજમવાળું મોટું ઘર અને ફર્નિચરનો ઉપભોગ કરનારી જીવનના ઊંચા ધોરણવાળી ઇંગ્લંડની મજૂરણ, છાણથી લીંપેલું ઝૂંપડું અને ખાટલો વાપરનારી હિંદની મજૂરણ કરતાં વૈતરામાંથી વધુ મુક્ત છે ખરી? એ બંને વચ્ચે જે ફેર છે તે એટલો જ છે કે ઇંગ્લંડની મજૂરણને રોજ વધારે વૈતરું કરવાનું આવે છે, કારણ કે જાજમને બ્રશ મારવાનું હોય છે, રકાબીઓ અને તાસકોને ધોઈને

લૂછવાની હોય છે, અને ફર્નિચરને અને કાચની બારીઓને ઝાડીને ચકચકાટ રાખવાની હોય છે, તેમજ તેને પોતાનાં કપડાંને ધોઈને ઈસ્ત્રી કરવાની હોય છે. ખરું જોતાં તેનું વૈતરું વધ્યું નથી? શું તેનું સુખ વધારે છે? પણ તેના ઊંચા ધોરણે એક વસ્તુ તો બેલાશક સાધી છે. તેનાથી મૂડીદારના માલ માટે માંગ પેદા થઈ છે. ઘર બાંધવાની અને તેને શણગારવાની વસ્તુઓનું વેચાણ વધ્યું છે, જાજમોને સાફ કરવા માટે વેક્યુમ ક્લીનર અને એવી બીજી વસ્તુઓની માંગ વધી છે. તો પછી 'વરુવર્ગ'ના તંત્રમાં વસ્તુનો ઉપભોગ કરવો એટલે વૈતરાની ગુલામી સ્વીકારવી એમ નથી બનતું? જેમ આપણી ભૌતિક સંપત્તિ વધારે તેમ આપણાં ઐહિક બંધન પણ વધારે. જીવનના ઊંચા ધોરણના હિમાયતીએ સમજવું જોઈએ કે પોતે મૂડીદારોના માલના વેચાણના આડતિયા છે. 'વરુવર્ગ'ના તંત્રમાં આપણે એવું કૃત્રિમ જીવન ગાળવું પડે છે કે આપણે કુદરતી વ્યવસ્થાને ઓળખવાનું જ્ઞાન પણ ગુમાવીએ છીએ અને પરિણામે શોષકોની ચાલબાજીના સહેજે ભોગ બનીએ છીએ.

# પ્રકરણ ૮ મું

## ધન: નૈતિક દૃષ્ટિએ

સંપત્તિ અનેક પ્રકારની હોય છે — ચારિત્ર્યની સંપત્તિ, જ્ઞાનની સંપત્તિ, ભૌતિક સંપત્તિ, વગેરે. આ દરેક સંપત્તિની અમુક વિશિષ્ટ ખાસિયતો છે. આપણે અહીં કેવળ ભૌતિક સંપત્તિની જુદી જુદી બાજુઓનો વિચાર કરીશું.

મૂડીવાદી અર્થવ્યવસ્થામાં આપણને સંપત્તિનો કેવળ ભૌતિક દૃષ્ટિએ વિચાર કરતાં શીખવવામાં આવ્યું છે. તમારી પાસે પૈસા હોય અને તમારે જે વસ્તુની જરૂર હોય તેના બદલામાં તમે તે પૈસા ચૂકવો એટલે વહેવાર પતી ગયો એમ મનાય છે. તમને જે વસ્તુ મળે છે તેનાથી તમારી ભૌતિક હાજતો સંતોષાતી હોય તો પછી એ વહેવારને વિષે કંઈ પૂછવાપણું રહેતું નથી અને તમને સમજાવવામાં આવે છે કે તમને તમારાં નાણાંનો પૂરો બદલો મળી ગયો છે. માણસો જો કેવળ પશુઓ હોત, અને આત્મા જેવી કોઈ વસ્તુ ન હોત તો તો કદાચ આટલેથી બધું પતી જાત, અને 'અંતરના અવાજ'ની, ને 'પાપના પૈસા'ની ને 'ટ્રસ્ટીશિપ'ની ચર્ચા જ નીકળી ન હોત.

પણ સદ્ભાગ્યે, આપણામાંનો મોટો ભાગ એટલો બધો જડવાદી નથી. ભલે અસ્પષ્ટ રીતે પણ આપણે સમજીએ છીએ કે હક શું છે અને ફરજ શું છે?

આપણને અંતરના અવાજ જેવી બલા તો વળગેલી જ છે. પછી ભલે તે બહુ જાગ્રત ન હોય, અને આપણે માણસના નૈતિક તેમ જ આધ્યાત્મિક પોતને ઝાંખું ઝાંખું ઓળખી શકીએ છીએ. આ હકીકત છે તેથી આપણું આર્થિક જીવન આધ્યાત્મિક ભૂમિકા ઉપર અનંતમાં વિસ્તારી શકાય એવું બને છે. સામાન્ય રીતે, અર્થશાસ્ત્રને એટલું બધું પાર્થિવ ગણવામાં આવે છે કે તેનું કંઈ નૈતિક મૂલ્ય હોય એમ મનાતું જ નથી. વિદ્વાનોએ, ખાસ કરીને ઇંગ્લંડના વિદ્વાનોએ એની કેવળ તાત્ત્વિક અને શાસ્ત્રીય દૃષ્ટિએ ચર્ચા કરવાનો પ્રયત્ન કર્યો છે, કેમ જાણે ગુરુત્વાકર્ષણના નિયમનો અભ્યાસ કરવા ન બેઠા હોય; એનું પરિણામ એ આવ્યું છે કે માર્શલ અને પિગૂના ગ્રંથોમાં આર્થિક સિદ્ધાંતો માનવપ્રકૃતિના રસિક માનસશાસ્ત્રીય અભ્યાસને રૂપે રજૂ નથી થયા અને તેને બદલે ગણિતશાસ્ત્રના સિદ્ધાંતોને રૂપે પ્રગટ થયા છે. આપણે જો જરા થોભીને વિચાર કરીએ તો જરૂર માલૂમ પડે કે કંઈ નહીં તોયે સાદા ભોળા માણસો તો અર્થશાસ્ત્રને પણ ભૌતિક મૂલ્ય કરતાં વિશેષ મૂલ્ય હોય છે, એ રીતે જ વર્તે છે. નીચેના દાખલા ઉપરથી આ વાત સ્પષ્ટ થશે.

સામાન્ય માણસો પદાર્થોનું મૂલ્યાંકન કરવામાં જાતજાતનાં માપ વાપરે છે.

(૧) કેટલીક વસ્તુઓની કિંમત કોઈ ભૌતિક કારણોસર નહીં પણ કેવળ લાગણીથી અંકાય છે. વત્સલ માતપિતાનાં સ્મરણો સાથે સંકળાયલી કોઈ જૂની ખુરસી કે ટેબલની કિંમત એટલી બધી લાગે કે તે પૈસાથી મૂલવી જ ન શકાય.

(૨) કંસારાની દુકાને લોટાનું વજન કરી તેમાંની ધાતુને હિસાબે તેની કિંમત ઠરાવવામાં આવે છે ત્યારે તેમાં સાચી ભૌતિક કિંમતનો દાખલો જોવાનો મળે છે.

(૩) કોઈ બાળકનું ગળું મરડી નાખીને તેની ડોકમાંથી કાઢી લીધેલો હાર બજારમાં આવે તો તેનો ઇતિહાસ જાણનારમાંથી એવા નઠોર તો કોઈક જ નીકળે જે તે ખરીદવા તૈયાર થાય. આ સોદામાં કિંમત નિર્ણાયક તત્ત્વ હોતું જ નથી. આ નૈતિક દૃષ્ટિનું ઉદાહરણ છે.

(૪) જ્યારે ગાંધીજી જેવા માણસ જેઓ રેશમી અને જરીની કોરનાં ધોતિયાં પહેરી શકે એમ છે છતાં પોતાના માનવબંધુઓમાંના મોટા ભાગની સાથેના સમભાવને ખાતર જાડી ખાદીનો લંગોટ પહેરે છે, ત્યારે તેમનું મૂલ્યાંકન આધ્યાત્મિક ભૂમિકાએ ચડે છે.

દરેકેદરેક આર્થિક વહેવારમાં આપણે કયું ધોરણ સ્વીકારીએ છીએ, એ ઉપરથી આપણે લાગણીપ્રધાન, ઉપયોગિતાવાદી, હીન, ઉચ્ચાભિલાષી કે આદર્શવાદી છીએ તે સ્ફુટ થાય છે.

પૈસા મેળવવાની બાબતમાં જો કોઈ માણસ તાડીનું પીઠું કે કૂટણખાનું ચલાવવા જેવા સમાજને હાનિકારક ગણાતા ધંધાથી ધનના ઢગલા કમાતો હોય તો તેનો પૈસો પાપનો પૈસો કહેવાય છે. પણ આપણે આટલેથી જ અટકી જઈએ છીએ. જ્યાં શંકાસ્પદ રીતે પૈસાની કમાણી થઈ હોય, જેમ કે પોતાના ઘરાકના હિતનો વિચાર કર્યા વિના કેવળ કમાણીની દૃષ્ટિ રાખનાર દાક્તર કે વકીલને આપણે કોઈ પણ નૈતિક માપે માપતા નથી. અને 'સફળ નીવડેલા' વેપારીઓને તો વળી એથી પણ ટૂંકી નૈતિક દૃષ્ટિથી ચલાવી લઈએ છીએ.

નાણાં ખરચવાની બાબતમાં તો કોઈ પણ જાતનું ઊંચું ધોરણ સચવાતું જ નથી. ખરીદનારને ભાગ્યે જ ખ્યાલ હોય છે કે પોતાના રોજ રોજના સોદાઓમાં તેણે કોઈ ફરજોનો વિચાર કરવાનો હોય છે. જેમ બાળકનું ડોકું મરડીને કાઢી લીધેલા હારને ખૂનનું પાપ વળગેલું હોય છે, તેમ બજારમાં આવતી એકેએક વસ્તુને નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યો વળગેલાં હોય છે. એને જો આપણે જરા કાયદાની ભાષામાં રજૂ કરીએ તો એમ કહેવાય કે વેચનાર માણસ પોતાનો સારો કે ખોટો હક ખરીદનારને ગળે ભેરવે છે. આથી જે જે વસ્તુ ખરીદીએ તેનો ઇતિહાસ જાણી લેવાની આપણી ફરજ છે. આ જવાબદારી ગંભીર છે. આપણે રોજ બજારમાં ખરીદી કરવા જઈએ છીએ ત્યારે આપણામાંના કેટલા આ ફરજ અદા કરે છે? આપણે કોઈ એવી વસ્તુ ખરીદીએ, જેના બનાવનારને એટલી ઓછી મજૂરી આપવામાં આવી હોય કે તેનું પેટ પણ ન ભરાય, તો આપણે સમજવું જોઈએ કે આપણે એક એવી વસ્તુ ખરીદીએ છીએ જેની સાથે માણસને ભૂખે માર્યાનું પાપ વળગેલું છે. આ વસ્તુ લાગે છે ભયંકર પણ આપણે સ્વસ્થપણે સહેજ વિચાર કરીશું તો આ રૂંવાડાં ઊભાં કરે એવું સત્ય આપણી આગળ પ્રત્યક્ષ પ્રગટ થશે. કોઈ યંત્રથી વસ્તુ બનાવવામાં આવે છે તો તે યંત્ર ઘસાય છે અને વખત જતાં તે નકામું થઈ જાય છે. આથી એ યંત્રની કિંમત અને તેની મરામત અને તેને ચાલુ રાખવાનો ખર્ચ પણ ઘસારા તરીકે તેમાંથી બનતી બધી વસ્તુઓ ઉપર ફાળવીને વસૂલ કરવામાં આવે છે. માણસ પણ એક યંત્ર જ છે. જો કોઈ કુંભાર ઘડા બનાવતો હોય તો તે ઘડાની કિંમતમાં કુંભાર અને તેના કુટુંબના ભરણપોષણનો ખર્ચ સુધ્ધાં બધો ખર્ચ ગણાવો જોઈએ. ભરણપોષણ એટલે એમને જીવતાં રાખે એટલું જ નહીં, પણ એમને કામ કરી શકે એટલાં સશક્ત રાખે એવો અર્થ સમજવાનો છે, નહીં તો, સોંઘા ઘડામાં તો એની જાતનો ઘસારો પણ આવી જશે. કામ કરનારને પૂરી મજૂરી આપવાને કારણે વસ્તુની કિંમત વધારે આવતી હોય તો તે ઇચ્છવા જેવી વસ્તુ છે, અને તે ચૂકવતાં કોઈએ કટાણું મોઢું કરવું ન જોઈએ. એટલે આપણામાંનાં જેઓ

માનવતાની દૃષ્ટિએ મૂલ્ય આંકતાં હોય તેમણે વસ્તુની બધી બાજુથી તપાસ કરવી જોઈએ. એ કામ મુશ્કેલ છે, અને માલ જો દૂર દૂરના દેશોમાંથી આવતો હોય તો સામાન્ય માણસને માટે અશક્ય બની જાય છે. આથી જ આપણે જેને વિષે બરાબર માહિતી હોય એવી વસ્તુઓ જ ખરીદવી જોઈએ. 'સ્વદેશી'નો જે નૈતિક પાયો છે તે આ છે.

બજારમાં એકબીજાની હરીફાઈ કરતી વસ્તુઓ વેચાતી હોય, તેમાંથી આપણે દેશી વસ્તુને જતી કરી પરદેશી સસ્તી વસ્તુ ખરીદીએ તો આપણા દેશમાં બેકારી અને ગરીબાઈ પેદા કરવામાં આપણો પણ ભાગ ગણાય. ગૃહોદ્યોગની વસ્તુઓની પૂરી કિંમત ચૂકવીને આપણી હાજતો સંતોષવા જેટલી આપણી શક્તિ ન હોય તો તેના બદલામાં પરદેશી વસ્તુ ન વાપરવી એ આપણે માટે એક પ્રકારનું ધર્મકાર્ય બને છે. ભૌતિક દૃષ્ટિએ વસ્તુ ગમે તેટલી સારી હોય પણ જો તે આપણી નૈતિક કે આધ્યાત્મિક ભાવનાને રુચે એવી ન હોય તો આપણે તેને જતી કરવી જોઈએ. આપણી નૈતિક ભાવના જો પ્રબળ હશે તો કોઈ હાજત જતી કરવામાં આપણને ઝાઝો પ્રયત્ન નહીં કરવો પડે. આપણે ખાંડ ખરીદવા જઈએ, અને દુકાનમાં મિલમાં બનેલાં સુંદર સફેદ ખાંડનાં ચોસલાં હોય, અને જોડાજોડ ગૃહોદ્યોગની બનેલી કંઈક અનાકર્ષક લાગતી છૂટી ખાંડ હોય, તો આપણી ચૂંધીખોર દૃષ્ટિને કદાચ ગૃહોદ્યોગની ખાંડ ગંદી લાગશે. પણ આપણી નૈતિક દૃષ્ટિ જો સાફ હશે તો મિલની ચોખ્ખી દેખાતી ખાંડ આપણને એટલી બધી ગંદી લાગશે કે તેને અડવાનુંયે નહીં ગમે. "કારણ બહારથી અંદર જતી કોઈ પણ વસ્તુ માણસને ભ્રષ્ટ કરી શકતી નથી, પણ જે વસ્તુઓ તેના અંતરમાંથી બહાર આવે છે તે જ તેને ભ્રષ્ટ કરે છે." આપણામાંના ઘણાખરા ભૌતિક દૃષ્ટિએ ખૂબ જાગ્રત હોઈએ છીએ. તો આપણે નૈતિક અને આધ્યાત્મિક જાગ્રતિ કેમ ન કેળવીએ? કદાચ ખાંડ ગંદી હશે તો સહેજ મહેનત લઈને આપણે તેને ચોખ્ખી કરી શકીશું, પણ આપણો આત્મા મેલો કરવાનું આપણને કેમ પોસાય?

આપણે કંઈ કેવળ આપણે જ માટે એકલા જીવતા નથી; અને આપણાં કાર્યોની આપણા પડોશીઓ ઉપર શી અસર થાય છે એ જેમ જેમ આપણે વધારે સમજતા જઈશું, અને આપણી ઉચ્ચમાં ઉચ્ચ શક્તિ અનુસાર ચાલવાનો પ્રયત્ન કરતા રહીશું તેમ તેમ આપણો આધ્યાત્મિક વિકાસ વધતો જશે.

# પ્રકરણ ૯ મું

## સ્ત્રીઓનું સ્થાન

પુરુષમાં પહેલ કરવાની પ્રેરણા અને સાહસિકતા પુષ્કળ પ્રમાણમાં રહેલી છે, તો સ્ત્રીમાં સ્વભાવથી જ સ્થિતિચુસ્તતા અને રૂઢિપરાયણતા વધારે છે. સામાન્યપણે આપણે એમ કહી શકીએ કે માણસ વસ્તુનિષ્ઠ છે અને સ્ત્રી આત્મનિષ્ઠ છે. જો આપણે એવી ઉપમા વાપરવાની છૂટ લઈએ તો કહી શકીએ કે માણસ આક્રમણશીલ 'વરુવર્ગ'નો છે અને સ્ત્રી સંરક્ષણશીલ 'ગાયવર્ગ'ની છે. આમ હોવાથી, એ દરેકમાં પોતપોતાના વર્ગની ખાસિયતો મોજૂદ છે. આપણે જોઈ ગયા છીએ કે, સંરક્ષણશીલ 'ગાયવર્ગ'માં આવતા પૂર્વના લોકો સમિતિઓ અને એવી બીજી સંસ્થાઓમાં નેતાને ઝટઝટ અનુસરતા નથી. સ્ત્રીઓને તો સમિતિઓમાં કામ કરવું પુરુષો કરતાં પણ વધારે મુશ્કેલ પડે છે. તેઓ સંરક્ષણશીલ 'ગાયવર્ગ'ની મનોવૃત્તિવાળી હોવાને લીધે, રૂઢિપરાયણ હોય છે અને ધર્મ તથા સામાજિક રિવાજોનું પ્રભુત્વ પુરુષો કરતાં તેમના ઉપર વધારે હોય છે. પૂર્વના લોકો કર્મકાંડી અને વધારે ધર્મપરાયણ ગણાય છે અને તેઓ પશ્ચિમના લોકો કરતાં રૂઢિઓ અને નિયમોને વધુ સહેલાઈથી માન આપે છે, કારણ કે સંરક્ષણશીલ 'ગાયવર્ગ' આક્રમણશીલ 'વરુવર્ગ' કરતાં વધુ નિયમાધીન હોય છે. 'વરુવર્ગ'માં પણ સ્ત્રીઓ ઓછી સ્વાર્થી હોય છે કારણ કે તેમનો પ્રેમ આખા કુટુંબમાં વ્યાપેલો હોય છે.

એટલે આક્રમણશીલ 'વરુવર્ગ'ના ગુણોની જેમાં જરૂર પડતી હોય એવી બાબતોમાં અને જેમાં પહેલ કરવાની પ્રેરણા અને સાહસની જરૂર હોય તેમાં આગેવાની લેવાને પુરુષ વધુ લાયક હોય છે.

કુદરતે સ્ત્રીઓને જે કાર્ય સોંપેલું છે, તેનો વિચાર ઉત્પાદનની આધુનિક પદ્ધતિ કરતી નથી. એટલું તો સામાન્યપણે બધા જ સ્વીકારશે કે સ્ત્રીનું બંધારણ જ એવા પ્રકારનું છે કે, તે કોઈ પણ પ્રજાની સંસ્કૃતિની સંરક્ષક બને અને ચાલુ પેઢીની સિદ્ધિઓને ભાવિ કાળમાં પહોંચાડે. પ્રાથમિક કાળમાં વસ્તુઓના વપરાશ ઉપર સ્ત્રીઓનો કાબૂ હતો અને વસ્તુઓ પૂરી પાડવાનું પુરુષોના હાથમાં હતું. સ્ત્રીઓ રાંધતી તો પુરુષો ખોરાકની સામગ્રી પૂરી

પાડતા. સ્ત્રીઓને ઘરની જરૂર લાગતી તો પુરુષો વાંસ, છાજ, માટીની દીવાલો વગેરેરૂપે સામગ્રી પૂરી પાડતા. અર્થશાસ્ત્રની ભાષામાં કહીએ તો સ્ત્રીઓ માંગ ઊભી કરતી અને પુરુષો તે પૂરી પાડતા હતા. સંરક્ષણશીલ 'ગાયવર્ગ'ની સમાજરચના નીચે માનવસમાજની ઉત્ક્રાંતિ જેમ આગળ વધી તેમ ઉત્પાદન ઉપરના સામાજિક નિયંત્રણમાં સ્ત્રીને સ્થાન આપવામાં આવ્યું અને એ રીતે આર્થિક વહેવારના નિયમો અને નિયંત્રણનું તંત્ર અસ્તિત્વમાં આવ્યાં. આજે હિંદમાં સંસ્કૃતિની દશા શોચનીય થઈ પડી છે, અને સ્ત્રીઓ અજ્ઞાન અને વહેમની ઊંડી ખાઈમાં ઊતરી ગઈ છે, તો પણ આપણે પ્રજાના રોજેરોજના જીવનમાં તેઓને ખૂબ મહત્ત્વનો ભાગ ભજવતી જોઈએ છીએ. પુરુષ ગમે તેવા પ્રગતિશીલ વિચારો ધરાવતો હોય અને ગમે તેટલો સંસ્કારી હોય તોયે ઘણી વાર ઘરમાં તો તેની પત્નીના અજ્ઞાન અને વહેમનું જ ચાલે છે અને પુરુષ પોતાની માતા કે પત્નીની આજ્ઞા વિરુદ્ધ જવાની પોતાની અશક્તિનાં ગીત ગાતો ફરે છે. હિંદના પુરુષોની બહુ મોટી સંખ્યાએ આધુનિક રહેણીકરણી સ્વીકારી હોવા છતાં તેમનાં ઘરો મોટે ભાગે અસ્વચ્છ અને અનારોગ્યકર દશામાં જોવામાં આવે છે તેનું એક મુખ્ય કારણ આ છે. જ્યાં સુધી સ્ત્રીઓ સંસ્કારિતામાં પુરુષોની તોલે નહીં આવે, ત્યાં સુધી આવી અસમાનતા રહેવાની જ અને સામાજિક જીવન સ્ત્રીઓના વિકાસની ભૂમિકાએ જ ચાલવાનું. જ્યાં સુધી સ્ત્રીઓ પુરુષોની સાથે એક વિચારની નહીં થાય ત્યાં સુધી પોતાના વિચારોને આચારમાં ઉતારવાનું પુરુષોને માટે અશક્યવત જ રહેવાનું. કુદરતે સ્ત્રીને સહજબુદ્ધિ જેવી કેટલીક શક્તિઓ બક્ષેલી છે જે પુરુષોમાં સુપ્ત પડેલી છે. આથી આર્થિક ક્ષેત્રમાં સ્ત્રીઓનો ફાળો જુદા જ પ્રકારનો થવાનો, અને તેઓ જે ભાગ ભજવશે તે તદ્દન સ્વતંત્ર હશે અને એમાં બેવડાવાપણું નહીં હોય.

આક્રમણશીલ તંત્રની વ્યવસ્થા હેઠળ આર્થિક ક્ષેત્રમાં સ્ત્રીના સ્થાનની મોટે ભાગે ઉપેક્ષા કરવામાં આવી છે. બળપ્રધાન સમાજતંત્રમાં તે કેવળ ગુફાવાસી માણસની કેદી બની અને તેના ઉપભોગ વિષયક આકર્ષણને કારણે કેટલાંય સામ્રાજ્યો સ્થપાયાં અને ઊખડી ગયાં. ધનપ્રધાન તંત્રરચનામાં તે મૂડીદારના સામાજિક મોભાનું પ્રતીક બની. તેના પોશાકમાં અને રીતભાતમાં તે દુનિયાના બધા ભાગોમાંથી એકઠી કરેલી સામગ્રીને કારણે શક્ય બનતી ભભકભરી રહેણી પ્રગટ કરતી થઈ. અને પોતાના ધણીની આવકને છાજે એવા સામાજિક હકોને માટે લડવું એ તેનું મુખ્ય કાર્ય ગણાયું. યંત્રો આવતાં તેનો દરજ્જો વધારે હેઠો ઊતર્યો. તે કાં તો યંત્રોએ ઉત્પન્ન કરેલા માલની જાહેરાત કરનાર પૂતળી બની અને લલચાવનારા ચબરાક દુકાનદારોનો ભોગ બની, એવી

વસ્તુઓ વાપરવા લાગી અથવા તો તે એટલી બધી સ્વતંત્ર થઈ ગઈ કે તે મજૂરણ તરીકે કારખાનામાં દાખલ થઈ, જ્યાં કારખાનદારે તેની સહનશક્તિની ઊણપનો લાભ ઉઠાવી તેને ઓછી મજૂરી આપી. જ્યારે મજૂરોના હાથમાં સત્તા આવી ત્યારે તેને મજૂર તરીકે પુરુષની બરોબરીનું સ્થાન આપવામાં આવ્યું. પણ 'વરુવર્ગ'ની આ બધી જુદી જુદી આર્થિક વ્યવસ્થાઓમાં કુદરતે તેને માટે નિરધારેલું માંગ ઊભી કરનારનું અને પ્રજાની સંસ્કૃતિના સંરક્ષકનું સ્થાન તેને મળ્યું નથી. કારખાનદારો વસ્તુઓ બનાવે છે અને સ્ત્રીઓને સૂચવે છે કે તેમણે તે વાપરવી જોઈએ, અને સ્ત્રીઓ આંધળી થઈને ફેશનોને અનુસરે છે, સહેલાઈથી તેમની જાળમાં સપડાય છે અને કેવળ વસ્તુને વાપરનારી બની જાય છે. આજે સ્ત્રીપુરુષની સમાનતાના ગમે તેવા દાવા કરવામાં આવતા હોય, અને રાજકીય ક્ષેત્રમા સ્ત્રીઓને મતાધિકાર મળયાનાં ગમે તે પરિણામ આવ્યાં હોય તો પણ હકીકતમાં સ્ત્રી યંત્રોથી બનેલો માલ ખપાવવાનું ઉત્તમોત્તમ બજાર બની છે. તેણે પોતાનું સ્વાભાવિક સ્થાન છોડ્યું છે અને તેની જગ્યાએ આજે નફાખોરવૃત્તિએ સિંહાસન જમાવ્યું છે. તે જ આજે ઉત્પાદનને માર્ગદર્શન કરાવી રહી છે અને સ્ત્રીઓએ જો પોતાનું સાચું કાર્ય પિછાન્યું હોત તો જે ભાગ ભજવ્યો હોત તે ભાગ ભજવી રહી છે. આજે આર્થિક ક્ષેત્રમાં પુરુષ એકલે હાથે જરૂરિયાતો પૂરી પાડવાનું કામ કરી રહ્યો છે, તેને પોતાના સાથીદારની મદદ નથી મળતી. ખરું જોતાં તો સ્ત્રીએ પોતાની માંગ દ્વારા ઉત્પાદને કયે માર્ગે આગળ વધવું જોઈએ તે નક્કી કરી આપવું જોઈતું હતું. દુનિયામાં આજે આપણે જે ભયંકર અવ્યવસ્થા જોઈએ છીએ, તેનું કારણ મોટે ભાગે એ છે કે સ્ત્રીઓ આર્થિક ક્ષેત્રમાં પોતાનું સ્થાન સંભાળતી નથી. આક્રમણશીલ 'વરુવર્ગ'ના તંત્રમાં પણ સ્ત્રી પોતાનું હકનું સ્થાન નહીં સંભાળી લે અને નફાખોરવૃત્તિને પદચ્યુત નહીં કરે, ત્યાં સુધી આર્થિક ઉત્પાદનમાં કુદરતી વ્યવસ્થા સ્થપાવાની આશા રહેતી નથી. પણ એક વાર સ્ત્રીઓ જો પોતાનું યોગ્ય સ્થાન લઈ લે તો ગૃહ ઉપર આધાર રાખનારી નાની નાની પ્રવૃત્તિઓ બરાબર વ્યવસ્થિત થઈ જશે, અને એને પરિણામે માનવપ્રગતિ સધાશે.

જાહેરખબરવાળાઓનાં મનને લોભાવે એવાં સૂચનોનો સ્ત્રીઓ ભોગ થઈ પડે છે એ વાત સિદ્ધ થઈ ચૂકી છે. જો સ્ત્રીઓ નિશ્ચયપૂર્વક વિવેક વાપરીને ખરીદી કરવા માંડે, અને બીજું કશું જ ન કરે, તોયે આપણે ઉત્પન્ન થતા માલની જાતમાં ભારે ફેરફાર થયેલો જોઈશું. કારણ કે, ગમે તેમ તોયે, ઉત્પન્ન થતી અને બજારમાં વેચાવા આવતી વસ્તુઓનો મોટો ભાગ ઘરના ઉપયોગ માટે હોય છે, અને તેથી ગૃહરાજ્ઞી સમી સ્ત્રીના ક્ષેત્રમાં આવી જાય છે.

## ખરીદનારની ફરજો

ઘણી વાર આપણે જોઈએ છીએ કે ખરીદનારાઓને પોતાને જોઈતી વસ્તુઓ પાસેમાં પાસેથી અને સોંઘામાં સોંઘી મળી રહે એટલી એક વાતની જ પડી હોય છે. આમ કરવામાં પોતાની ફરજમાંથી છટકવા જેવું થાય છે. કુશળ વાપરનાર કે ખરીદનારની ફરજો શી છે? રોજના ઉપયોગની કોઈ વસ્તુ ખરીદતી વખતે આપણે આપણા સોદાનાં સમગ્ર પરિણામોનો વિચાર કરવો જોઈએ.

આપણે જાણવું જોઈએ કે

(૧) વસ્તુ ક્યાંથી આવે છે?

(૨) કોણ બનાવે છે?

(૩) શામાંથી બનાવે છે?

(૪) મજૂરો કેવી સ્થિતિમાં રહે છે અને કેવી સ્થિતિમાં કામ કરે છે?

(૫) વેચાણ કિંમતનો કેટલો ભાગ તેમને મજૂરી તરીકે મળે છે?

(૬) વેચાણ કિંમતના બાકીના પૈસા કેવી રીતે વહેંચાય છે?

(૭) વસ્તુ કેવી રીતે બનાવવામાં આવે છે?

(૮) રાષ્ટ્રના અર્થકારણમાં એ ઉદ્યોગનું શું સ્થાન છે?

(૯) બીજાં રાષ્ટ્રો સાથે એ ઉદ્યોગનો કેવો સંબંધ છે?

## વિવેકપૂર્ણ ખરીદી

ખરીદનાર બાઈએ પોતાની અસર પડે એમ કરવું હોય તો તેણે સમજી લેવું જોઈએ કે તે જેમ જેમ દૂર જશે તેમ તેમ તેની અસર ઓછી પડશે, ઉપરના મુદ્દાઓને લગતી તેની માહિતી વધુ ને વધુ અચોક્કસ બનતી જશે અને તેનો પોતાનો અંગત રસ ઓછો થતો જશે. જેમ ચોરબજારમાંથી ચોરીનો માલ ખરીદનાર વ્યક્તિ ચોરીના માલને માટે બજાર ઊભું કરે છે અને એ રીતે ચોરીને ઉત્તેજન આપે છે, તેમ માલ જ્યાંથી આવતો હોય તે મૂળ જગ્યાએ જો કાળીમજૂરીના રૂપમાં અથવા બીજી પ્રજાઓ કે વર્ગો કે જાતિઓ ઉપરના રાજકીય, આર્થિક કે નાણાંકીય કાનૂના રૂપમાં શોષણ ચાલતું હોય તો તેવા માલનો ખરીદનાર એ શોષણમાં ભાગીદાર બને છે. આથી જે કોઈ બાઈ કેવળ સોંઘો અને સારો જોઈને માલ ખરીદે છે અને બીજો વિચાર કરતી નથી, તે પોતાની પૂરેપૂરી જવાબદારી અદા કરતી નથી. આથી આપણે એવે ઠેકાણેથી માલ ખરીદવો જોઈએ, જ્યાંથી આપણને પૂરી માહિતી ઝટ મળી શકે, અને જેના ઉપર આપણો પ્રભાવ પડે. નહીં તો આપણે કાળીમજૂરીના, રાજકીય ગુલામીના કે આર્થિક શોષણના પાપના ભાગીદાર થવું પડે. મૂળમાં શું ચાલે છે એની અમને ખબર નથી એમ કહીને આપણે આપણા માથા પરના બધા દોષમાંથી બચી શકતાં નથી.

કોકો બનાવવા માટેનો કાચો માલ આફ્રિકાના પશ્ચિમ કિનારા પરના વતનીઓ પાસે અમુક પ્રકારની વેઠ કરાવીને ત્યાંના બગીચાઓમાંથી મેળવવામાં આવતો હોય, હિંસા વડે ઇજારે કરી લીધેલા અથવા નિયંત્રણમાં રાખેલા દરિયાઈ માર્ગે વહાણોમાં લઈ જવામાં આવતો હોય, ઇંગ્લંડમાં કાળી મજૂરી કરાવીને તૈયાર કરાવવામાં આવતો હોય, અને રાજકીય સત્તાને જોરે ઠોકી બેસાડેલી અનુકૂળ જકાત ભરીને હિંદુસ્તાનમાં લાવવામાં આવતો હોય, તો કોકોનો એક ડબ્બો ખરીદનાર આફ્રિકાના પશ્ચિમ કિનારા ઉપરની વેઠને ટેકો આપે છે, નૌકાબળનો ઉપયોગ કરે છે એટલે કે હિંસામાં ભાગ લે છે, ઇંગ્લંડના મજૂરોની ઓછી મજૂરી અથવા ખરાબ હાલતનો ફાયદો ઉઠાવે છે અને હિંદની રાજકીય ગુલામીનો લાભ પણ લે છે. આ બધી જવાબદારી અને ઉપરાંત બીજું ઘણું કોકોના એક નાના સરખા ડબ્બામાં ભરેલું હોય છે.

આપણી જીભને લાડ લડાવવાને ખાતર આ ગંભીર જોખમદારી માથે લેવાને આપણે તૈયાર થઈશું, કે આપણે ઘરને આંગણે સારી રીતે રાખેલી ગાયના પૌષ્ટિક દૂધથી સંતોષ માનીશું? આ બધા વિચારો કંઈ તાણીતૂશીને ઊભા કરેલા ખ્યાલો નથી પણ વાસ્તવિક ખ્યાલો છે. જે કોઈ સ્ત્રી પોતાના જીવનનો એક ટ્રસ્ટી તરીકે અને ગંભીરતાપૂર્વક વિચાર કરે છે તેને પોતાનાં કાર્યોનાં આ દૂરગામી પરિણામો પ્રત્યે આંખ આડા કાન કરવાનું પરવડે નહીં.

આપણે એકલાં જો જવાબદારી અદા ન કરી શકીએ તો આપણે અખિલ હિંદ ચરખા સંઘ અથવા અખિલ હિંદ ગ્રામોદ્યોગ સંઘ જેવી સંસ્થાઓની મદદ લેવી જોઈએ. એ સંસ્થાઓ અમુક અમુક વસ્તુઓના વેચાણ માટે પ્રમાણપત્રો આપે છે. પ્રમાણિત ખાદી ભંડારોમાંથી ખાદી ખરીદવાનો આપણો ધર્મ પણ આ જ કારણે આપણને પ્રાપ્ત થાય છે.

## સ્વદેશી

જો આપણને એમ લાગતું હોય કે આપણા દરેકેદરેક વહેવારનાં આનુષંગિક પરિણામોની ખાતરી આપવાનું આપણી શક્તિ ઉપરાંતનું છે, તો તે ઉપરથી અવશ્ય એવું ફલિત થાય છે કે આપણે આપણા વહેવારનું ક્ષેત્ર આપણો કાબૂ રહી શકે તેટલું મર્યાદિત કરી નાખવું જોઈએ. સ્વદેશીનો સંગીન પાયો છે તે આ જ છે. સ્વદેશી કાંઈ વિચારશૂન્ય, ઉગ્ર રાજકીય ઘોષણા નથી. એની મર્યાદાઓ આપણી મર્યાદાઓથી જ અંકાયેલી છે. જેમ કૂંડાળું નાનું તેમ આપણાં કાર્યોનાં પરિણામો વિષે આપણે વધુ ચોક્કસ માહિતી મેળવી શકીએ, અને ટ્રસ્ટીઓ તરીકેની આપણી જવાબદારી વધુ જાગ્રત રીતે અદા કરી શકીએ.

## સાચી ખરીદી

આ બધા વિચારોને પરિણામે સ્વાભાવિક રીતે જ માલની પસંદગી કરવાનું આપણું ક્ષેત્ર મર્યાદિત થઈ જાય છે અને તેથી આપણે આપણી હાજતો પૂરી પાડવાની બાબતમાં અંકુશ મૂકવો જોઈએ. તમે સાડી ખરીદવા જાઓ તો દુકાનદાર તમારી આગળ વાજબી ભાવે બેલ્જિયમ, પારિસ વગેરે સ્થળોએ બનેલી ભાતભાતની આકર્ષક સાડીઓની થપ્પી મારશે, પણ ટ્રસ્ટી તરીકે તમને તમારી ગરીબ પાડોશણે કાંતેલી અને વણેલી ખડબચડી ખાદીની સાડી ખરીદવાનું જ મન થશે. પ્રમાણમાં એ મોંઘી લાગે છે, પહેરવામાં ભારે હોય છે, અને તમારી અભિરુચિને ગમે એટલી કલાત્મક નહીં હોય. આમ છતાં પરદેશી સુંદર વસ્ત્રોની તુલનામાં ખાદીને પસંદ કરવામાં તમે તમારી ફરજ અદા કરો છો. અલબત્ત એમાં ભોગ આપવાનો રહે છે.

આપણી જાત ઉપર આ જે અંકુશ આપણે મૂકીએ છીએ તે જ આપણી તપસ્યા છે. ખીલાવાળા પાટિયા ઉપર બેસવું કે ગાલમાં ટાંકણી ખોસવી એમાં તપસ્યા નથી. આપણા રોજબરોજના જીવનમાં, એકાદ જીવનસિદ્ધાંતનો અમલ કરવાને ખાતર આપણે કોઈ હાજતને સંતોષવાનું જતું કરીએ છીએ અથવા તેના અધૂરા સંતોષની અગવડ વેઠી લઈએ છીએ ત્યારે આપણે સંસારનો ત્યાગ કરી સંન્યાસીનું જીવન સ્વીકારનારે મહાન ઋષિ કરતાં ઓછી કઠણ તપસ્યા નથી કરતાં. બધા જ ધર્મોમાં આ આદર્શનો ઉપદેશ થયેલો આપણે જોઈએ છીએ. "તારો ક્રોસ ઉપાડી લે અને મારી પાછળ આવ," એમ જે કહેવાયું છે તેનો અર્થ આ જ છે. જ્યારે જ્યારે આપણે કોઈ સિદ્ધાંતને ખાતર ખડા થઈશું ત્યારે ત્યારે કોઈ ને કોઈ ક્રોસ ઉઠાવવાનો આવવાનો જ, ત્યાગનો એ ક્રોસ કંઈ સુંદર હાથીદાંતમાંથી કોતરી કાઢેલો અથવા રત્નજડિત સોનાનો નથી કે સોનાના છેડામાં ગાંઠીને ગળામાં પહેરી લેવાય, પણ એ તો ખરેખર ભારે ક્રોસ છે, જેનાથી અનેક ભલાભલા ધુરંધરોની પીઠ ભાંગી ગઈ છે. પણ પુણ્ય એ પ્રયત્નમાં રહેલું છે.

આપણે સ્વદેશીની ભાવનાને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરીશું તેમ તેમ આ ત્યાગ, તપસ્યા કે ક્રોસ નવાં નવાં સ્વરૂપ ધારણ કરશે. જ્યારે તમે મીઠું ખરીદવા જશો ત્યારે સેરેબોસ સૉલ્ટની શુદ્ધતા અને તેની સગવડભરી રૂપાળી શીશીથી, અને તે શીશીમાંથી જે આકર્ષક રીતે તે બહાર આવે છે તેનાથી લોભાઈ જશો અને તેની પાસે જ ગંદા કોથળામાં ખુલ્લું પડેલું ધૂળે છવાયેલું કાળું કાંકરા જેવું દેખાતું દેશી મીઠું જોશો ત્યારે તે જ લેવાને લલચાઈ જશો. પણ એ સુતરો રસ્તો છોડી દઈ, દેશી મીઠું ખરીદવું, અને ઘેર

જઈને તેને પાણીમાં ઓગાળીને શુદ્ધ કરી લેવું, એને માટે મનની દૃઢતાની જરૂર છે. થોડી તપસ્યા કરો તો તમે આ મીઠાને સેરેબોસના કરતાં પણ વધારે શુદ્ધ બનાવી શકો. એક અમેરિકન બાઈ ડાક્ટર હમેશાં બજારમાંથી ગોળ જ ખરીદે છે, ઉકાળીને તેને સાફ કરે છે અને પોતાનાં બાળકો માટે પ્રવાહીરૂપે રાખી મૂકે છે. આનું કારણ એ નથી કે તેને ગ્રામોદ્યોગ ઉપર પ્રેમ છે, પણ પોષણની દૃષ્ટિએ તે ખાંડ કરતાં ગોળ વધારે પસંદ કરે છે. આ અમેરિકન બહેન કરતાં આપણને તો જાગ્રત રહીને ગ્રામોદ્યોગોને ઉત્તેજન આપવાનાં અનેક કારણો છે. પણ આપણામાં સિદ્ધાંતને વળગી રહેવાની એ દૃઢતા છે ખરી?

એ જ પ્રમાણે, મુશ્કેલીઓની પરવા કર્યા વિના આપણા ધ્યેયને અનુસરવાને માટે આપણે આપણી લોકહિતની ભાવનાને જાગ્રત નહીં રાખીએ તો ઉધાર માલ આપવો, જંગડ માલ આપવો, નમૂનાઓ આપવા, વરદીનો વેળાસર અમલ કરવો, વગેરે જે સગવડોની આપણને મૂડીદારોની ઉત્પાદનની અને દબાણપૂર્વક વેચાણ કરવાની પદ્ધતિએ આદત પાડી દીધી છે, તેને અભાવે આપણે પાછા કંટાળી જઈશું. આપણે એટલી ખાતરી રાખવી જોઈએ કે આ સદાકાળ ચાલવાનું નથી આપણા કારીગરો, જેઓ એવો માલ પેદા કરતા હતા કે જેની નકલ યંત્રો કરી શક્યાં નથી અને કરી શકવાનાં નથી, તેમની આજે હરીફાઈની ખોટી પદ્ધતિનો ભોગ થઈને માઠી દશા થઈ છે, કારણ કે તેમને મક્કમ ઘરાકોનું પીઠબળ નહોતું. તો જેમને આપણે ભૂતકાળમાં છેહ દીધો હતો તેમની વહારે આપણે ન ધાવું જોઈએ અને તેમને પગભર થવામાં મદદ ન કરવી જોઈએ? તેઓ એક વાર પગભર થશે એટલે જે સગવડો આજે આપણે પરદેશી અને મૂડીદારી પદ્ધતિએ પેદા થયેલા માલની ખરીદીમાં જોઈએ છીએ તે બધી આપણને પાછી જરૂર મળતી થઈ જશે

## ઉદ્યોગોના નાશનું કારણ

ઉપલા ફકરામાં એક ગંભીર કબૂલાત રહેલી છે, અને તે એ કે, આપણે ખરીદનારાઓએ આપણા કારીગરોને છેહ દીધો, તેમને પીઠબળ ન આપ્યું અને તેમને તેમના દુશ્મનોને હવાલે કરી દીધા. પરદેશી વસ્તુ ખરીદ કરવાનું પસંદ કરવાની વૃત્તિ શી રીતે આપણા ઉદ્યોગોને ઉત્તરોત્તર ભૂખે મારે છે અને પરિણામે આપણા દેશને ગરીબાઈ અને અધોગતિમાં લઈ જાય છે એનું એક ઉદાહરણ આપવાની હું રજા લઉં છું. એક વાર હું ત્રાવણકોરમાં પ્રવાસ કરતો હતો ત્યારે તાડછાંની ચટાઈ બનાવવાના ઉદ્યોગની પરિસ્થિતિનું નિરીક્ષણ કરતો હતો. આ ઉદ્યોગ એક જમાનામાં ધમધોકાર ચાલતો હતો, પણ આજે એ મરવા વાંકે જીવે છે. આમ થવાનું કશું જ કારણ નથી, કારણ કે હજી એના

કારીગરોની કળા ઉત્તમ પ્રકારની છે, અને કાચો માલ જોઈએ તેટલો મળે એમ છે. દરેક ઝૂંપડાની આસપાસ એક જાતના છોડની વાડ કરવામાં આવે છે. એ છોડનાં પાંદડાંમાંથી આ સાદડીઓ બનાવવામાં આવે છે. ત્રાવણકોરમાં સામાન્ય રીતે દરેક ઝૂંપડું પોતાની અલગ જમીનમાં આવેલું હોય છે, અને બીજાં ઘરોથી તદ્દન છૂટું હોય છે. દેશના બીજા ભાગોમાં ઝૂંપડીઓની ઓળ હોય છે તેવું ત્યાં નથી. એ છોડનાં પાંદડાં લઈને પુરુષો, સ્ત્રીઓ અને બાળકો કામ કરવા બેસી જાય છે અને સુંદર, મુલાયમ અને સુંવાળી, સુકાય તોય ફાટે નહીં અને ધોઈ શકાય એવી સાદડીઓ બનાવે છે. સૂવાને માટે આ સાદડીઓની પુષ્કળ માંગ રહેતી હતી. સૌથી ઘરડો સાદડી બનાવનાર મને અને મારા બે સાથીઓને બધું બતાવતો હતો અને પૂછતો હતો કે અમારો આ ઉદ્યોગ આમ મરવા શાથી પડયો હશે, અને એને ફરી સજીવન શી રીતે કરવો. આ પ્રશ્નનો જવાબ આપવાનું મને ભારે થઈ પડયું. આખરે તેણે અમને પોતાને ઘેર લઈ જઈને પોતાના સાદા ભોજનમાં ભાગ લેવાને નિમંત્રણ આપ્યું. અમે હાથ મોં ધોતા હતા એ દરમિયાન તેણે ઘરના ઓટલા ઉપર અમારે માટે બેસવાની જગ્યા કરી, મારા મિત્રોને બે સાદડીઓ ઉપર બેસવાનો ઇશારો કર્યો અને મને તેમની વચ્ચે જગ્યા આપી. મારે માટે બિછાવેલી સાદડી ઉપર મારી નજર પડતાં જ હું ચોંકીને ઊભો રહ્યો અને મારા મેજબાન તરફ તાકી રહ્યો. તે વિચારમાં પડી ગયો ને પૂછવા લાગ્યો કે છે શું? મેં કહ્યું, "તમારા ઉદ્યોગની પડતીનું કારણ મને જડી ગયું છે. આ જ ક્ષણે તે મને સૂઝી આવ્યું છે." તેણે મને વિનંતી કરીને કહ્યું કે તો મને જણાવો. મેં તેને કહ્યું, "એ કારણ તમારા મગજમાં રહેલું છે. તમે વસ્તુનું મૂલ ખોટું કરો છો." તે ગૂંચવાઈ ગયો અને મને વિગતે સમજાવવા કહેવા લાગ્યો. એટલે મેં તેને મારા મિત્રોને માટે પાથરેલાં બે આસનો બતાવ્યાં અને પૂછયું કે આ તમે ક્યાંથી લાવ્યા? તેણે કહ્યું, "એ તો મેં જાતે મારા વાડામાંનાં તાડછાંમાંથી બનાવ્યાં છે." ત્યાર પછી વાઘની છાપવાળી જે સાદડી ઉપર મારે બેસવાનું હતું તે બતાવીને મેં તેને પૂછયું, "આ તમે ક્યાંથી લાવ્યા?" તેણે જવાબ દીધો, "એ તો હું બજારમાંથી ખરીદી લાવ્યો હતો." એ ભભકદાર જાપાની સાદડી મારે માટે પાથરીને તેણે મને માન આપવા ધાર્યું હતું. મેં તેને સમજાવ્યું કે તેણે પોતાના મનથી પોતાની બનાવેલી સાદડી કરતાં જાપાની સાદડીની કિંમત વધારે આંકી છે. મેં તેને પૂછયું, "અને જો આમ હોય, તો બીજા લોકો તમારી સાદડીને બદલે જાપાની સાદડી વધારે પસંદ કરે તેનો વાંક તમે કેવી રીતે કાઢી શકો? જો બધા જ તમારી માફક વર્તે તો કુદરતી રીતે જ તમારો ધંધો મરી ન જાય? આથી હું તમને એવું સૂચવું છું કે તમારા ઉદ્યોગને

ફરી સજીવન કરવામાં તમારે જ પહેલ કરવાની છે. તમારે પોતાની કારીગરીની કિંમત વધારે આંકવી જોઈએ અને તેની સરખામણીમાં પરદેશી વસ્તુઓને ઉત્તેજન આપવું ન જોઈએ.” આ દાખલા ઉપરથી સમજાશે કે આપણો દેશ કેવી અધોગતિને પામ્યો છે અને કેવો કંગાળ બની ગયો છે.

## ઉદ્યોગોનું સંચાલન

જે કોઈ બહેન પરદેશી વસ્તુ ખરીદે છે તે આપણા દેશમાં બેકારી પેદા કરે છે અને આપણા કારીગરોના મોંમાંનો કોળિયો ઝૂંટવી લે છે. આ મૂળ વસ્તુ આપણે પાકી સમજી લેવાની જરૂર છે. તામિલમાં એક કહેવત છે કે કાગડીને પોતાનાં બચ્ચાં સૌથી વહાલાં હોય છે. પણ આપણે આપણા દેશબંધુઓને વિસારી મૂકીને પરદેશી અને મિલના ઉદ્યોગોના પાલક માતાપિતા થઈ પડયાં છીએ. આનો પુરાવો જોઈતો હોય તો તમારા ઘરમાં જ ચારેકોર નજર નાખો અને ગણતરી કાઢી જુઓ કે ખુદ તમારી પાસે કેટલી પરદેશી અને મિલની વસ્તુઓ છે. એને માટે તમે જે દામ ચૂકવ્યા છે, તે ઉપરથી આપણા દેશમાં કેટલી બેકારી પેદા કરવાને માટે તમે જવાબદાર છો એનો તમને ખ્યાલ આવશે. તમે ખરચેલો એકેએક પૈસો તે તે ઉદ્યોગને નાણાં પૂરાં પાડીને કે નાણાંની તૂટ ઊભી કરીને તે તે ઉદ્યોગને પોષે છે કે મારે છે. ગૃહરાણી સ્ત્રી સાચા અર્થમાં ઉદ્યોગોની સંચાલક છે. આ મહત્ત્વની કામગીરી બજાવવા માટે જોઈએ તેટલી કેળવણી તેને મળી છે ખરી? રશિયા, જાપાન, જર્મની અને ઇટાલી જેવાં બીજાં રાષ્ટ્રો લશ્કરની ભરતીને વધારવાને માટે બાળકો પેદા કરવાને સ્ત્રીઓને ઉત્તેજન આપી રહ્યાં છે, અને એ રીતે માતૃત્વના ગૌરવને હલકું પાડી તેને કેવળ પ્રજોત્પાદનની અથવા આત્મહીન દારૂગોળાના કારખાનાની ભૂમિકાએ ઘસડી રહ્યાં છે તથા આર્થિક હેતુસર યુદ્ધો લડવામાં એ બધા દેશોની સ્ત્રીઓ પોતાનાં બાળકોનાં લોહી સીંચીને પોતાના ઉદ્યોગોને ઉછેરી રહ્યાં છે, અને અહીં આપણે ત્યાં આપણા રહ્યાસહ્યા ઉદ્યોગોનો નાશ કરવાને માટે આપણે આપણું સર્વસ્વ આપી રહ્યાં છીએ.

## આધુનિક યાત્રા

કોઈ વાર એવું પણ બને કે આપણને જોઈતી વસ્તુને માટે આપણે રખડવું પડે છે. ધારો કે તમારે દેશી રેશમની દોરી જોઈએ છે. તો તમારે દુકાને દુકાને ભટકવું પડે છે. છતાં તમને તે મળતી નથી અને તમારે તેને બદલે કદાચ સુતરાઉ દોરીથી ચલાવી લેવું પડે છે. આપણામાં જો પૂરતી શ્રદ્ધા હોય તો નિષ્ફળ જણાતા આવા પ્રયત્નોથી આપણો ઉત્સાહ મંદ નહીં

૫૩. આપણે આપણી આવી રખડપટ્ટીને એક યાત્રા ગણીશું. એવાં પણ માણસો છે જે પુણ્ય મેળવવાને માટે કન્યાકુમારીથી કાશી સુધી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતાં કરતાં જાય છે. તો આપણે એથી ઓછાથી શું કામ હારી જવું?

આપણે આપણાં ગામડાંઓના કલ્યાણને અર્થે એક પ્રકારનો ધાર્મિક જુસ્સો કેળવવો જોઈએ.

આપણે આપણા માનવબંધુઓ પ્રત્યેની આપણી ફરજ યાદ કરીને હર વખતે અને હર પ્રસંગે આપણું વાલીપણું અદા કરીશું ખરા?

## સ્વતંત્રતાનો માર્ગ

આપણા પાડોશીઓ પાસેથી જે મળે તેનાથી સંતોષ માનીને પરદેશી અને મિલનો માલ લેવાની દઢતાપૂર્વક ના પાડવાની જો આપણામાં તાકાત આવી જાય તો પછી આપણને તાબામાં રાખવામાં પરરાષ્ટ્રોને શો રસ રહે? આને માટે આપણાં તેમ જ બીજા લોકોનાં કાર્યોને પરિણામે આવી પડતાં અપૂર્વ દુઃખોનો સામનો કરવાનું ધૈર્ય આપણામાં હોવું જોઈશે. જ્યારે આપણે એવી અડગ હિંમત અને દૃઢ સંકલ્પબળ કેળવીશું ત્યારે જ આપણે આપણી જાતને પરદેશીઓની ગુલામીમાંથી છોડવવાને અને પરરાષ્ટ્રોના આક્રમણને ખાળવાને માટે જોઈતી અહિંસાના ગાંધીજીએ રજૂ કરેલા આદર્શને પહોંચી શકીશું

ત્યાગનો સ્વીકાર કર્યા વિના, રોજ રોજનાં નાનાં નાનાં કષ્ટો વેઠ્યા વિના, આપણા માનવબંધુઓ ઉપર અમલ બજાવવાનું છોડી દીધા વિના, અને તેમના તરફની આપણી ફરજો અદા કરવાના સિદ્ધાંતને દૃઢ રીતે વળગી રહ્યા વિના આપણે એ આદર્શને પહોંચી શકવાના નથી. આમ કરવાથી આપણે લાખોનાં જીવન બચાવીશું અને તપ તેમ જ ત્યાગ દ્વારા આપણું જીવન પણ સુધારીશું. આપણી સ્ત્રીઓ જો એક વાર આ વસ્તુની જરૂરિયાત સમજી જાય તો તેને અમલમાં મૂકવા માટેની તેમની શક્તિ વિશે તો શંકા જ નથી.

આપણી બહેનો પ્રસંગને છાજે એવો ત્યાગ સ્વીકારવાને તૈયાર થશે? આપણો વિનાશ કરનાર આ સુતરો ધોરી રસ્તો છોડી દઈને પોતાની જાત ઉપર સંયમ રાખી અગવડ ભરેલે રસ્તે ચાલીને આપણા રાષ્ટ્રને અમર જીવન પ્રત્યે લઈ જનારી સાંકડી કેડીને અનુસરશે? જ્યારે સ્ત્રીઓ પોતાનો પ્રભાવ સમજતી થશે અને પોતાની ફરજ બરાબર બજાવશે ત્યારે 'જે હાથ ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે' એ જૂની કહેવતમાં રહેલા સત્યનો આપણને પૂરેપૂરો અનુભવ થશે.

# પ્રકરણ ૧૦ મું

## આંતરરાષ્ટ્રીય ઝઘડા

મનુષ્યની પ્રાથમિક દશાના જમાનામાં શિકારમાં, મચ્છીમારીમાં અને મિલકતના ભાગ વહેંચવાના ઝઘડાઓમાં હિંસાનો પ્રયોગ થતો. આક્રમણશીલ 'વરુવર્ગ'ની સમાજરચનાનું તો સામા પર આક્રમણ એ જ મુખ્ય લક્ષણ છે. બળપ્રધાન સમાજવ્યવસ્થામાં અંગત લાભ, હકનો વિસ્તાર, અંગત મહત્ત્વાકાંક્ષાઓની સિદ્ધિ અથવા કોઈ દુશ્મન પરનું વેર એ જ પ્રવૃત્તિના પ્રેરક હેતુ હોય છે, એટલે તે વ્યવસ્થામાં સફળતાનો પાયો હિંસા ઉપર રચાયેલો હોય છે.

### केन्द्रीकरण अने हिंसा

નાણાપ્રધાન અર્થવ્યવસ્થામાં બળ અને નાણું એ બન્નેએ ભેગાં મળીને સામ્રાજ્યવાદને જન્મ આપ્યો. સારું વ્યાજ મળી શકે એ રીતે મૂડી રોકવા માટેનાં દૂર દૂરનાં ક્ષેત્રોને ટકાવી રાખવાને, સાચવવાને અને તેમનો વિસ્તાર કરવાને લશ્કરી બળની જરૂર ઊભી થઈ. યંત્રયુગમાં ઉત્પાદનનાં ઓજારોમાં મૂડીનું રોકાણ પુષ્કળ થતું હોવાથી અમુક મર્યાદિત સમયમાં બને એટલો વધારે માલ ઉત્પન્ન કરવાની જરૂર ઊભી થઈ, કારણ કે યંત્રોને જો બેકાર પડી રહેવા દેવામાં આવે તો તૈયાર થતા માલની કિંમતમાં વ્યવસ્થાખર્ચનું પ્રમાણ ખૂબ વધી જાય છે એ ખર્ચનું પ્રમાણ ઓછું કરવું હોય તો તેને બને તેટલા વધુ માલ ઉપર ફાળવી નાખવું પડે છે. એટલે, મોંઘાં ઓજારો કે સાધનો ઉપર રચાયેલી ઉત્પાદન-પદ્ધતિનું સ્વાભાવિક લક્ષણ જ એ છે કે, માંગની પરવા કર્યા વગર જથ્થાબંધ માલ પેદા કરવો.

આ ઉપરાંત, જ્યારે વ્યક્તિના અંકુશનો, અને મુક્ત વેપારના સિદ્ધાંતનો અમલ શરૂ થાય છે ત્યારે હરીફાઈની દૃષ્ટિએ માલ ઉત્પન્ન કરવાની ઇચ્છા માંગનો વિચાર કર્યા વગર ઉત્પાદન કરવાની દિશા તરફ વળે છે. આ બંને પરિસ્થિતિમાં પેદા કરેલા માલને માટે બજારો શોધવાની જરૂર ઊભી થાય છે. વળી, ઉત્પાદકને કાચો માલ સતત મળતો રહે તેટલા ખાતર દૂર દૂરનાં કાચા માલનાં મથકો ઉપર કાબૂ જમાવવાનું આવશ્યક થઈ પડે છે. ઉત્પાદનમાં કાર્ય-વિભાગ પરાકાષ્ઠાએ પહોંચે છે, એટલે તે પદ્ધતિએ માલ બનાવવો હોય તો માણસે સમય અને સ્થળ બંને ઉપર વિજય મેળવવો જોઈએ, કારણ કે કાચામાલની ઉત્પત્તિથી માંડીને તૈયાર માલની ખપત સુધીના આખા આર્થિક

એકમમાં આખી દુનિયા સમાઈ જાય છે. આર્થિક દૃષ્ટિએ નફાકારક થઈ પડે એટલી ઝડપે યંત્રો અને એન્જિનો ચલાવવાને જોઈએ તેટલી ઝડપે કાચો માલ સતત મળતો રહે, અને ઉત્પન્ન થયેલો માલ યોગ્ય વખતમાં નફો સાથે ખાતરીપૂર્વક વેચી શકાય તે માટે બધા સંબંધ ધરાવતા વહેવારો ઉપર જ્યાંસુધી કાબૂ ન મળે ત્યાંસુધી કોઈ પણ રાષ્ટ્રનું ઉદ્યોગીકરણ થઈ શકતું નથી અને એ કાબૂ કેવળ હિંસા દ્વારા જ મળી શકે છે.

દાખલા તરીકે, લૅંકેશાયરને જો કાપડ બનાવવું હોય, તો મિલ લૅંકેશાયરમાં આવેલી છે, અને ત્યાં કપાસ પાકતો નથી. હવે લૅંકેશાયરમાં આ મિલને જ ઉત્પાદનનું કેન્દ્ર બનાવવામાં આવે છે અને પછી આખી દુનિયા તે કેન્દ્રની આસપાસ ફરતી રહે અને તે મિલનો અસલ હેતુ પાર પાડે એવી યોજના કરવામાં આવે છે તેથી હિંદુસ્તાનમાં આવેલી ખેતીવાડીની કૉલેજ લૅંકેશાયરની મિલને જોઈએ તેવો કપાસ કેવી જમીનમાં થઈ શકે તેની તપાસ ચલાવે છે. એ મિલને સારામાં સારી રીતે ઉપયોગી થઈ પડે તેવી જાતનો કપાસ ઉત્પન્ન કરવા માટે એ કૉલેજમાં જુદી જુદી જાતના કપાસની મેળવણીના પ્રયોગો કરવામાં આવે છે. જે ખેડૂતો કદાચ અનાજ પકવતા હશે તેમને કપાસ વાવવાનું સમજાવવામાં આવે છે. જ્યારે કપાસ પાકે છે ત્યારે તેને જકાતના અનુકૂળ દરે બંદરે પહોંચાડવાની વાહનવ્યવસ્થા કરવાની હોય છે. બંદરમાં ધક્કા અને ફુરજાઓ બાંધી માલ ચડાવવાની સગવડ કરી આપવી પડે છે. વહાણોની આવજા નિયમિત થાય તેવી વ્યવસ્થા કરવી પડે છે, અને તે વ્યવસ્થાના સંરક્ષણને માટે સિંગાપુરમાં નૌકામથક અને એડન અને જિબ્રાલ્ટરમાં કિલ્લાઓ બાંધવા પડે છે. તે મથકોને સુસજ્જ રાખવા માટે લશ્કર, નૌકાદળ અને હવાઈદળો રાખવાં પડે છે. લશ્કર, નૌકાદળ અને હવાઈદળના પીઠબળ વગર ઉત્પાદનની આવી એકકેન્દ્રી પદ્ધતિઓ એક દિવસ પણ ચાલી શકતી નથી. લૅંકેશાયરની આ મિલ એક જગદ્વ્યાપી સળંગ તંત્રનું અંગ છે. અને તેથી તે મિલ હિન્દની ખેતીવાડીની કૉલેજ, હિન્દના ખેડૂતો, જકાતની અનુકૂળ યોજના અને રેલવે તેમ જ જળમાર્ગો ઉપર કાબૂ જમાવ્યા વિના ચાલી શકતી નથી. હિંદુસ્તાન અને ત્યાં જવાના માર્ગો ઉપર રાજકીય હકૂમત વગર આ શક્ય નથી. આટલું તો થયું ઉત્પાદનના સંબંધમાં, પણ એ તંત્રની વ્યવસ્થા એટલેથી જ અટકતી નથી.

જે પ્રજાનું ઉદ્યોગીકરણ કરવામાં આવ્યું હોય તેના જીવનનો બધો આધાર આખરે કાચા માલનાં મથકો અને તૈયાર માલનાં બજારો ઉપર હોય છે. એ મથકોનો કબજો રાખવો એ જીવ સટોસટનો સોદો છે. આ બધાં કારણોને લીધે બજારો મેળવવાની અને તેમનો કબજો રાખવાની જરૂર ઊભી

થાય છે અને તેમ કરવાને માટે બીજી પ્રજાઓને બળજબરીથી દબાવવાની અને કાબૂમાં રાખવાની જરૂર પડે છે. પરિણામે જે કોઈ કાચા માલનાં આ મથકોમાં અથવા બજારોમાં દખલ કરે તે ભૂખ્યા કૂતરાના મોંમાંથી હાડકું ખૂંચવી લેવા મથનાર માણસ જેવો લાગે છે. આ દખલગીરીમાંથી હિંસા અવશ્ય જાગે છે. વળી, ઉત્પાદનને માટે મજૂરોનું સંગઠન કરવું પડે છે અને તેમાં પણ સત્તા, કાબૂ અને યોજના કેન્દ્રમાંથી ચાલતાં હોવાથી યોજનાનો બરાબર અમલ થાય તેટલા ખાતર પુષ્કળ બળજબરી વાપરવી પડે છે. આ વ્યવસ્થામાં ઉત્પાદનની પ્રેરણા અંદરથી નહીં પણ બહારથી આવતી હોવાથી અકુદરતી હોય છે અને તેથી તેના સંચાલનમાં બળજબરી અને હિંસાની જરૂર પડે છે. પછી માણસોને બળજબરીથી નિયમનમાં રાખવામાં આવે છે અને અસલ વ્યવસ્થા ઉત્પાદનની મૂડીવાદી અને વ્યક્તિનિષ્ઠ પદ્ધતિએ ચાલતી હોવાથી તેને આક્રમણશીલ 'વરુવર્ગ'ની કોઈ બીજી પદ્ધતિમાં પલટી નાખવી હોય તો તે ઘડીના છઠ્ઠા ભાગમાં થઈ શકે છે. આથી તેના તરફ શસ્ત્રસજ્જ પ્રજાઓની નજર ખેંચાય છે અને તેના સંરક્ષણને માટે મોટા પાયા ઉપર શસ્ત્રાસ્ત્રો રાખવાં પડે છે.

પશ્ચિમની પ્રજાઓને આજે દુનિયાનો વહેવાર શાન્તિપૂર્વક ચલાવવાનું અશક્ય લાગે છે તેના મૂળમાં રહેલાં કારણો આ બધાં છે. આજનાં બધાં યુદ્ધો અને આંતરરાષ્ટ્રીય ઝઘડાઓનાં મૂળ 'વરુવર્ગ'ના આર્થિક ઉત્પાદનની પદ્ધતિમાં રહેલાં છે. અને જ્યાં સુધી તે કાયમ છે ત્યાંસુધી કારણની પાછળ કાર્ય જાય તેમ યુદ્ધો થવાં જોઈએ અને થતાં રહેવાનાં. પ્રજા પ્રજા વચ્ચે ગમે તેટલા સદ્ભાવ ભરેલા અને ફાવે તેટલા કરારો થાય તોપણ શસ્ત્રસંન્યાસની વાત કદી નીકળવાની નથી. લીગ ઑફ નેશન્સના ઠરાવો કેવા નિરર્થક હોય છે તે આપણે જાણીએ છીએ. પરિણામ ઉપરથી જો વિચારીએ તો તો આ રાષ્ટ્રસંઘ વરુઓનાં ટોળાંનો સંઘ બની ગયો છે અને જ્યાંસુધી આંતરરાષ્ટ્રીય સંબંધોનો પાયો આજની અર્થવ્યવસ્થા પર રચાયેલો રહેશે ત્યાંસુધી તેમાં કશો ફેર પડવાનો નથી. જો આપણે હિંદુસ્તાનમાં પણ એ જ જાતની અર્થ-વ્યવસ્થા અને તેને લગતાં તંત્રોનું અનુકરણ કરીશું તો એવી પદ્ધતિઓનાં જે અનિવાર્ય પરિણામો છે તેમાંથી ઊગરવું લગભગ અશક્ય જ થઈ જવાનું છે. કમનસીબની વાત છે કે જાપાન આર્થિક તંત્રરચનામાં સંરક્ષણશીલ 'ગાય-વર્ગ'નો માર્ગ છોડીને પૂરા દિલથી 'વરુવર્ગ'માં ભળી ગયું છે. પરિણામ એ આવ્યું છે કે તે પણ પશ્ચિમના કોઈ પણ આક્રમણશીલ અને સામ્રાજ્યવાદી રાષ્ટ્ર જેવું જ બની ગયું છે. "જે તલવાર ઉગામે છે તેનો અંત તલવારથી જ આવે છે." પશ્ચિમના દેશોમાં આર્થિક ઉત્પાદનની જે પદ્ધતિઓ જોવામાં

આવે છે તેમની પાછળ જે આદર્શો રહેલા છે તેમને આપણે સ્વીકારીશું કે આપણે આપણા દેશમાં જે સંસ્કૃતિ વિકાસ પામી છે અને જેણે સંરક્ષણાત્મક 'ગાયવર્ગ'ની અર્થરચના ઉપજાવી છે તેને અનુસરીને એવી કોઈ પદ્ધતિ ઊભી કરીશું જે 'વરુવર્ગ'ના કરતાં તદ્દન જુદા જ પ્રકારની હોય? એમ કરવા માટે આપણે એના મૂળ નિયમો અને ધારાધોરણોને વિગતે અનુસરવાની કંઈ જરૂર નથી, કારણ કે એ નિયમો અને ધારાધોરણો તો ઉત્ક્રાંતિની અમુક ખાસ ભૂમિકા માટે ઘડવામાં આવ્યા હતા, અને આજની દુનિયામાં આપણા હેતુને અનુકૂળ નહીં થાય. આપણે એવી વ્યવસ્થા ઊભી કરવી છે જે વ્યક્તિની લોભવૃત્તિ ઉપર અંકુશ મૂકે, માંગ પ્રમાણે ઉત્પાદનમાં વધારો કરે અને ઉત્પાદનને અને વેચાણને લોકોની જરૂરિયાતની મર્યાદામાં રાખે.

આજે દુનિયામાં શી સ્થિતિ છે? દુનિયાના રોમેરોમમાં હિંસા વ્યાપેલી છે. સશસ્ત્ર તટસ્થતા અને દેખાતી શાંતિના બુરખા પાછળ રાષ્ટ્રો એકબીજા પર દાંતિયાં અને ઘુરકિયાં કરી રહ્યાં છે. મૈત્રી માટે લંબાવેલા એકેએક હાથમાં ધિક્કાર અને વેર છુપાયેલાં છે. નબળી પ્રજાઓને મદદ કરવાની બધી વાતોની પાછળ સ્વાર્થ, તૃષ્ણા અને લોભ રહેલાં છે. પછાત પ્રજાઓને સુધારવાની અને અંધકારમાં પડેલા લોકોને જ્ઞાનનો પ્રકાશ પહોંચાડવાની ઇચ્છાની જાહેરાત કેવળ સામ્રાજ્યવાદનો વાગ્વૈભવ છે. ટૂંકમાં આપણે ઘેટાંને વેશે વરુઓને સંચાર કરતાં જોઈએ છીએ.

આપણે જોયું કે મૂંગાં પ્રાણીઓ ખોરાક શોધવાના હેતુથી જ પ્રવૃત્તિ કરે છે અને તેમની પ્રવૃત્તિની પાછળ પ્રેરણારૂપે ભૂખ રહેલી હોય છે. તેમણે વાવ્યું નથી હોતું ત્યાંથી લણી લે છે; તેઓ ઉત્પન્ન કરવાનો શ્રમ લીધા વગર ઉપભોગ કર્યે જાય છે. જેમ જેમ ખોરાકની અછત વધતી જાય છે તેમ તેમ તેમની ક્રૂરતા પણ વધતી જાય છે. અથવા વાપરવાની છૂટ હોય તો અર્થશાસ્ત્રની પરિભાષા વાપરીને એમ કહેવાય કે માંગની ઉગ્રતાને કારણે હિંસા જન્મે છે, કારણ કે છત મર્યાદિત હોય છે, અને જે મળે એમ હોય છે તેને માટેની હરીફાઈ તીવ્ર બનેલી હોય છે.

માણસ ભટકતા ગોપાલની અવસ્થાએ પહોંચે છે ત્યારે પણ આ સ્થિતિમાં ઝાઝો ફેર પડતો નથી. પશુની પેઠે તે પણ જરૂર પ્રમાણે વસ્તુઓમાં વધારો કરી શકતો નથી, પણ જ્યાં તાણ હોય છે ત્યાંથી જ્યાં છત હોય ત્યાં ચાલ્યો જાય છે અને જે કોઈ તેના માર્ગમાં આડો આવે છે તે તેના ક્રોધનો ભોગ થઈ પડે છે. તે જો કંઈ ઉત્પાદન કરે છે તોયે તે બહુ મર્યાદિત હોય છે, તે જેનો ઉપભોગ કરે છે તે લૂંટીને લાવે છે, અને સામાન્યપણે કુદરતને એ લૂંટનો ભોગ બનવું પડે છે. એની હિલચાલને દોરનાર બળ પણ વ્યાપક

અર્થમાં ભૂખનું એટલે કે તેની અતિ પ્રાથમિક અને જંગલી હાજતોનું જ હોય છે, તેને એવો અનુભવ થાય છે કે કુદરત હમેશાં તેની હાજતો પૂરી પાડતી નથી, અને પછી હરીફાઈ અને હિંસા જન્મે છે. સંસ્કૃતિની ગોપાલની ભૂમિકા જોયા પછી હવે આપણે કૃષિકારની ભૂમિકા જોઈએ. એ ભૂમિકાએ જ માણસ પહેલ વહેલો કુદરતને મદદ કરે છે એટલે કે પોતાની મજૂરીથી માંગ જેટલું ઉત્પન્ન કરવાનો પ્રયાસ કરે છે. આમ તે ઉત્પાદન ઉપર કાબૂ રાખતાં શીખે છે. ખોરાક, વસ્ત્ર અને મકાન જેવી પોતાની મોટી હાજતો પણ તે મજૂરીથી પૂરી પાડતાં શીખે છે. પોતાને જે જોઈએ છે તે તે પેદા કરી લે છે, અને ધરાઈને તેનો ઉપભોગ કરે છે. આ ભૂમિકા પર, માંગ અને ઉત્પાદન વચ્ચે ઝાઝી વિષમતા હોતી નથી એટલે હરીફાઈ અંકુશમાં રહે છે, કૃત્રિમ રીતે વપરાશ વધારવાને માટે અયોગ્ય દબાણ થતું નથી, અને તેથી હિંસા પણ ઓછી થાય છે. માંગ પ્રમાણે વસ્તુ પૂરી પાડવામાં આવે છે, અને ઉત્પાદન વરદી પ્રમાણે થાય છે એટલે કે મોજૂદ હાજતને સંતોષવાનો જ ઉત્પાદનનો હેતુ હોય છે. આને આપણે 'વરદી-પ્રધાન અર્થવ્યવસ્થા' કહી શકીએ. કોઈ માણસને બૂટની જોડી જોઈતી હોય તો તે પગના માપ અને ઘાટ પ્રમાણે ખાસ તેને જ માટે બનાવવામાં આવે છે. આ રીતે હાજત બરાબર સંતોષી શકાય છે. જેમ જેમ ઘરાક વધારે ચૂંધીખોર થતાં જાય છે તેમ તેમ કારીગરની શક્તિ અને કારીગરી વધતી જાય છે, તેના વ્યક્તિત્વનો તેમ જ કૌશલનો વિકાસ થતો જાય છે અને પરિણામે તે જમાનાની સંસ્કારિતામાં વધારો થાય છે. જ્યાં સુધી માલ બનાવનાર પ્રસંગને અનુરૂપ શક્તિ દાખવતો રહે છે, અને માંગને સંતોષતો રહે છે, ત્યાં સુધી હિંસાને અવકાશ મળતો નથી. દરેક માણસ પોતાના વેલાની દ્રાક્ષ અને પોતાના વૃક્ષનાં ફળ ખાય છે અને પોતાની કોઠીનું પાણી પીએ છે અને દુનિયામાં બધે શાંતિ પ્રવર્તે છે.

આક્રમણશીલ 'વરુવર્ગ' ગોપાલ અવસ્થાનું કુદરત ઉપરનું અવલંબન ભૂલી ગયો છે. કુદરતને મદદ કરવાના ખેડૂતના પ્રયત્નને બદલે આ અવસ્થામાં આપણને છેક સામા પાટલાની વાત જોવાની મળે છે. આ ભૂમિકા પર માણસ કુદરત પરનો પોતાનો 'વિજય' ઊજવતો હોય એમ લાગે છે. કુદરતનાં બળોને નાથીને તેની પાસે માણસ સેવા લેતો થયો છે. માણસે પોતાની પ્રવૃત્તિઓમાં મદદને માટે અનેક યંત્રો શોધી કાઢ્યાં છે. પણ અહીં પણ તે મર્યાદા ચૂક્યો અને જે યંત્રો સેવક થવાને યોજાયાં હતાં તે તેનાં શેઠ થઈ બેઠાં છે, અને પરિણામે માનવજાતનો મોટો ભાગ અધમ ગુલામીમાં પિલાઈ રહ્યો છે. માંગ કરતાં ઉત્પાદનની ફાળ વધી ગઈ છે. આ પહેલાંની અવસ્થાઓમાં ઉત્પાદન વધારવા માટે મથામણ ચાલ્યા કરતી અને આજે ઉત્પાદન એટલું

બધું વધી પડયું છે કે માંગ વધારો, માંગ વધારો એવી બૂમો પડી રહી છે, યંત્રોને લીધે વસ્તુઓ ઠરાવેલા ધોરણની અને મોટા જથામાં પેદા થાય છે, અને છતાં હાજતોને બરાબર સંતોષાતી નથી. ધારો કે મુંબઈના એક માણસને જોડા જોઈએ છે, એટલે તે એકાદ દુકાનમાં જશે, અને ત્યાં જેણે આ ઘરાકને કદી જોયો નથી એવા નોર્થેમ્પટનના કોઈ મોચીએ બનાવેલાં બૂટ તેની આગળ ધરવામાં આવશે. બૂટ બનાવનારો અમુક મુકરર કદનાં બૂટ બનાવે છે અને કોઈ પણ જાતની તકલીફ વગર સહેલાઈથી તેમની સંખ્યા વધારતો જાય છે. વરદીને માટે તે ખોટી થતો નથી. પટ દઈને રોટી બનાવી દેનાર ભઠિયારાના માણસની પેઠે તે બને એટલી ઝડપે બૂટ બનાવતો જાય છે અને દુનિયાના જુદા જુદા દેશોમાં વેચવાને માટે વહાણમાં ચડાવી દે છે. માંગ કેટલી છે તે જાણ્યા વગર માલનું ઉત્પાદન થાય છે અને પછી, બનાવનારો લાચાર થઈને પ્રયત્નપૂર્વક માંગ ઊભી કરવાને નીકળી પડે છે. યુરોપિયન બૂટ પહેરતા થાય તેટલા ખાતર અડવાણા એટલે કે ઉઘાડપગા દેશીઓને 'સુધારવા' પડે છે. આમાંથી હિંસા જન્મે છે. વળી, પોલાદના જેવા ઉદ્યોગમાં તો જબરાં સ્થાપિત હિતો પોતાના માલના નિકાલ માટે સરકાર ઉપર લાગવગ લગાડે છે. એટલે પછી સરકાર 'પછાત' લોકોને શોધી કાઢે છે, તેમને માટે રેલવેઓ અને પુલો બાંધે છે, અને એ જ વખતે તે પછાત કોમોનાં બાળકો શારીરિક અને માનસિક ભૂખમરો વેઠી રહ્યાં હોય છે. મુકરર ધોરણની આ બધી વસ્તુઓ ખર્ચમાં ઝાઝો વધારો કર્યા વગર મોટા જથામાં બનાવી શકાય છે, અને પછી એ રીતે તૈયાર થયેલી વસ્તુઓને માટે બજાર શોધવાનાં રહે છે. આવી વસ્તુસ્થિતિમાંથી સ્વાભાવિક રીતે જ હિંસા જન્મે છે આના કરતાંયે ખરાબ દાખલો તો સર બેસિલ ઝાહારોફ જેવા શસ્ત્રસરંજામ બનાવનારા ઉદ્યોગપતિનો છે. દુનિયામાં યુદ્ધો ચાલુ રહે એમાં જ તેને લાભ છે એ તો દેખીતી વાત છે. યુદ્ધો ચાલતાં હોય ત્યારે તેનો ધંધો ધીકતો ચાલે. તેની સફળતાનું સાચું રહસ્ય હિંસામાં રહેલું છે. ભૂતકાળમાં માણસોને આર્થિક પ્રવૃત્તિમાં પ્રેરનાર વસ્તુઓ જોઈએ તો જંગલી માણસની અને ગોપાલની કુદરતી ભૂખ અને ખેડૂતનાં આળાં શરીરોની તકલીફો હતી. એ જ કુદરતની પ્રેરણા કે પરાણી હતી. પણ આજે માલ ખપાવવા માટે અનુકરણ કે રૂઢિને લીધે પડેલી ટેવો દ્વારા કૃત્રિમ રીતે માંગ વધારવી પડે છે. ખોરાક, વસ્ત્રો અને ઘર એ કુદરતી હાજતો હતી, પણ તંબાકુ, અધરશલાકા, મુખરાગ (રૂઝ) અને મુખચૂર્ણ (પાવડર) અનુકરણ અને રૂઢિ દ્વારા કેળવાયેલી હાજતોના દાખલાઓ છે. ઘણી વાર ઘરાક બેપરવા હોય તો પણ બનાવનાર જાહેરાતની આધુનિક પદ્ધતિ અને પ્રચારના બીજા ઉપાયોથી લોકોને સમજાવીને એવી વસ્તુઓ વાપરતાં શીખવે છે,

જેમની કંઈ જ જરૂર ન હોય, જેમનો ખરેખર કશો જ ઉપયોગ ન હોય, અને કદાચ જે નુકસાનકર્તા પણ હોય; આમ છતાં તેને તો પોતાનો માલ વેચીને કમાણી કરવાની છે.

આમ આપણે જોઈએ છીએ કે પહેલાં આર્થિક પ્રવૃત્તિનું પ્રેરકબળ વસ્તુનો અભાવ હતું અને આજે માંગનો અભાવ એટલે કે વધારેપડતું ઉત્પાદન છે.

### છત અને માંગ અને હિંસા

ઇતિહાસના અભ્યાસ ઉપરથી આપણે જાણીએ છીએ કે, જ્યારે કોઈ પ્રજાની હાજતો પૂરી પડતી નથી ત્યારે તેની સંસ્કારિતા અને સંસ્કૃતિનો નાશ થાય છે. આ સ્થિતિ બે રીતે ઊભી થાય છે. કાં તો લોકો પોતાને જોઈતી વસ્તુઓ પેદા કરવાને શક્તિમાન રહેતા નથી, જેમ કે અમેરિકાના રેડ ઇન્ડિયનો. અને કાં તો પ્રજાની અધોગતિ થયેલી હોય છે તેથી. દરેક મોટા સામ્રાજ્યના પતનમાં આપણે આ જ વસ્તુ જોઈએ છીએ. આ પાછળથી ગણાવેલી પરિસ્થિતિમાં હાજત પૂરી પાડવા માટે તાબાની પ્રજાઓને ખરેખર કે આલંકારિક રીતે ગુલામ બનાવીને લૂંટવામાં કે શોષવામાં આવે છે. આવો લૂંટનો માલ ખપાવવા માટે તેમનું જીવનનું ધોરણ કૃત્રિમ રીતે વધારવામાં આવે છે, ઉત્પાદનની મજૂરી કર્યા વિના જ વસ્તુઓનો ઉપભોગ થાય છે. પણ આ જાતની સંસ્કૃતિ ધૃતિને અભાવે થોડા વખતમાં કકડી પડે છે. જ્યાં સુધી કોઈ પ્રજા પોતાની મજૂરી વડે કરેલા ઉત્પાદનથી પોતાની હાજતો પૂરી પાડવાને શક્તિમાન થાય છે, ત્યાં સુધી તે આબાદ રહી શકે છે. જ્યારે માંગ અને છત વચ્ચે ઝાઝી વિષમતા હોતી નથી, ત્યારે પ્રજા સંસ્કારિતામાં આગળ વધે છે. હિન્દુસ્તાન, ચીન અને મિસરે પોતાની સંસ્કૃતિની જાહોજલાલીના દિવસો પાછા જોવા હોય તો પોતપોતાની સંસ્કૃતિના ભૂતકાળની કૃષિપ્રધાન અવસ્થા તરફ નજર માંડવી જોઈશે. પશ્ચિમમાં ઔદ્યોગિક યુગે વિક્ટોરિયાના અમલની અધવચમાં એક પ્રકારની ક્ષણજીવી સંસ્કૃતિ પેદા કરી, પણ થોડા વખતમાં ઉત્પાદન માંગને પાછળ નાખીને ખૂબ આગળ નીકળી ગયું અને તે સંસ્કૃતિએ દુનિયાને આજે ઘેરી રહેલી બર્બરતા અને નિરાશામાં ગરકાવ કરી દીધી. આપણે બેશક જ્ઞાન અને વિજ્ઞાનની પ્રગતિની બડાશો હાંકી શકીએ છીએ, પણ એ સાચી સંસ્કારિતા નથી. આજે જીવન પર જે તાણ પહોંચે છે તે તેને પોષક નથી. આજે સાચી ફુરસદ કોઈને મળતી નથી. આપણે આપણી માંગ અને છત વચ્ચે સમતા સાધવાની છે એ વાત સાચી છે પણ તે કૃત્રિમ રીતે સાધવાનો અર્થ નથી. જ્યાં સુધી આપણે એ

મેળ ન બેસાડી શકીએ ત્યાં સુધી દેશમાં હિંસાનું સામ્રાજ્ય રહેવાનું જ. આજે આપણે ડામાડોળ સ્થિતિમાં છીએ અને આપણી સંસ્કૃતિ, જેવી છે તેવી ગમે તે ક્ષણે ઊથલી પડે એવો પૂરો સંભવ છે.

કૃત્રિમ રીતે માંગ ઊભી કરવાની બેફામ વધી રહેલી વૃત્તિને અંકુશમાં લીધા વિના આપણો આરો નથી. એનાથી જ બધા પ્રકારના સામ્રાજ્યવાદની જડ નીકળી જશે. દરેક પ્રજાએ પોતાની આગવી રીતે પોતાની સંસ્કૃતિનો વિકાસ સાધવાનો છે, અને કોઈ પારકી પ્રજાએ 'પછાત લોકોને સંસ્કૃતિ પહોંચાડવાનો' પ્રયત્ન કરવાની જરૂર નથી. ઉત્પાદનના પ્રેરકહેતુ તરીકે લોભની વૃત્તિ પર અંકુશ મુકાવો જોઈએ અને દરેક માણસની આર્થિક પ્રવૃત્તિ તેની શક્તિના પ્રમાણમાં એવી રીતે મર્યાદિત થવી જોઈએ કે સમાજનાં દુર્બળ અંગોનું શોષણ ન થાય. મૂડીવાદમાં નફો મેળવવાની વૃત્તિના દોર છૂટા મૂકી દેવામાં આવે છે અને બીજી એકે વાતનો વિચાર કરવામાં આવતો નથી. કેવળ તરત મળી જતા નફાને ખાતર અને બહુ થોડા માણસોનાં ખિસ્સાં તર થાય એ રીતે માલનું ઉત્પાદન થાય છે. પરિણામે જરૂરિયાતની વસ્તુઓની તાણ પડે છે, મોજશોખની વસ્તુઓ ઘણા વધારે પડતા પ્રમાણમાં તૈયાર થાય છે, સંપત્તિની વહેંચણી વિષમ બને છે, અને આમ ને આમ લોકો હંમેશ ખોરાકની માગણી કરતા યંત્રનો ખોરાક બને છે. આવી પરિસ્થિતિને કારણે વર્ગભાન જાગ્રત થાય છે અને તેને પરિણામે મૂડીદાર અને મજૂર વચ્ચે અથડામણો થાય છે. બીજી બાજુ જોઈએ તો સોવિયેટ સામ્યવાદે નફો મેળવવાની વૃત્તિનો ત્યાગ કર્યો છે, તો વર્ગદ્વેષને તીવ્ર બનાવ્યો છે. એ પદ્ધતિથી કામ ચલાવવાને પરિણામે સત્તાનું કેન્દ્રીકરણ મૂડીવાદમાં થયું છે તેના કરતાં પણ વધારે થયું છે. મૂડીવાદમાં કેવળ સંપત્તિનું કેન્દ્રીકરણ થાય છે, અને તે કેન્દ્રીકરણ પ્રમાણમાં ઓછું અનિષ્ટકર છે. સામ્યવાદની અર્થવ્યવસ્થામાં મજૂરોને પહેલ કરવાનો અવકાશ મળતો નથી, જો કે સૌથી પહેલી જરૂર મજૂરની કોઈક પ્રકારની સંસ્કારિતા ઊભી કરવાની છે. આપણે મુકરર બીબાંનો આદમી કે યંત્ર–માનવ પેદા કરવાનું ધ્યેય ન સેવતાં બધાં માણસોના વ્યક્તિત્વના વિકાસનું ધ્યેય રાખવું જોઈએ. એ રીતે વિકસેલાં માણસોમાં ગમે તેટલી વિસંગતતાઓ કે વિષમતાઓ ભરેલી દેખાય તેથી ડરવાની જરૂર નથી. માણસના વ્યક્તિત્વને ભોગે અથવા તેનો વર્ગદ્વેષ જાગ્રત કરીને પ્રાપ્ત કરેલી ભૌતિક સમૃદ્ધિની કશી કિંમત નથી.

માંગ કેટલી છે તેનો વિચાર કર્યા વગર વસ્તુઓનું ઉત્પાદન થાય છે તેને પરિણામે ભારે ગૂંચવાડા ભરેલી પરિસ્થિતિ પેદા થઈ છે. વધારાના માલનો નિકાલ કરવાને માટે બજારો ઢૂંઢવાં પડે છે. હરીફાઈ પહેલાં કદી નહોતી તેટલી

ઉગ્ર બની છે. ઘરાકો એટલે કે માંગ વધારવા માટે સરળ માણસોનાં સાદા જીવનને જટિલ બનાવવાની, અથવા કહેવામાં આવે છે તેમ તેમને 'સુધારવા'ની જરૂર પડી છે. બજારો કબજે કરવાની અને પછાત લોકોને 'સુધારવા'ની તૃષ્ણામાંથી કેવળ યંત્રોદ્યોગપ્રધાન પ્રજાઓમાં ઈર્ષા જાગી છે એટલું જ નહીં પણ તેમનો ભોગ બનેલી પ્રજાઓમાં સામનો કરવાની વૃત્તિ જાગી છે અને તેમાંથી આખરે જેમાંથી આ બધી ઉપાધિ પેદા થઈ છે તે વિશાળ પાયાના ઉત્પાદનને અનુરૂપ શસ્ત્રાસ્ત્રો અને હિંસા પ્રગટ્યાં છે. આ અંધેરમાં સાચી સંસ્કારિતાને માટે અવકાશ નથી. કારણ કે બધી માનવી શક્તિઓ કાં તો હિંસાને પોષવામાં અને કાં તો તેનો સામનો કરવામાં કેન્દ્રિત કરવી પડે છે.

આમ આજના સંગઠનનું કેન્દ્ર અથવા આજની અર્થરચનાનો પાયો હિંસા છે. પણ એ હિંસા અર્થરચના પૂરતી જ મર્યાદિત નથી. ઉત્પાદક કામનો હેતુ માંગની વસ્તુઓ ઉત્પન્ન કરવાનો છે. તેને બદલે માંગથી અલગ રીતે માલ ઉત્પન્ન કરવામાં કામ અથવા મજૂરીના સમગ્ર જીવનવ્યાપી હેતુના જે ટુકડા કરી નાખવામાં આવે છે તેમાંથી નીપજતી આ હિંસાથી મૂઠીભર લોકોને મોજશોખ કરવાના મળે છે, પણ સામાન્ય જનતાને કશો જ લાભ થતો નથી. સામાન્ય જનતામાં ખોટા પ્રચારદ્વારા બુદ્ધિને ભ્રષ્ટ અને લાગણીને બુઠ્ઠી બનાવી દેવામાં ન આવતી હોય તો તે લોકો સ્વાભાવિક રીતે આપમેળે હિંસાનો આશ્રય લેતા નથી. તેને માટે હિંસાનું ગૌરવ કરવું પડે છે. જેઓ 'વૈજ્ઞાનિક' પાયા પર અને વ્યાપક રીતે હિંસાના વ્યવસાયમાં રોકાયેલા હોય છે, તેમને સામાજિક પ્રતિષ્ઠા આપીને અને એવી હિંસાને ધાર્મિક માન્યતાની મહોર મારીને આ કાર્ય પાર પાડવામાં આવે છે. સામાન્ય લોકોના દિલમાં માનની લાગણી જગાડવા માટે સેનાપતિ, નૌસેનાપતિ અથવા લશ્કરના કોઈ પણ અમલદારને સામાજિક મોભો આપવામાં આવે છે. સંતોની સાથે એકહારમાં બેસાડવા સારુ તેમના મરણ બાદ તેમનાં સ્મારકો મંદિરોમાં મૂકવામાં આવે છે અને જાહેરમાં તેમનાં પૂતળાં અને કબરો ઊભાં કરીને તેમને રાષ્ટ્રીય વીરોને દરજ્જે ચઢાવી દેવામાં આવે છે.

### હિંસાનું ગૌરવ

આપણે લશ્કરી માણસોને વૈજ્ઞાનિક ખૂનીઓ અને સેનાપતિઓ અને નૌસેનાપતિઓને ખૂનીઓના સરદારો ગણવા જોઈએ. જો આપણે સેંટ પૉલના દેવળમાં કે વેસ્ટમિન્સ્ટર એબીમાં જઈશું તો ત્યાં આ ખૂનીઓના સરદારોનાં સ્મારકો આપણને જોવાનાં મળશે. ત્યાંના લોકોએ પ્રાર્થનામંદિરને ખૂનીઓના સરદારોની ગુફા બનાવી દીધી છે. એ પવિત્ર દીવાલોને આપણે અનેક યુદ્ધ-

ક્ષેત્રોના ફાટેલા વાબટાઓથી શણગારાયેલી જોઈએ છીએ ત્યારે શું આપણે બે હજાર વર્ષ ઉપરના પોકારના પડઘા નથી સાંભળતા કે, "આ માણસ અમારે નથી જોઈતો, અમને બૅરેબ્બાસ પાછો આપો"?

આજની ઘડીએ આપણે યુરોપમાં આવી સંસ્કૃતિઓને યુદ્ધ માટે સજ્જ થઈને એકબીજા સામે ઘુરકિયાં કરતી જોઈએ છીએ. બળની આ ઉપાસનાનો અર્થ શો છે? શું તે ઉપાસના જગતને લોકશાહી માટે સલામત બનાવવાને અર્થે થાય છે? અથવા શું તેને ખરેખર યુદ્ધનો અંત લાવનાર યુદ્ધ કહી શકાએ? આ તો ભૂતને કાઢવા માટે પલીતને બોલાવવા જેવું છે. જેઓ તલવાર ઉગામે છે તેમનો તલવારથી જ નાશ થવાનો છે. માણસના આત્માના આ બધા અધઃપાતમાં શું મેળવવાની અપેક્ષા રાખવામાં આવે છે? કાચો માલ અને બજારો ઉપર કાબૂ.

## હિંસાને ખાતર કેટલો ભોગ આપવો?

માણસ પોતાની સર્જક-વૃત્તિને કારણે પશુઓથી જુદો પડે છે. આથી માણસની પ્રગતિનું માપ તેની સર્જકતા ઉપરથી કાઢવું જોઈએ. એથી ઊલટું, આજની યુદ્ધરીતિ વિનાશક શક્તિ કેળવવાની હરીફાઈ બની બેઠી છે. ઉત્પાદનની એકકેન્દ્રી પદ્ધતિઓ અને મુકરર ધોરણનો માલ પેદા કરવાની નીતિને પરિણામે આપણે વિનાશને એવે તબક્કે આવી પહોંચ્યા છીએ, જ્યાં બધી સંસ્કૃતિ ભૂંસાઈ જશે એવો ભય પેદા થયો છે. એકબીજાની જરૂરિયાતો પૂરી પાડવાને બદલે આજે માણસો મિલકતનાશની નીતિ મુજબ એકલા દુશ્મનની નહીં પણ ખુદ પોતાની ઉત્પાદનશક્તિનો પણ સંહાર કરવામાં રોકાયાં છે.

સામાન્ય વખતમાં કરોડ રૂપિયાને આપણે નાણાંની બહુ ગંજાવર રકમ માનતા હતા. 'પ્રિન્સ ઑવ વેલ્સ'ની જાતના એક યુદ્ધજહાજની કિંમત લગભગ પંદર કરોડ રૂપિયા થાય છે, અને તેને થોડી મિનિટમાં સમુદ્રને તળિયે પહોંચાડી દેવામાં આવે છે. એક આખા વરસમાં હિંદુસ્તાનભરમાં સરકાર માંડ બાર કરોડ રૂપિયા કેળવણી પાછળ ખરચે છે અને એ એક યુદ્ધજહાજની કિંમતનો માંડ પોણો ભાગ થયો. એક સબમરીનનું ખર્ચ લગભગ ૫૦ લાખ રૂપિયા થાય છે. એ રકમના માંડ અરધા ભાગની મૂડીથી અખિલ હિંદ ચરખા સંઘે વરસો સુધી તેર હજાર ગામડાંઓમાં ત્રણ લાખ માણસોને કામ પૂરું પાડ્યું છે અને તેમને પંદર લાખથી વધુ રૂપિયા મજૂરી તરીકે વહેંચી આપ્યા છે. યુદ્ધજહાજ ઉપરની એક જ ૧૬ ઇંચિયા તોપની કિંમત લગભગ છ લાખ રૂપિયા થાય છે. આવી બે કે ત્રણ તોપોમાંથી સરકાર હિંદભરમાં દુષ્કાળ રાહતને માટે જે રકમ ખરચે છે તેના કરતાંયે વધારે રકમ મળી રહે, કારણ સરકાર

એ ખાતે દર વરસે લગભગ માંડ પંદર લાખ રૂપિયા ખરચે છે એવી તોપમાંથી છોડેલા બે ગોળાના ખર્ચમાંથી અખિલ હિંદ ગ્રામ ઉદ્યોગ સંઘનું મુખ્ય કાર્યાલય ચલાવવાનું આખા વર્ષનું ખર્ચ નીકળી રહે. આપણે જ્યારે એવું સાંભળીએ કે દસ બૉંબવાહક વિમાનો તોડી પાડવામાં આવ્યાં છે, ત્યારે તેનો અર્થ એ થાય કે અખિલ હિંદ ચરખા સંઘની બધી મૂડી ડૂબી ગઈ. ઇંગ્લંડ આ યુદ્ધમાં એક દિવસમાં જેટલું ખર્ચ કરે છે, તેનો આંકડો આપણી બધી પ્રાંતિક અને વડી સરકાર પંદર વરસમાં ઉદ્યોગોને ઉત્તેજન આપવામાં જેટલાં નાણાં ખરચે છે તેના કરતાં પણ વધી જાય છે. તો જે ઉત્પાદન પદ્ધતિને પરિણામે અવારનવાર આટલે ખર્ચે સત્તાની સમતુલા સાધવાની જરૂર પડે છે તે પદ્ધતિ સ્વીકારવાનું દારિદ્રયમાં સબડતા હિંદના લોકોને કેમ પોસાય?

# પ્રકરણ ૧૧ મું

## ઉદ્યોગીકરણ

ભૂતકાળમાં ખેતીને પૂરક એવા અનેક જાતના પેટા ધંધાઓ અસ્તિત્વમાં હતા. એવા ઘણા ઉદ્યોગોમાં કારીગરોને ખેતીથી પેદા થતી વસ્તુઓ મજૂરી તરીકે ચૂકવવામાં આવતી હતી. ખરું જોતાં, જે ઉદ્યોગો અસ્તિત્વમાં હતા તે ખેડૂતોને જરૂરી ઓજારો, સાધનો અને બીજી વસ્તુઓ પૂરી પાડવાનાં કારખાના-રૂપ હતા.

પણ સંસ્કૃતિ આગળ વધતી ગઈ તેમ તેમ રોજની હાજતોના પ્રકારમાં, જથામાં અને સંખ્યામાં વધારો થતો ગયો. એ બધી હાજતો પૂરી પાડવા માટે હજી ગઈ કાલ સુધી કારીગરો શહેરની આસપાસમાં રહીને ભૂતકાળમાં જે રીતે ચાલતા હતા, તે રીતે પોતપોતાના ધંધાઓ ચલાવતા હતા એમાં કારીગરને પોતાનાં સાદાં ઓજારો ઉપરાંત બીજી મૂડીની જરૂર પડતી નહોતી અને એ ઓજારો પણ ઘણે ભાગે તે જાતે જ બનાવી લેતો. વસ્તુઓના વેચાણના પ્રશ્ને એક જટિલ સમસ્યાનું રૂપ નહોતું ધારણ કર્યું. નફાનું પ્રમાણ બહુ ઓછું હતું એટલે સંપત્તિનો સંચય બહુ આસ્તે આસ્તે થતો હતો. ઉદ્યોગો ઘણી જાતના હતા, અને વર્ણવ્યવસ્થા પ્રમાણે કાર્યવિભાગ ખૂબ કડકાઈથી અમલમાં મુકાતો હતો એટલે જમીન ઉપર બોજો પ્રમાણમાં ઓછો રહેતો હતો.

### હિંદની છિન્નભિન્ન થયેલી અર્થવ્યવસ્થા

પશ્ચિમના દેશોમાં યંત્રોદ્યોગો દાખલ થયા એટલે આ બધું પલટાઈ ગયું. પશ્ચિમમાં બનેલા માલ માટે હિન્દને એક બજાર બનાવવામાં આવ્યું અને ત્યાંના ઉદ્યોગોના વિકાસ માટેની એક તક તરીકે હિન્દનો ઉપયોગ કરવામાં આવ્યો. દાખલા તરીકે, હિંદુસ્તાનને ખેતી અને માલની હેરફેર માટે નહેરોની અત્યંત જરૂર હતી છતાં વિલાયતના નવા શરૂ થયેલા પોલાદના ઉદ્યોગને ખીલવાની તક આપવાને અને લશ્કરી દૃષ્ટિનો વિચાર કરીને અહીં રેલવેઓ બાંધવામાં આવી તેને લીધે અનેક પૂરક અને સહાયક ઉદ્યોગો નાશ પામ્યા અને જે લોકો તે ઉદ્યોગોમાં રોકાયેલા હતા તે બધા ખેતીમાં ચાલ્યા ગયા એટલે ખેતીના ધંધા ઉપરનો બોજો વધી ગયો. વળી, ગામડાંના ઉદ્યોગોને જરૂરી એવી પહેલ કરવાની

વૃત્તિ, કલ્પનાશક્તિ અને આવડતવાળા તરુણો મેકોલેએ દાખલ કરેલી અંગ્રેજી કેળવણીની ભભકથી અંજાઈને શહેરો અને કસબાઓમાં નીકળી ગયા. ગામડાંમાં કેવળ વેતરું કરનારા રહ્યા અને તેમણે જમાનાઓથી ચાલતી આવેલી રીતે પોતપોતાના ધંધા ચલાવ્યે રાખ્યા.

મૂડીવાદની અસર નીચે આવવાથી લોકો એવું માનતા થઈ ગયા છે કે, માલની નાણાંથી થતી કિંમત એ જ તેને અંગેની મહત્ત્વની વસ્તુ છે. મૂડીવાદમાં નફાની વૃત્તિ પ્રેરક બળ હોય છે એટલે જીવનમાં બધી વસ્તુઓની કિંમત નાણાંથી આંકવા ઉપર ભાર મૂકવાનું શરૂ થયું છે. પણ આપણી પ્રાચીન સમાજવ્યવસ્થામાં વસ્તુની કિંમત અથવા મૂલ્ય બીજી રીતે અંકાતું હતું. ધનિકમાં ધનિક માણસો અને રાજાઓ સુધ્ધાં સાધુ સંતોને ચરણે પડતા હતા. બધા વર્ણોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ ગણાતો હતો, વાણિયો નહીં. ક્ષત્રિય પણ વિદ્વાનને માન આપતો હતો. સામાન્ય રીતે કોઈ વસ્તુ સોંઘામાં સોંઘી હોય છે એટલા ખાતર જ કોઈ સ્ત્રી તેને ખરીદે છે ખરી ? ધારો કે સુંદર ભાતવાળું હલકું રેશમી કાપડ મોંઘે ભાવે મળતું હોય અને તેની જોડાજોડ જાડું અને ટકાઉ કાપડ સોંઘે ભાવે મળતું હોય તો તે સ્ત્રી પેલું સુંદર ભાતવાળું કાપડ શું નહીં ખરીદે ? આમાં તે કયે ધોરણે કિંમત આંકે છે ? કિંમત ઉપરથી, કે ટકાઉપણા ઉપરથી કે જાત ઉપરથી નહીં, પણ સૌંદર્યની દૃષ્ટિથી તે વસ્તુનું મૂલ્ય આંકે છે. કંઈ નહીં તો અહીં હિંદુસ્તાનમાં તો કોણ પોતાના ભાઈને અને તેના કુટુંબને ભૂખે મરવા દેશે, અને એ રીતે બચાવેલા પૈસામાંથી પોતાને માટે સુંદર વસ્ત્રો ખરીદશે ? માણસ કેવળ પૈસાને ધોરણે અંકાતી કિંમતથી દોરવાય છે કે પ્રેમથી અને ધર્મથી ? આપણે માનવતાની દૃષ્ટિએ મૂલ્યાંકન કરવાની વૃત્તિ એક વાર બરાબર કેળવી હતી અને તેથી તેને આપણા દેશમાં ફરી સજીવન કરવી હોય તો તે કંઈ અશક્ય વાત નથી.

ગ્રામજીવનને જો ફરી નવચેતનવંતું બનાવવું હોય તો ઉચ્ચ પ્રકારની શક્તિવાળા, જોઈતી પહેલ કરવાની શક્તિવાળા અને કલ્પનાશીલ માણસોએ ગામડાંમાં રહેવું જોઈશે. કેમ કે તે વિના આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિની મદદ લઈને ગામડાંના પ્રશ્નોનો ઉકેલ નીકળવાનો નથી અને તે વિના આપણો છૂટકો નથી. આ પ્રક્રિયા એવી છે જે આપણી આજની સમાજવ્યવસ્થામાં પુષ્કળ ફેરફાર કર્યા વિના સિદ્ધ નહીં થાય. કેવળ યાંત્રિક ફેરફારો કદાચ તાત્કાલિક રાહત આપે એમ બને, પણ જ્યાંસુધી માનવવિચાર અને આચારની ઉત્ક્રાંતિના પાયા ઉપર રચાયેલી કોઈ નવી વ્યવસ્થા આપણે નહીં યોજીએ, ત્યાંસુધી આપણને યોગ્ય કે કાયમી ઉકેલ મળવાનો નથી. દાખલા તરીકે પશ્ચિમમાં વપરાય છે એવાં

મોટાં યંત્રો દાખલ કરી દેવાથી જ, આપણો પ્રશ્ન ઊકલી જવાનો નથી. જુદા જુદા ઉદ્યોગોમાં એ રીતની અજમાયશ થઈ ચૂકી છે અને તદ્દન નિષ્ફળ નીવડી છે. દાખલા તરીકે, સાડીઓ વણવા માટે આપણે હાથસાળને બદલે યંત્ર-સાળ દાખલ કરીએ તો આપણી સામે જાતજાતના પ્રશ્નો આવીને ખડા થાય છે અને તે આપણી મૂળ મુશ્કેલીને ટાળવાને બદલે વધારે ગૂંચવાડા ભરેલી બનાવી મૂકે છે. આપણે ધારી લઈએ કે, યંત્રસાળ હાથસાળ કરતાં ચારગણું કામ આપે છે. આપણે એમ પણ ધારી લઈએ કે હાથસાળ ચલાવનાર વરસમાં લગભગ દોઢસો સાડીઓ તૈયાર કરતો હતો અને તેમાંની ઘણી ખરી સામાન્ય રીતે લગ્નગાળામાં વેચાઈ જતી હતી. સાળની કિંમત રૂ. ૭૫)ની આસપાસમાં થાય છે અને જો દરેક સાડીની કિંમત લગભગ ચાર રૂપિયા પડે તો લગભગ ૩૦૦ રૂપિયાની ટૂંકી મૂડીથી તે પોતાનો ધંધો ચલાવી શકે. પણ જે ક્ષણે આપણે યંત્રસાળ દાખલ કરીએ તે જ ક્ષણે તેનું ઉત્પાદન વાર્ષિક છસો સાડીનું થઈ જાય છે, પણ ખપત કંઈ એટલી ઝપાટાબંધ વધી જતી નથી એનું કારણ એ છે કે વણકરના લાભ ખાતર આપણે વરસમાં ચાર લગ્નગાળા લાવી શકતા નથી. એટલે પરિણામ એ આવે છે કે, ખપત લગભગ એટલી જ રહે છે, અને છતાં પોતાનો માલ તૈયાર કરવા તેને રૂ ૨૪૦૦)ની જરૂર પડે છે. તેની સાળની કિંમત જ લગભગ રૂ. ૮૦૦) પડે છે. રૂ ૩૦૦)ની મૂડીને બદલે હવે તેને લગભગ રૂ. ૩૦૦૦)ની મૂડીની જરૂર પડવાની, અને છતાં તેની બધી મૂડી લગ્નગાળા સુધી રોકાઈ રહેવાની. આ પરિસ્થિતિમાંથી પોતાની મૂડીને છૂટી કરવાને બને તેટલે અંશે બજાર કબજે કરી લેવાની હરીફાઈ અને જબરજસ્તીથી વેચવાનું શરૂ થાય છે. સામાન્ય રીતે હાથસાળ ચલાવનાર માણસ પાસે આટલી બધી મૂડી હોતી નથી એટલે તે કાં તો શાહુકારના હાથમાં સપડાય છે અથવા તેને બધું વેચી નાખવું પડે છે. ઉત્પાદનમાં ચારગણો વધારો થાય તેની સાથે માણસની શક્તિઓ પણ ચારગણી તીવ્ર થવી જોઈએ છે. પશ્ચિમની વ્યક્તિનિષ્ઠ સંસ્કૃતિમાં લોકો આર્થિક પ્રવૃત્તિ કરવાને માટે ભેગા થાય છે. પણ આપણી સંસ્કૃતિમાં પોતાની સ્થિતિ સાચવવા અને દુર્બળોનાં હિતોનું સંરક્ષણ કરવા માટે લોકો એકઠા થાય છે. આથી આપણે ઘણી વાર જોઈએ છીએ કે, પશ્ચિમના લોકોએ દાખલ કરેલી સહકારથી ઉત્પાદન કરવાની પદ્ધતિઓ આપણા દેશમાં બરાબર કામ આપતી નથી, કારણ કે માનવતાનો અંશ તે પદ્ધતિઓને સદતો નથી.

આપણે કલ્પેલા દાખલામાં પરિસ્થિતિ જેવી ચીતરી છે તેવી ને તેવી ચાલુ રહેશે તો વખત જતાં બધા જ હાથસાળ ચલાવનારાઓ બેકાર થઈ જશે. તે જ પ્રમાણે યંત્રસાળ ચલાવનારાઓ પણ કામધંધા વગરના થઈ જશે અને

તેમનો ધંધો મૂડીદારોના હાથમાં ચાલ્યો જશે. પછી આ વણકરોને સંચા સંભાળનારા કે કારખાનાંના મજૂરો બનવું પડશે. પશ્ચિમમાં કારખાનાંઓ શરૂ થયાં તેને પરિણામે જે જે અનિષ્ટો પેદા થયાં છે તે બધાં આપણા દેશમાં ઊભાં થશે અને તેનું અંતિમ પરિણામ યુદ્ધ અને હિંસામાં આવશે.

### उत्पादन अने वहेंचणी

ઉપરાંત, ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિમાં મોટાં યંત્રો દાખલ કરવાથી બેકારીનો પ્રશ્ન ઊકલી ગયો નથી. ઇંગ્લંડ અને અમેરિકા જેવા દસકાઓ થયાં અત્યંત યંત્રોદ્યોગપ્રધાન થયેલા દેશો ખરેખર બેકારી ભોગવી રહ્યા છે. અમેરિકામાં કઠિન પરિસ્થિતિમાંથી મોટાં યંત્રોનો જન્મ થયો હતો. ત્યાં માણસે લાંબાં અંતરો, વિશાળ નદીઓ, ઊંચા પહાડો, તથા મજૂરોની અછત જેવી કુદરતી મુશ્કેલીઓનો સામનો કરવાનો હતો. એ મુશ્કેલીઓ ઉપર વિજય મેળવવાને માટે તેને યંત્રોરૂપી વિશાળ બાહુઓ ઉગાડવાની જરૂર પડી હતી. એટલે મૂળમાં યંત્રનું કામ ત્યાં મહેનત બચાવવાનું હતું. પણ આપણા દેશમાં અને બીજા બધા જ સુવ્યવસ્થિત દેશોમાં મજૂરી એ જ ધનની વહેંચણીનું ઉત્તમોત્તમ સાધન છે. કોઈ માણસ પોતાની ઉત્પાદનપદ્ધતિમાં મોટાં યંત્રોને દાખલ કરે છે તો તેટલે અંશે તે પલ્લું પોતાના અંગત લાભમાં નમાવે છે. આપણે મજૂરીને ધનની વહેંચણીનું સાધન ગણવા માગતા હોઈએ તો પશ્ચિમની સંસ્કૃતિએ જે પ્રકારનાં યંત્રો શોધી કાઢ્યાં છે, જેની શોધની પાછળ મૂળ ખ્યાલ શોષણનો રહેલો છે, અને તેથી જેમાં કામદારનો વિચાર કરવામાં આવેલો નથી તેવાં યંત્રો આપણને બહુ કામ નહીં આવે. એ યંત્રો તો ધનની વહેંચણી કરવાને બદલે તેને બહુ થોડા માણસોના હાથમાં કેન્દ્રિત કરે છે. આપણે તો એવાં સાદાં યંત્ર જોઈશે કે જે હિંદના સરેરાશ કામદારની સ્થિતિને પોસાય, જે વૈતરું ઓછું કરે અને માણસની કાર્યશક્તિને વધારે, પણ તેની સાથે શોષણને અવકાશ ન આપે.

જો માલનું ઉત્પાદન એ જ સંપત્તિની વહેંચણીનું સાધન હોય, તો ઉત્પાદકોની સંખ્યા જેમ વધારે તેમ સંપત્તિની વહેંચણી વધુ સમાન થાય. કોઈ પણ પ્રજા કરોડપતિઓની પ્રજા થાય એ કલ્પી પણ શકાય એવું નથી; આથી, જો આપણા દેશની સંપત્તિની જનતામાં વહેંચણી કરવી હોય તો ઉત્પાદનનાં સાધનો બધાની સ્થિતિને પોસાય એવાં રાખવાં જોઈશે. આવી જાતની અર્થરચનાની યોજના કરવામાં, આપણે પાંચ પાંચ અને છ છ આંકડાની આવકવાળા માણસો પેદા કરવાની મહત્ત્વાકાંક્ષા નથી રાખવી પણ દરેક જણને ખોરાક અને ઘર મળી રહે એવી મહત્ત્વાકાંક્ષા રાખવી છે. યંત્ર

સામે તે યંત્ર છે તેનો કશો વાંધો નથી. જે કંઈ વાંધો છે તે એવાં યંત્રો સામે છે જે થોડા માણસોના હાથમાં નફો એકજથ્થે કરવાને શોધાયાં હોય.

## અહિંસક યંત્રો

અચેતન વસ્તુઓમાં સારું કે નરસું કંઈ હોતું જ નથી. માણસ ઉપર તેની જે અસર થાય છે તેમાંથી તેનું એ લક્ષણ જન્મે છે. કોઈ વસ્તુનો સારો કે નરસો ઉપયોગ થાય તે પ્રમાણે તે સારી કે નરસી ગણાય. કોઈ યંત્ર હિંસક છે કે અહિંસક તેનો નિર્ણય તે શા હેતુથી યોજાયું છે તે ઉપરથી થવો જોઈએ. છરી કોઈ માણસનું ખૂન કરવામાં વપરાય ત્યારે હિંસક બને છે, ને ફળ કાપવામાં વપરાય ત્યારે અહિંસક હોય છે. યંત્રો આપણા શેઠ પણ થઈ શકે ને નોકર પણ થઈ શકે. જ્યારે યંત્રનો ઉપયોગ બીજાં માણસોની મજૂરીનું શોષણ કરવામાં થાય ત્યારે તે શેઠ કહેવાય અને જ્યારે તે કામદારની પોતાની કાર્યશક્તિ વધારતું હોય ત્યારે નોકર ગણાય. સામાન્ય રીતે, આપણે ઝેર પીવા સામે વાંધો ઉઠાવીએ છીએ: પણ કેટલાક પ્રસંગોએ ઝેર દવા તરીકે આપવામાં આવે છે. એ જ પ્રમાણે, માણસો વધારે સારી રીતે કામ કરી શકે તેટલા ખાતર અમુક મર્યાદાઓમાં અને કડક નિયમન હેઠળ યંત્રોની જરૂર રહે છે. રેંટિયો પણ એક યંત્ર જ છે, પણ મિલોની પેઠે તે બીજાંની મજૂરીનો ખોટો લાભ ઉઠાવતો નથી. વળી, યંત્રના ઉપયોગ વિના પણ શોષણ થઈ શકે છે. બીડી બનાવવામાં કોઈ પણ જાતનાં યંત્રો વપરાતાં નથી, અને છતાં એ ઉદ્યોગમાં શોષણ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે. યંત્રો હોય કે ન હોય એ મૂળ સવાલ નથી. આપણો પ્રશ્ન તો લોકોની કેવળ ભૌતિક હાજતો પૂરી પાડવાની નહીં પણ લોકોને કામ પૂરું પાડવાની પણ ઉત્તમ પદ્ધતિ શોધી કાઢવાનો છે. જે યંત્રો કેવળ મજૂરી બચાવે છે તે તો બેકાર અને અર્ધબેકાર હિંદમાં શાપરૂપ થઈ પડે — પછી ભલે બીજા દેશોમાં તેમની અસર ગમે તેવી થતી હોય. માણસ પોતાને હાથે ન બનાવી શકે એવી વસ્તુઓ બનાવવામાં અને જેમાં એ રોજી મેળવતા માણસનું સ્થાન ન લેતાં હોય એવે ઠેકાણે જ યંત્રોનો ઉપયોગ થવો જોઈએ.

હિંસાએ યંત્રોનો ઉપયોગ બીજાનું શોષણ કરવામાં, લોકોને પરાધીનતા અને ગુલામીમાં રાખવામાં, વિનાશ અને ખૂન કરવામાં કર્યો છે, પણ અહિંસા તેનો ઉપયોગ માનવજાતિની પ્રગતિને મદદ કરવામાં કરવા માગે છે. હિંસાના પાયા પર રચાયેલા પશ્ચિમના અર્થતંત્રે સ્ફોટક પદાર્થોનો મોટા પાયા ઉપર ખૂન અને મિલકતનો નાશ કરવામાં જે ઉપયોગ કર્યો છે તે આપણે જાણીએ છીએ.

સ્ફોટક દ્રવ્યોનો આવો ઉપયોગ કરવો એ ખરાબ છે, પણ એ દ્રવ્યોનો ઉપયોગ રચનાત્મક કાર્યોમાં પણ થઈ શકે છે. ખડકો તોડવા, સુરંગો બનાવવી, કૂવાઓ ખોદવા, ખાણો ખોદવી અને દારૂખાના તરીકે મનોરંજન માટે વાપરવાં એ આવાં દ્રવ્યોના અહિંસક ઉપયોગો છે. એટલે આપણે સ્ફોટક પદાર્થોને આડેધડે નિંદવાની જરૂર નથી. આધુનિક યુદ્ધોમાં યંત્રોનો ઉપયોગ વિનાશ માટે કરવામાં આવે છે. પણ આપણે એ જ યંત્રબળનો ઉપયોગ અહિંસક રીતે અને રચનાત્મક કાર્યના ક્ષેત્રમાં કરી શકીએ.

તાજેતરમાં અ. હિં. ગ્રા. સંઘે કાગળનો માવો બનાવવામાં યંત્રનો ઉપયોગ કરવાનું ઠરાવ્યું છે હિંદુસ્તાન આશરે અઢી કરોડ રૂપિયાના કાગળ, માવો, કાર્ડબોર્ડ વગેરે આયાત કરે છે. આ બધી વસ્તુઓ હાથે બનાવી શકાય એમ છે. પણ એમાંની કેટલીક હાથ કરતાં યંત્રથી સારી બને છે, કારણ કે તેમાં રહેલી મજૂરી માણસને માટે ખૂબ આકરી કે જોખમભરેલી હોય છે. એટલે શોષણના હેતુથી નહીં પણ કાર્યશક્તિ વધારવાના હેતુથી યંત્રો વાપરવામાં આપણે કંઈ ખોટું કરતા નથી. તેને લીધે કોઈ કામ કરનારાઓ બેકાર થતા નથી. ઊલટું તેથી કામ વધે છે. ચીંથરાં, વાંસ, શણ વગેરેમાંથી માવો બનાવવો એ કામ એક ઉદ્યોગ તરીકે આપણે ત્યાં ચાલુ નથી, એટલે એવો માવો બનાવવાનાં યંત્રોનો ઉપયોગ કરવાથી કોઈ પણ ચાલુ ઉદ્યોગના મજૂરો બેકાર થાય એવો સંભવ નથી.

ગામડાંના ઉદ્યોગોમાં કેટલાક વિભાગ એવા હોઈ શકે, જેમાં યંત્રો વાપરવાની જરૂર પડે, જેમ કે, માવો બનાવવામાં; અથવા સહકારથી કામ કરવાની જરૂર પડે, જેમ કે માટીનાં વાસણોને ઓપ આપવામાં અને પકવવામાં; અથવા રાજ્યની સત્તા, કાબૂ કે મદદની જરૂર પડે જેમ કે, ખાણો, રેલવેઓ અને વહાણવટું વગેરેમાં. બેશક, આપણો હેતુ તો માણસની મજૂરીનો ઉપયોગ કરવાનો અને બને એટલા વિશાળ ક્ષેત્રમાં કામ પૂરું પાડવાનો છે, પણ તેટલા માટે અને તે હેતુ વધુ સારી રીતે પાર પડે તે ખાતર જ કદાચ યંત્રોનો ઉપયોગ આપણે કરવો પડશે. ગ્રામોદ્યોગની પ્રવૃત્તિમાં એકકેન્દ્રી ઉદ્યોગોને પણ સ્થાન છે, પણ તે એકકેન્દ્રી ઉદ્યોગો તરીકે નહીં, વિકેન્દ્રિત એકમોના સહાયક અને પૂરક લેખે — જેમ રાજકીય ક્ષેત્રમાં સરકારી કાબૂ કે નિયમનથી વ્યક્તિનો વિકાસ અને આવિર્ભાવ વધુ સારી રીતે સાધી શકાતો હોય ત્યાં પ્રજાતંત્ર તેનો ત્યાગ નથી કરતું તેમ. ગ્રામોદ્યોગના કાર્યક્રમનો અર્થ બરાબર સમજી લઈએ તો તેમાં આખા દેશને માટે આર્થિક, સામાજિક અને રાજકીય પ્રવૃત્તિનું સંપૂર્ણ આયોજન સમાયેલું છે.

**મજૂરોનું સ્વતંત્ર અસ્તિત્વ**

પશ્ચિમના ઔદ્યોગિક સંગઠનનું ધ્યેય મજૂરનું હિત હોય એમ જોવામાં આવતું નથી, પણ આપણે જે પદ્ધતિ ઊભી કરીએ તેમાં આપણો પ્રધાન હેતુ મજૂર અને તેના કુટુંબનું હિત અને સુખ સાધવાનો હોવો જોઈએ. પશ્ચિમમાં જ્યાં મજૂરોનું સંગઠન થયેલું છે ત્યાં સુધ્ધાં ભાર માનવતાના તત્ત્વ કરતાં ભૌતિક લાભ ઉપર વધારે મૂકવામાં આવે છે. આથી ઊલટું, આપણે યાદ રાખવું જોઈએ કે આપણી પાસે ઘણી વસ્તુઓ છે તે વાત ઉપર આપણા સુખનો આધાર નથી. આક્રમણશીલ 'વરુવર્ગ'માં મૂડીવાદમાં શું કે સામ્યવાદમાં શું, એવી વિચારસરણી પ્રવર્તે છે કે માણસનું કામ ગમે તેટલું પ્રાણહીન હોય તો પણ જો તે થોડો સમય કારખાના બહાર સાંસ્કારિક પ્રવૃત્તિમાં ગાળે તો તેની ઊણપ પુરાઈ જાય છે. પણ સાચી સંસ્કારિતાને આપણે આમ આપણા રોજના કામથી અલગ પાડી શકતા નથી. આપણે જેવા છીએ તેવા આપણને ઘડનાર અને આપણી સુપ્ત શક્તિઓને ખીલવનાર આપણું કામ છે. એ સિવાયના બીજા કોઈ પણ સાધન દ્વારા માણસ પોતાનો સાચો પરિચય કેળવી શકતો નથી. જે માણસ પોતાની આખી જિંદગી એવાં કામોમાં ગાળે, જેમાં કેવળ બીજાના હુકમો ઉઠાવવાના હોય, તેનામાં જવાબદારીનું ભાન જાગે એવી આશા આપણે ન રાખી શકીએ. પહેલ કરવાની વૃત્તિ વગર વ્યક્તિત્વનો વિકાસ જ થઈ શકતો નથી, પછી કોઈ પણ પ્રકારની સંસ્કારિતાની તો વાત જ ક્યાં રહી! ઉત્પાદનની પદ્ધતિ આપણા જીવનનું અંગ બને અને તેમાં રસ પૂરે એમ થવું જોઈએ. પણ ઉદ્યોગની કેન્દ્રિત પદ્ધતિમાં ઉત્પાદન જ્ઞાનતંતુઓ ઉપર તાણ પહોંચાડનારી ક્રિયા થઈ પડી છે. આપણે ઉત્પાદનને કેળવણીને આગળ વધારનાર ક્રિયાની દૃષ્ટિએ જોવું જોઈએ, તેમાં માણસનું ચારિત્ર્ય ઘડવાના ગુણો હોવા જોઈએ તેમ જ તેમાંથી તેને કેળવણી મળવી જોઈએ. આટલું જો કરી શકાય, તો લોકોનું ભૌતિક સુખ ભલે પશ્ચિમના ધનિકોની તુલનાએ આવે તેટલું ન હોય, તોયે સામાન્ય લોકોના સુખનું પ્રમાણ આજના કરતાં ઘણું વધ્યું હશે અને તેને પરિણામે લોકોની સરેરાશ બુદ્ધિ અને ચારિત્ર્ય વિકસ્યાં હશે એટલે પછી જતે દહાડે પ્રજા લોકનાયકોની ખાણ સમી થઈ પડશે.

એથી ઊલટું, સોવિયેટના જેવા આર્થિક યોજનામાં વ્યક્તિના વિકાસ કરતાં વસ્તુના ઉત્પાદન ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે. યોજનાને અમલમાં મુકાવવાને માટે હિંસાનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. આવું ઉત્પાદન કુદરતી હોતું નથી, અને તેથી લાંબો વખત નભી શકતું નથી.

સત્તા જ્યારે થોડા માણસોના હાથનાં કેન્દ્રિત થાય છે ત્યારે પહેલ કરવાની વૃત્તિ નાશ પામે છે અને માણસ ઠીંગરાઈ જાય છે આવી પદ્ધતિનું

અંતિમ પરિણામ એ આવે છે કે કેવળ ભૌતિક વસ્તુઓ મેળવવા ખાતર માણસોને એક પ્રકારની ગુલામીમાં રાખવાં પડે છે.

સામાન્ય રીતે એવું કહેવામાં આવે છે કે આક્રમણશીલ 'વરુવર્ગ'ના તંત્રમાં પણ જો કામના કલાકો ઘટાડવામાં આવે તો ફુરસદની જોગવાઈ કરીને સંસ્કાર પ્રાપ્ત કરવાની તક આપી શકાય. પણ આ શકય છે ખરું ? જો અમેરિકાના મજૂરો દિવસમાં ફક્ત બે કલાક કામ કરીને હિંદમાં પ્રવર્તતા જીવન-ધોરણે રહીને સંતોષ માની શકે તો તેઓ ફુરસદનો વખત સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં ગાળશે ખરા ? સંભવ તો પૂરેપૂરો એવો છે કે તેમ કરવાને બદલે તેઓ પોતાનો સમય આળસમાં ગાળશે અને પરિણામે અધોગતિ અને નાશને પામશે.

## માલની ઓછી કિંમત

ઘણા લોકોને એવી શંકા થાય છે કે માલ પેદા કરવાની ગૃહોદ્યોગની પદ્ધતિથી ઘરાકને માલ સસ્તો આપી શકાશે ખરો ? તેઓ ચિકાગોના માંસ પેક કરવાના ઉદ્યોગનો દાખલો ટાંકીને કહે છે કે મોટા પાયાના ઉદ્યોગોમાં આડપેદાશોનો પૂરેપૂરો ઉપયોગ થઈ શકે છે અને તેથી અસલ માલની કિંમત ઓછી રાખી શકાય છે.

ઉપલા પ્રશ્નમાં ત્રણ વસ્તુઓ માની લેવામાં આવી છે : (૧) કેવળ મોટા પાયાના ઉદ્યોગોમાં જ આડપેદાશોનો પૂરેપૂરો ઉપયોગ કરી શકાય છે. (૨) મોટા પાયાના ઉદ્યોગોમાં વસ્તુઓનો ઉપયોગ હંમેશ કરકસરથી કરવામાં આવે છે. (૩) ઓછી કિંમત હમેશાં ઇષ્ટ હોય છે. આ દરેકનો આપણે એક પછી એક વિચાર કરીએ.

કેટલેક અંશે એ વાત સાચી છે કે મોટા પાયાના ઉદ્યોગો પોતાની આડ-પેદાશોનો પ્રમાણમાં પૂરો ઉપયોગ કરી લે છે. પણ મોટા પાયાના ઉદ્યોગોનું એ અવિચ્છેદ્ય લક્ષણ છે એમ કહેવું ખોટું છે. કોઈ માણસ નાલવાડીના અમારા ચર્માલયમાં અથવા સતીશબાબુના કલકત્તાના ચર્માલયમાં આંટો મારશે તો તેને ખબર પડશે કે મરેલા જનાવરના શરીરના એકેએક ભાગનો—શિંગડાં, ચામડું, ખરી, ચરબી, માંસ, હાડકાં, આંતરડાં વગેરેનો ગૃહોદ્યોગની મર્યાદામાં રહીને પૂરેપૂરો ઉપયોગ થઈ શકે છે. પણ હમેશાં એ પ્રમાણે કરવામાં ન આવતું હોય તો તેનું કારણ આપણા ચમારોનું અજ્ઞાન છે, અને નહીં કે ગૃહોદ્યોગમાં આવો ઉપયોગ થઈ શકતો નથી તે. ગૃહોદ્યોગોને છોડી દેવા એ આનો ઉપાય નથી, ગામડાંના કારીગરોને વિજ્ઞાનનો પ્રકાશ પહોંચાડવો એ ઉપાય છે. આ કાર્યમાં આપણે નિષ્ફળ નીવડયા છીએ; આજે આપણને મોટા પાયાના ઉદ્યોગોની નહીં પણ એવા નિઃસ્વાર્થ વૈજ્ઞાનિકોની જરૂર છે જેઓ

પોતાનું જ્ઞાન સાદા ગૃહઉદ્યોગોની મર્યાદાને અનુકૂળ બનાવવામાં પહેલ કરવાને તૈયાર હોય.

જેટલે અંશે મોટા પાયાના ઉદ્યોગો વ્યવસ્થા ખર્ચમાં ઘટાડો કરે છે તેટલે અંશે તે કરકસરિયા ગણાય, પણ મોજૂદ સામગ્રીનો સૌથી કરકસરપૂર્વક ઉપયોગ કરનારા છે એમ ન કહેવાય, અને તે પણ ખાસ કરીને હરીફાઈના જમાનામાં. આનો પુરાવો આપણને અમેરિકાના આર્થિક ઇતિહાસમાંથી મળી રહે છે. ત્યાં કપાસનાં ખેતરનાં ખેતર બાળી મૂક્વાં પડ્યાં હતાં, સ્ટીમરની સ્ટીમર ભરીને કૉફી કાં તો દરિયામાં પધરાવી દેવામાં આવી હતી, કાં તો બાળી મૂકવામાં આવી હતી, અને ગોળ જેવી ક્ષારોથી ભરપૂર ફાજલ વસ્તુઓ તો હજી ફેંકી દેવામાં આવે છે; આવું ગૃહોદ્યોગમાં ન બને. આપણે રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરીએ તો ઘણી વાર મોટા પાયાના ઉદ્યોગો આપણને સૌથી ખર્ચાળ માલૂમ પડશે. વાંસમાંથી કાગળ બનાવવાનો જ દાખલો લો. વાંસનું આખું જંગલ હાથમાં ન હોય તો મોટા પાયા ઉપર એ ઉદ્યોગ ચાલી ન શકે. તાજા કાપેલા વાંસ સતત સંચામાં આપવા પડે છે. એથી ઊલટું, આપણે જો ગૃહોદ્યોગની રીતે કામ લઈએ તો તાજા કાપેલા વાંસમાંથી પહેલાં તો ટોપલા, ખપરડા, અનાજ ભરવાની કોઠીઓ, છાજ વગેરે બનાવીએ; અને એ વસ્તુઓ વપરાઈને સડી જાય ત્યારે એ નકામા થયેલા વાંસમાંથી સુંદર કાગળ બનાવી શકીએ. તો પછી આ બેમાં વધુ કરકસરવાળી રીત કઈ?

સોંઘી કિંમત સારી કે મોંઘી સારી એ કિંમતમાં સમાયેલા જુદા જુદા અંશો ઉપર આધાર રાખે છે. જો કિંમતનો મોટો ભાગ કેવળ કાચા માલની કિંમતનો હોય, તો કિંમત સોંઘી હોય તે સારું ખરું, પણ જો કિંમતમાં મજૂરી રૂપે માણસની મહેનત હોય તો કિંમત વધારે હોય તે સારું, કારણ કે એ રીતે સંપત્તિની વહેંચણી વધુ વ્યાપક થાય છે. એક રૂપિયાની કિંમતના મિલના કાપડમાં બાર આના કાચો માલ, હેરફેર ખર્ચ, વ્યાજ વગેરેના હોય, અને ચાર આના મજૂરીના હોય તો બાર આનાની રકમમાં કાપ મૂકીને કિંમત ઓછી કરવી એ ઇચ્છવા જેવું છે. પણ ખાદીમાં બાર આના મજૂરીના અને ચાર આના કાચા માલના હોય છે એટલે તેની કિંમતમાં કાપ મૂકવો એ માનવજાતને સુખી કરવાના ઉદ્યોગના મૂળ હેતુને વિફળ બનાવવા બરાબર છે. એટલે ગ્રામોદ્યોગમાં કિંમતનો મોટો ભાગ મજૂરીનો હોય છે તેથી તેમાં મોંઘી કિંમત એ સારી વસ્તુ છે, અને મોટા પાયાના ઉદ્યોગોમાં કિંમતમાં મજૂરીનો ભાગ બહુ ઓછો હોવાથી તેમાં ઓછી કિંમત રાખવાનું ધ્યેય હોવું જોઈએ.

આ બધી વસ્તુઓનું કાળજીપૂર્વક પૃથક્કરણ કર્યા વગર નિર્ણયો બાંધવા એ ખૂબ જોખમ ભરેલું છે. મૂડીવાદી દેશોમાં ખપાવવા માટે લખાયેલાં

પાઠ્ય પુસ્તકોમાં જે દલીલો આગળ કરવામાં આવે છે, તેમાં જે જે વસ્તુઓ સ્વીકારી લીધેલી હોય છે, તેને આપણે ઝીણવટપૂર્વક તપાસવી જોઈએ, એમ ને એમ ગળી ન જવી જોઈએ. આપણી બુદ્ધિને અર્ધસત્યોનો ખોરાક આપવામાં આવે છે એટલે ઘણી વાર તેમાં ભારે જોખમ રહેલું હોય છે.

લૂંટારુ મૂડીવાદ

ઇંગ્લંડના મૂડીદારોની રોનકદાર મહેલાતો જોઈને ઘણા માણસો એવું ધારતા થઈ જાય છે કે ઉદ્યોગીકરણથી ગરીબાઈ નામે નાબૂદ થઈ જાય છે. ઉદ્યોગીકરણ જો વિશાળ પાયા ઉપર કરવું હોય તો પુષ્કળ મૂડીની જરૂર પડે છે. થોડી ખાંડની મિલો માટે અથવા થોડાં પોલાદનાં કારખાનાં માટે જોઈતી બધી મૂડી આપણને મળી રહે, પણ તેટલાથી કાંઈ દેશનું ઉદ્યોગીકરણ ન થઈ શકે. અંગ્રેજોના ઉદ્યોગીકરણને જે ચાલના મળી તે લૂંટમાંથી જન્મેલી હતી. આપણા દેશના ધનના ઢગલા ઇંગ્લંડમાં ઊંચકી જવામાં આવ્યા ન હોત તો તેમનું ઉદ્યોગીકરણ અશક્ય થઈ જાત. લૂંટ વગર ઉદ્યોગીકરણ થઈ શકવું જ નથી, કારણ કે તેને માટે જરૂરી મૂડી માણસ વ્યક્તિગત પ્રયત્નથી આખી જિંદગીમાં પણ એકઠી કરી શકતો નથી. આજે પણ ઇંગ્લંડ હિંદને ધાવતું અટક્યું નથી. જો એ બાળક હૃષ્ટપુષ્ટ અને તગડું હોય તો તેનું શ્રેય માના દૂધને ઘટે છે. જ્યારે એ બાળકને ધાવણ છોડાવી દેવામાં આવશે અને તેણે જાતે ખોરાક શોધી લેવો પડશે ત્યારે તેનું શું થશે? નવું રશિયા તો હજી પ્રજાઓના જીવનની દૃષ્ટિએ બાળક ગણાય, અને થોડા સૈકા સુધી તેને ચાલે એટલી લૂંટની સંપત્તિ તેની પાસે પડેલી છે. હજી સુધી તો કોઈ ઠેકાણે રાષ્ટ્રવ્યાપી પાયા પર ઉદ્યોગીકરણ સધાયું નથી. લૂંટ વગર, એટલે કે હિંસા વગર એ શક્ય જ લાગતું નથી.

આમ, મૂડીવાદ અને સામ્યવાદ, બંનેમાં હિંસાને અને થોડા માણસોના હાથમાં પુષ્કળ સત્તાના કેન્દ્રીકરણને અવકાશ છે એટલું જ નહીં, તે આવશ્યક થઈ પડે છે. માંગ અને છત વચ્ચે સમતુલા સ્થાપવામાં એ નિષ્ફળ નીવડ્યાં છે એટલે જ આપણે સમૂહગત ઉત્પાદનને બદલે વ્યક્તિગત ઉત્પાદનની હિમાયત કરવી પડે છે. આ વ્યવસ્થા પોતાની પ્રકૃતિથી જ વધારો પડતું ઉત્પાદન ઘટાડી નાખશે. માલ સ્થાનિક બજારોમાં વેચવાનું શરૂ કરવું જોઈએ અને સ્થાનિક માંગ સંતોષ્યા પછી વધારો રહે તે જ દૂરના બજારોમાં જવો જોઈએ.

આજની અર્થરચના જોઈને આપણને જૂના જમાનાની સ્ટીમરો યાદ આવે છે, જેના ભંડકમાં એક કાણું પડતાંની સાથે જ તે ડૂબી જતી. પણ આજની

સ્ટીમરોમાં તો પાણી ન જઈ શકે એવા ખંડો હોય છે તેથી તેના એક ભાગમાં કાણું પડયું હોય તોયે તે ડૂબતી બચી જાય છે. એ જ રીતે, જ્યારે અતિ ઉત્પાદન અને બજારોનું કેન્દ્રીકરણ થયેલું હોતું નથી ત્યારે સમગ્ર રીતે જોતાં તે પદ્ધતિમાં જોખમ ઓછાં હોય છે. આવી વિકેન્દ્રિત પદ્ધતિમાં હિંસાનું જોખમ પણ ઘણું ઓછું હોય છે.

### केन्द्रीकरण

બેશક, આપણે એકકેન્દ્રી ઉત્પાદનને માટે સ્થાન રાખવું જોઈશે પણ તે કેવળ જાહેર ઉપયોગની વસ્તુઓને માટે. ઉપરાંત તેના ઉપર સામાજિક અને સહકારી નિયંત્રણ રાખવું જોઈશે. ટેલિફોન, ટેલિગ્રાફ, જાહેર રસ્તાઓ, ટપાલ, પાણી પૂરું પાડવું, જંગલોનો અને ખાણોનો ઉપયોગ એ બધું સ્વાભાવિક રીતે જ રાજ્યના કાબૂમાં રાખવું જોઈશે. આ બધા કામોમાંથી ખાનગી વ્યક્તિઓ લાભ ઉઠાવે એવું આપણે થવા દેવું નથી વસ્તુના ઉત્પાદન ઉપર સમાજની માલકી અને વ્યવસ્થા હોય એ સામે મુખ્ય વાંધો એ છે કે એ પરિસ્થિતિમાં પ્રગતિ રૂંધાઈ જાય છે. પણ ઉત્પાદનનાં કારખાનાંઓ કેવડાં હોય અને કેટલું ઉત્પન્ન કરે એ ઉપર સમાજ કાબૂ રાખી શકે તો શોષણ ઓછું કરી શકાય. જ્યાં સુધી માનવ સ્વભાવ છે એવો ને એવો રહેશે ત્યાં સુધી શોષણનો સદંતર નાશ કરવાનું અશક્ય રહેવાનું, શોષણ અને હિંસા કોઈ ને કોઈ સ્વરૂપે રહેવાનાં. આપણે ખાઈએ છીએ અને શ્વાસ લઈએ છીએ એમાં ભારોભાર હિંસા અને શોષણ રહેલાં છે. છતાં આપણો હેતુ માનવના અસ્તિત્વ અને પ્રગતિને અનુરૂપ રીતે એ હિંસામાં ઘટાડો કરવાનો હોવો જોઈએ. આપણે જે વ્યવસ્થા વિચારીએ છીએ તેમાં સ્વાભાવિક રીતે માણસના ઉત્પાદન શક્તિ ઉપર મર્યાદા મુકાશે, અને તેથી સંપત્તિની અયોગ્ય વહેંચણી ઉપર પણ મર્યાદા મુકાશે. જ્યાં સુધી માણસ માણસ વચ્ચે ફેર રહેશે ત્યાં સુધી દરેક માણસના ઉત્પાદનની જાતમાં અને જથામાં પણ ફેર રહેવાનો. એનો અર્થ એ થયો કે માણસોની આવકમાં અસમાનતા રહેવાની. પણ એ અસમાનતા મર્યાદિત હશે. માણસોની આવકમાં સેંકડોનો કે હજારોનો તફાવત પડે એ આપણે કલ્પી શકીએ છીએ, પણ હજારોનું નિરંકુશ શોષણ કર્યા વિના લાખોની આવક કરવી શક્ય નથી. નાણાંની વ્યવસ્થા, વેપાર અને ખરીદવેચાણ સહકારને ધોરણે રચેલા તંત્રમાં પણ ચાલી શકે અને તેમાં વ્યક્તિગત સંપત્તિ અમર્યાદ વધી જવાની ધાસ્તી રહેતી નથી.

અમે જે પ્રકારનો રાજ્યનો અંકુશ સૂચવીએ છીએ તેથી એકદમ અને નજરે ચડે એવો ફેરફાર કરવો પડે એવું નથી. આપણી રીત ધીમી હશે અને

આખી પ્રજામાં ફેલાતાં તેને સમય લાગશે. આપણે જો કાયમી વ્યવસ્થા ઊભી કરવા માગતા હોઈએ તો આપણે ધીરજ રાખવી પડશે. કલમને એકે ગોદે કાયદો કરીને અંગત મિલકતનો છેદ ઉડાવી દેવામાં હિંસા રહેલી છે, પણ રાજ્યના અંકુશ હેઠળ માણસની ઉત્પાદનશક્તિ ઉપર ધીમે ધીમે મર્યાદા મૂકીને ખાનગી મિલકત ઉપર કાપ મૂકવામાં હિંસા થશે જ એવું નથી. આપણા દેશમાં ભૂતકાળમાં તેમ જ વર્તમાનમાં, ઘણાં કામો સામાજિક અંકુશ હેઠળ થતાં અને આજે પણ થાય છે, અને અમુક અમુક બાબતોમાં હજી પણ સમાજ ગુણદોષનો નિર્ણય આપે છે. આ પદ્ધતિનો દુરુપયોગ થતો હશે, પણ આપણા લોકોને સામાજિક અંકુશ દ્વારા સામુદાયિક શિસ્તમાં આણી શકાય એવી સંભાવનાની એ સૂચક છે.

# પ્રકરણ ૧૨ મું

# અહિંસક જીવન-ધોરણ

### હાજતો પરથી મુકરર થતું ધોરણ

યંત્રોદ્યોગપ્રધાન દેશોના અર્થશાસ્ત્રીઓ એમ માને છે કે જીવનનું ધોરણ જો ઊંચું કરવામાં આવે તો વધારે ઉત્પાદન કરવાની પ્રેરણા તીવ્ર બને છે અને તેથી પરિણામે કમાણી વધે છે. અમુક હદ સુધી આ વાત તદ્દન સાચી છે. જીવનનું ધોરણ ઊંચું કરવું એટલે લોકોની હાજતો વધારવી. જૂના જમાનાના માણસો કદાચ પોતાના હાથ વડે, કેળનાં પાન ઉપર જમ્યા હશે અને પછી તે પાન તેમણે બકરીને ખાવાને નાખી દીધાં હશે, એ બકરી તેમને દૂધ આપતી હશે. એ પછીની પેઢીને ટેબલ ઉપર બેસી કાંટા ચમચા વડે કાચની રકાબીમાંથી ખાતાં શીખવવામાં આવ્યું છે. એ લોકોને પીરસવા અને રકાબીઓ ધોવા માટે નોકરની પણ જરૂર ખરી. જતે દહાડે આપણે એવી પેઢી જોવા પામીએ છીએ જે માણસે ઊભા કરેલી આ સગવડ સામગ્રી વગર જમવાનો ખ્યાલ પણ કરી શકતી નથી. આને લીધે ટેબલ, ખુરશીઓ, કાંટા, ચમચા, રકાબીઓ અને નોકરો પણ જરૂરિયાતની વસ્તુઓની યાદીમાં આવી જાય છે, અને એ વસ્તુઓનાં કારખાનાંવાળાના માલ માટે કાયમી માંગ ઊભી થાય છે. એ નવી જીવનપદ્ધતિ જૂની પદ્ધતિઓ કરતાં લગારે વધુ ચોખ્ખી, સુખકર અને માનવપ્રગતિને પોષક છે કે કેમ એ પ્રશ્ન છે. આમ છતાં વેપારની દૃષ્ટિએ તો એ સારી ખરી. કારણ કે પછીની પેઢીઓ એ વસ્તુઓ

વગર ચલાવી લેવા કરતાં એ વસ્તુઓ મેળવવા માટે વધુ મહેનત કરવાને તૈયાર થાય છે. હાજતના આ વધારાની સાથેસાથ તેઓ ભપકાદાર જીવનનું એવું એક ધોરણ ઊભું કરે છે જે લોકોને કેવળ અભિમાનને કારણે જૂના રિવાજોને પાછા અપનાવતા અચૂકપણે રોકે છે. આ રીતે કૃત્રિમ હાજતોને પરિણામે મનમાં થતી બળતરા માણસોને કામ કરવાને પ્રેરે છે. ઉદ્યોગપતિઓ આનો લાભ ઉઠાવીને ધન કમાઈ લે છે. તેઓ કારખાનાંમાં કામનો વેગ વધારનાર માણસો રોકે છે અને તેઓ મજૂરો પાસે વધુમાં વધુ ઝડપ અને કુશળતાપૂર્વક કામ લે છે. આથી મજૂરોની આવક વધે છે એમાં તો કંઈ શંકા નથી, પણ મહામહેનતે મેળવેલી એ કમાણીનો તેઓ શો ઉપયોગ કરે છે? તેઓ કોઈ પણ જાતનો વિવેક વાપર્યા વગર ગમે ત્યાંથી ગમે તે વસ્તુ ખરીદે છે. તેઓ જે વસ્તુ ખરીદે છે તે તેમની કૃત્રિમ હાજતને સંતોષે એટલે થયું. આને લીધે ભોગવિલાસ એ જ જીવનની સાર્થકતાનો સિદ્ધાંત થઈ પડે છે, માણસ વધુ ને વધુ મેળવવા માટે ઝૂઝતો રહે છે, તેની હાજતોની મર્યાદા ક્ષિતિજની પેઠે દૂરને દૂર સરતી જાય છે અને માણસ હંમેશાં અસંતુષ્ટ રહે છે. ઘણી વાર તો બીજા ઉપર છાપ પાડવા માટે જરૂરની વસ્તુને ભોગે પણ મોજશોખની અને વિલાસની સામગ્રીને મહત્ત્વ આપવામાં આવે છે. જે લોકો જીવનધોરણ ઊંચું કરીને આવક વધારવાની યોજનાના ભોગ થઈ પડ્યા છે તેઓની સ્થિતિ પેલા વાર્તાના ગધેડા જેવી થઈ જાય છે. એ ગધેડાના માલિકે તેના જીન સાથે એક લાકડી બાંધી તેને છેડે તેના મોં આગળ એક ગાજર લટકાવ્યું હતું. ગધેડો જેમ જેમ તે ગાજર મોંમાં લેવા માટે દોડે તેમ તેમ ગાડી આગળ ખેંચાતી જાય. આમ માલિકનું કામ થાય અને ગાજર કાયમ રહે. એ જ પ્રમાણે આ યોજના પ્રમાણે કારખાનાદારનો માલ તૈયાર થાય છે અને વેચાઈ જાય છે, પણ લોકોનું જીવન સમૃદ્ધ થતું નથી. એની કાર્યપદ્ધતિ ખૂબ પ્રબળ હોય છે. સુયોજિત જાહેરખબરો દ્વારા લોકોના મન ઉપર અસર પહોંચાડવામાં આવે છે અને તરુણોની કેળવણીની પદ્ધતિ ઉપર કાબૂ રાખવામાં આવે છે. આ માર્ગ હિંસાનો અને શોષણનો છે, અને યંત્રોદ્યોગપ્રધાન દેશોમાં એનો બહોળો પ્રયોગ થાય છે. ત્યાં તે યંત્રોમાં બનેલી વસ્તુઓની વ્યાપક અને વધતી જતી માંગ પેદા કરે છે.

## આવક ઉપરથી મુકરર થતું ધોરણ

હાજતો વધારીને જીવનધોરણ મુકરર કરવાને બદલે આપણે કમાણીના પાયા પર જીવન ધોરણ નક્કી કરવું જોઈએ, અને તેમાં સમાજ આપણી પાસે કયા ધોરણની અપેક્ષા રાખે છે તેનાથી દોરવાઈ ગયા વિના આપણી

અંગત રુચિને મહત્ત્વ આપીને આપણે આપણી હાજતો નક્કી કરવી જોઈએ. આ રીત વધુ કુદરતી છે, અને તેથી વસ્તુઓ વાપરનારના વ્યક્તિત્વને પ્રગટ થવાનો અવકાશ આપે છે. કોઈ માણસના ખર્ચની વિગતો ઉપરથી આપણે તેના ચારિત્ર્યનો ખ્યાલ બાંધી શકીએ છીએ.

આપણા દેશમાં મોટા ભાગના લોકોને પૂરતું પોષણ મળતું નથી. એટલે કમાણીમાં થયેલા વધારાનો ઘણો મોટો ભાગ શરૂઆતના સમયમાં 'ખોરાક' પાછળ ખર્ચાશે. આપણો દેશ ખેતીપ્રધાન છે એટલે આપણે અનાજ ઉગાડવા તરફ અને પ્રાથમિક હાજતો પૂરી પાડનાર ગ્રામોદ્યોગો તરફ ધ્યાન આપવું જોઈશે. અ. હિં. ગ્રા. સંઘે દળવાના, ખાંડવાના, તેલ પીલવાના, ગોળ બનાવવાના વગેરે જાતના ઉદ્યોગોમાં સુધારા કરવાનું કામ કેમ પહેલું હાથ ધર્યું તે આ ઉપરથી સમજી શકાશે.

ગામડાંમાં સરેરાશ માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૧૫) હોય છે, એટલે કે દરેક કુટુંબની માસિક આવક રૂ. ૭) કે ૮) આવે છે. એક માણસને માટે સારો પૌષ્ટિક ખોરાક આટલેથી મળી શકે. એટલે જ્યાં સુધી આપણે હિંદુસ્તાનના લોકોની આવક સાત કે આઠ ગણી વધારીએ નહીં ત્યાં સુધી યંત્રોમાં બનેલી વસ્તુઓની હાજતો વધારી જીવનધોરણ ઊંચું ચડાવવાની વાતો કરવાનો કંઈ અર્થ નથી. એટલી આવક થશે ત્યારે માંડ તેમની ખોરાકની પ્રાથમિક જરૂરિયાત પૂરી પડી રહેશે.

## આવકનું ધોરણ

કોઈ પણ દેશમાં આવકનું ધોરણ પાયાના ઉદ્યોગમાંથી આમ જનતાને જે આવક થતી હોય તેને અનુરૂપ હોય એ જરૂરનું છે. આપણા દેશમાં જે ખેતીના અનિશ્ચિત અને જોખમ ભરેલા ધંધામાંથી મહિને દસ રૂપિયા પણ મેળવવા મુશ્કેલ છે તેના ઉપર આપણું ધોરણ રચાવું જોઈએ. ઉદ્યોગી અને કુશળ કારીગર કદાચ રૂ. ૩૦-૪૦ કમાય અને અસાધારણ સંજોગોમાં કદાચ એથી બમણું પણ કમાઈ લે. ગામડાંમાં આ આવકો માણસ પોતાની મજૂરીમાંથી મેળવે છે, અને એમાં શોષણનો કોઈ અંશ ભાગ્યે જ હોય છે. આ ધોરણે ગણતાં અ. હિં. ગ્રા. સંઘે પોતાના કાર્યકર્તાઓ માટે વધારેમાં વધારે માસિક રૂ. ૫૦)નું ધોરણ સ્વીકારેલું છે. આમાં ઝાઝો ઉમેરો કરવામાં આવે તો જે લોકોની આપણે સેવા કરીએ છીએ, એમ કહીએ છીએ, તેમની સ્થિતિમાં અને આપણા પગારમાં બહુ મોટું અંતર પડી જાય. આ ધોરણ પણ ગ્રામ-જીવનના વધુ સુખી ભાગને ધોરણે રચાયેલું છે, અને સારામાં સારી સ્થિતિના ગ્રામજનો જ એ ભોગવી શકે છે.

જો આપણી આવક એકબીજાની આવક ઉપર આધાર રાખતી હોય, તો આપણી ખરીદની આપણા પડોશીઓની આવક ઉપર થતી અસરનો આપણે વિચાર કરવો અનિવાર્ય થઈ પડે છે. આમ આપણે ખરીદ કરવામાં વિવેક કરતા થઈશું તો સ્વાભાવિક રીતે આપણા પડોશીઓની બનાવેલી વસ્તુઓ ખરીદવામાં આપણને રસ પડશે. આને લીધે આપણામાં આત્મસંયમ આવશે, આપણે આપણી જાત ઉપર અંકુશ રાખતા થઈશું અને સંપત્તિના ટ્રસ્ટી તરીકેની આપણી ફરજ પણ કેટલેક અંશે અદા કરીશું.

## ખોટાં ધોરણ

કમનસીબે આપણા દેશમાં જીવનધોરણ શોષણશૂરા પરદેશી લોકોએ મુકરર કરેલું છે. કંપનીના અમલ દરમિયાન કંપનીના નોકરોને લાંચ–રુશવત લેતા રોકવા ખાતર પૂરતા ભારે પગાર આપવા પડતા હતા અને તેનું ધોરણ દેશમાં લૂંટ ચલાવતા ફરતા વેપારીઓના ગંજાવર નફાને અનુરૂપ રાખવું પડયું હતું, કારણ કે ધન કમાવાની એ સહેલી અને ઝડપી રીતનો વિકલ્પ કંપનીના નોકરો આગળ ખુલ્લો હતો. આથી જ આપણા જેવા ગરીબ દેશમાં સરકારી નોકરોના પગારનું ધોરણ એટલું ઊંચું જોવામાં આવે છે જેની આગળ પ્રાચીન સમયમાં રાજકુટુંબોને મળતાં વર્ષાસનો પણ વિસાતમાં નથી. આ વિદેશી લૂંટણિયા પગાર-ધોરણની આડકતરી અસર બીજા ધંધાદારીઓ સુધ્ધાં બધાના મહેનતાણાં સુધી પહોંચી છે. જો જિલ્લા અમલદાર કલેક્ટરને દર મહિને રૂા. ૨૫૦૦) મળતા હોય તો વકીલમંડળમાં આગળ પડતા વકીલે તે જીવનધોરણ સાચવવું હોય અને તે મંડળમાં ફરવું હોય તો તેટલી રકમ મેળવવાને મથવું જોઈએ. એ જ પ્રમાણે દાક્તરનું. આમાંથી તરત ખોટાં ધોરણનો ખ્યાલ જડ ઘાલી જાય છે. પછી શિક્ષકોનો પગાર પણ એટલો મોટો રાખવો જોઈએ કે તે દવાદારૂને માટે સરજનને બોલાવી શકે અને તેને એક વિઝિટ દીઠ પંદર રૂપિયા આપી શકે. આ આખું ધોરણ આપણને કફોડું અને અપરિચિત લાગે છે, અને એનો દેશમાં પ્રવર્તતી સ્થિતિ સાથે જરાયે મેળ નથી. આ ખોટા ધોરણને કારણે અમારા જેવા સંક્રાંતિ દશામાં રહેલા માણસોના માર્ગમાં ભારે મુશ્કેલીઓ ખડી થાય છે. જે સેવકને મહિને રૂા. ૫૦) મળતા હોય તેને સારામાં સારા દાક્તરને બોલાવવાનું પોસાય નહીં, તે ગામડાના તળપદા ધોરણે તો તેની આવક 'બાદશાહી' ગણાય. પણ એક વાર દેશ એ ધોરણને અનુસરતો થઈ જાય, અને પેલા લૂંટણિયા ધોરણને ફગાવી દે, તો સારામાં સારો ડાકટર પણ વિઝિટના ચાર આનાથી સંતોષ માનશે, અને ન્યાય મફત મળતો થઈ જશે. મોતીલાલ નેહરુઓ, ભૂલાભાઈ

દેસાઈઓ, અને સપ્રુઓ પોતાની દસ વીસ હજારની આવકો જતી કરશે અને મહિને રૂા. ૧૦૦)ની આવકમાં પોતાનાં ફળદ્રુપ ભેજાંઓનો લાભ આપીને સંતોષ માનશે. આપણે જો અહિંસક જીવનધોરણ ઇચ્છતા હોઈએ તો આપણે આ ધોરણે પહોંચવાનો પ્રયત્ન કરવો જોઈશે. જો આપણે એ ધોરણે પહોંચી શકીએ તો માસિક રૂપિયા પચાસ કમાનાર માણસ પણ આજે માસિક રૂપિયા હજાર કમાનાર માણસના જેટલી જ સાચી કમાણી કરી શકશે. કારણ કે આજે જે ડાકટર વિઝિટના પંદર રૂપિયા માગે છે તે જ ડાકટરની સલાહ, જ્યારે તે વિઝિટના ચાર આના લેશે ત્યારે પણ આજના જેટલી જ કીમતી રહેવાની છે. આજે આપણે સંપત્તિની જે વિષમ વહેંચણી જોઈએ છીએ તે ત્યારે મટી ગઈ હશે, અને આખા રાષ્ટ્રમાં જીવનધોરણ એક સરખું થયું હશે.

# પ્રકરણ ૧૩ મું

# વસ્તુવિનિમય

સંસ્કૃતિનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ કામની વહેંચણી અનિવાર્ય થતી ગઈ, પરંતુ એ વહેંચણીને પણ મર્યાદા છે. એ મર્યાદાનું જ્યારે ઉલ્લંઘન થાય છે ત્યારે કામનું ધોરણ ઊતરી જાય છે અને કાર્યકુશળતા ઘટી જાય છે. ગળાનો નિષ્ણાત જો તેની પાછળ રહેલા આખા દેહની પ્રકૃતિની અવગણના કરે, એટલા એક જ અંગનો ઉપચાર કરે અને આખા દેહનો વિચાર કર્યા વિના ગળાના રોગનો જ હાઉ બનાવી મૂકે, તો તે જરૂર નિષ્ફળ જાય. કામ કરનારની પરિસ્થિતિ અને વ્યક્તિત્વને ભૂલી જઈને કાર્યવિભાગનો અતિરેક કરવો યોગ્ય નથી. એ મર્યાદામાં પણ, કાર્યવિભાગમાં વસ્તુઓના વિનિમયની જરૂર છે. એવા વિનિમયથી બંને પક્ષોને લાભ થતો હોય તો જ તે સમાજને પોષક થાય. બધા ન્યાય્ય વહેવારનો પાયો જ એ છે.

### विनिमय ए ज साध्य

વિનિમયનું સાદામાં સાદું રૂપ એટલે વસ્તુ વસ્તુની અદલાબદલી. ઉત્પાદક-ગ્રાહક ગ્રાહક-ઉત્પાદકને મળે એનું નામ વિનિમય. બજાર વિસ્તૃત થતું જાય અને વેપારનો વહેવાર વધારે ને વધારે અટપટો થતો જાય તેમ તેમ આ વિનિમય સરળ બનાવવાને માટે સાધનની જરૂર ઊભી થાય છે. આમાંથી

સિક્કા, અથવા બીજી વસ્તુઓ અને વિનિમયના સાધન તરીકે સોના જેવી ધાતુ સર્વમાન્ય થઈ, અને તેમાંથી આખરે આજની નાણાં ઉપર રચાયેલી અર્થવ્યવસ્થા નિર્માણ થઈ. આજે વસ્તુઓનો નાણાં દ્વારા વિનિમય એ જ નફાનું સાધન થઈ પડયું છે. આજની અર્થવ્યવસ્થાએ સાધનને સાધ્ય બનાવી મૂકયું છે.

## विनिमयनो साधन तरीके विचार

મુખ્યત્વે કરીને બજાર ખૂબ વિસ્તૃત થઈ જવાને કારણે નાણાં દ્વારા વિનિમય કર્યા વગર છૂટકો રહ્યો નથી. નાણું પોતે તો કોઈ હાજત પૂરી પાડતું નથી, સિવાય કે કોઈ કંજૂસની, જેને સિક્કા ગણવામાં જ આનંદ પડે છે. સાચું જોતાં નાણું એ ખરીદશક્તિનો અમુક સમય પૂરતો સંઘરો છે, અને વસ્તુઓની કિંમત આંકવાનું સગવડભર્યું સર્વસ્વીકૃત સાધન છે. કોઈ માણસ ગાય વેચીને વાયરલેસ સેટ ખરીદવા માગતો હોય તો, ગાય ખરીદવા તૈયાર હોય અને સાથે સાથે વાયરલેસ સેટ વેચવા પણ તૈયાર હોય એવો માણસ ભાગ્યે જ મળે. આ વહેવારમાં નાણું મધ્યસ્થ થાય છે અને જેને ગાય જોઈતી હોય તેને પહેલાં ગાય વેચી દેવામાં અને ગાયની કિંમત રૂપે મળેલાં નાણાંના રૂપમાં વાયરલેસ સેટ વેચનાર માણસ મળી જાય ત્યાં સુધી ખરીદશક્તિને સંઘરી રાખવામાં મદદ કરે છે, અને પછી પેલો માણસ તે ખરીદશક્તિના બદલામાં રેડિયો સેટ મેળવે છે. જ્યારે ગાયનું બજાર અને રેડિયો સેટનું બજાર ખૂબ દૂર દૂર આવેલાં હોય ત્યારે નાણાંનું આ સાધન વળી વધારે જરૂરનું થઈ પડે છે. આધુનિક સામ્રાજ્યવાદમાં જ્યાં એક દેશને દૂર દૂર આવેલા પાકો માલ તૈયાર કરનારા બીજા દેશને માટે કાચો માલ ઉત્પન્ન કરવા માટે દબાવી રાખવામાં આવે છે ત્યાં નાણાં ઉપર રચાયેલો અર્થવહેવાર વેપારના પ્રાણ સમો થઈ પડયો છે. દેશ દેશ વચ્ચેની પતાવટ ભલે માલથી થતી હોય તોયે ધરાક કંઈ ઘાસની ગંજીઓના બદલામાં અમેરિકન મોટરકાર ખરીદી નહીં શકે.

બજારો વ્યાપક બને છે એટલે તેમને અમુક પ્રજાઓના લાભમાં અંકુશમાં રાખવાને માટે લશ્કર, નૌકાદળ અને હવાઈદળની જરૂર પડે છે. વેપાર અને ધંધામાં નાણાં તેમ જ આંટને સ્થાન છે. અને જો કે તેમનું સ્થાન મહત્ત્વનું છે, છતાં તેમના ઉપયોગથી સમાજનું ભલું થાય તે માટે તેમને લગામમાં રાખવાં જોઈએ. આ વલણોને અંકુશમાં રાખવા માટે યોજેલા સમધારણ વિનિમય ઉપર રચાયેલા અર્થવહેવારમાં સીધા વસ્તુવિનિમયને અમુક અંશે સ્થાન આપવું જ જોઈશે. નાણાંની અનિષ્ટ અસરોને રોકવામાં એક પ્રત્યક્ષ

વસ્તુ વિનિમય જ મદદરૂપ થઈ પડે એવો છે. પણ યુદ્ધકાળ દરમિયાન ટપાલની ટિકિટો, દીવાસળીઓ અને ગંજીફાનાં પાનાં નાણાં તરીકે વપરાય છે અને જેને પરિણામે ચલણમાં ફુગાવો આવે છે, તેને આપણે વસ્તુવિનિમય માની લેવાની ભૂલ ન કરવી જોઈએ.

જ્યાં લોકોનું જીવનધોરણ જીવનનિર્વાહની લગોલગ હોય છે ત્યાં તેમની ખરીદશક્તિ મોટે ભાગે ખોરાક અને એવી બીજી જરૂરિયાતો પાછળ ખર્ચાય છે. એવી સ્થિતિમાં જો નાણાંનો બહોળો ઉપયોગ થતો હોય, તો તેથી એ ખરીદશક્તિ દૂર દૂરના દેશમાંથી આવતી મોજશોખની વસ્તુઓ વેચાતી લેવા તરફ વળી જાય છે, અને એ રીતે માનવતાની દૃષ્ટિથી આપણે જેને સાચી સંપત્તિ કહીએ તેની કિંમત ઊતરતી જાય છે. જ્યારે સરકાર કોઈ નાના ખેડૂત પાસેથી પૈસા લઈને તે કોઈ મોટા પગારદાર અમલદારને આપે છે ત્યારે પેલા ખેડૂતને મન એ પૈસા એટલે અમુક દિવસનો ખોરાક હોય છે, પણ આ અમલદારને મન તે જ પૈસા એટલે એકાદ સિગારેટનો ડબ્બો હોય છે, એટલે એવે પ્રસંગે નાણાં મારફતે થતો વિનિમય સંપત્તિમાં રહેલી માનવતાની દૃષ્ટિનો નાશ કરવાનું અને રાષ્ટ્રીય સંપત્તિમાં ટાળી શકાય એવી ખોટ ઊભી કરવાનું સાધન બને છે. આ વસ્તુ સરકારના વહેવારોમાં ખાસ તરી આવે છે. આવી પરિસ્થિતિમાં સરકારી વહેવારને પરિણામે લોકો ગરીબ બનતા જાય છે. આપણા ઉદ્યોગો જ્યારે મૂડીને અભાવે મરી રહ્યા છે ત્યારે હિંદની કરોડોની રિઝર્વ એટલે કે અનામત મૂડી લંડનના નાણા બજારમાં વાપરવાનો અન્યાય કરવાનું સરકારને માટે અશક્ય કરી મૂકવામાં વસ્તુવિનિમયની પદ્ધતિ મદદરૂપ થઈ પડી હોત.

એથી ઊલટું, ગરીબો પાસેથી કર ઉઘરાવવામાં વસ્તુવિનિમયનો ઉપયોગ કરવામાં આવે, અને સરકાર પગાર પણ વસ્તુઓમાં ચૂકવે તો રાષ્ટ્રીય સંપત્તિના બગાડમાં ઘટાડો થાય અને સરકારી ખાતામાં થતા બગાડ ઉપર અંકુશ રાખવામાં તે ખૂબ મહત્ત્વનો ભાગ ભજવી શકે. કર ઉઘરાવવાની અને ખર્ચવાની આવી પદ્ધતિ શરૂ કરવામાં વ્યવસ્થાને અંગે અને સંગઠનને અંગે ઘણી મુશ્કેલીઓ ઊભી થાય એ ખરું, પણ એમાંની એકે એવી નહીં હોય જેને પહોંચી ન વળાય. અગવડો ટાળવાને ખાતર આજના એકકેન્દ્રી રાજ્યતંત્રોએ ઇસ્લામી અને યહૂદી શરિયતોમાં જેની હિમાયત કરવામાં આવી છે તે જકાતની એટલે કે દસમો ભાગ કર તરીકે લેવાની પ્રશંસાપાત્ર નાણાં વહેવારની પદ્ધતિઓને ફગાવી દીધી છે.

આજે જોકે આ પદ્ધતિઓ જવલ્લે જોવામાં આવે છે છતાં સરહદ ઉપર આવેલાં સ્વાત, દીર અને ચિત્રાલનાં પઠાણ રાજ્યોમાં એ પદ્ધતિઓ આજે પણ

ખૂબ સારી રીતે કામ આપી રહી છે. ઊપજનો રાજ્યનો ભાગ અને નહીં કે બ્રિટિશ હિંદની પેઠે તેની નાણાંથી આંકેલી કિંમત ઉઘરાવવાને માટે સરકાર કંટ્રાક્ટરો રોકે છે. સામાન્ય રીતે બધી ઊપજનો દસમો ભાગ સરકાર લે છે. ઘેટાં વગેરેની બાબતમાં દર પૂરાં ચાલીસે એક ઘેટું લેવામાં આવે છે, અને એમાં એટલી કિંમતનું ઘી કે એવી બીજી પ્રાણીજ ઊપજ આપવાની છૂટ રાખવામાં આવે છે. ઢોરો માટે તેના માલિકે દર વરસે એક શેર ઘી આપવાનું હોય છે અને ચરાઈ એ રીતે ઠરાવ્યા પ્રમાણે જમીનદારોને આપવાની હોય છે.

એવા પણ સરકારી કંટ્રાક્ટરો હોય છે જેઓ આ વસ્તુઓ દ્વારા થતી આપલેમાં શરાફનું કામ કરે છે. તેઓ રાજ્યનો ભાગ લે છે, સંઘરે છે, અને રાજ્ય કહે તે પ્રમાણે તેનો નિકાલ કરે છે. વધારાની વસ્તુઓનો તેઓ રાજ્યની બહાર વેપાર કરે છે અને તેમાંથી આવેલાં રોકડ નાણાં તેઓ સરકારી તિજોરીમાં જમા કરાવે છે. રાજ્યની અંદરના વેપારના મોટા ભાગ ઉપર પણ તેમનો કાબૂ હોય છે. આને લીધે સરકારના હાથમાં એવું એક સાધન આવી જાય છે જે વડે તે અમુક ચોક્કસ સગવડ ભરેલે ઠેકાણે ભાવો ઉપર અંકુશ રાખી શકે. ઉપલા દરજ્જાના અમલદારોથી નીચેની પાયરીના લશ્કરી અને મુલકી સરકારી અમલદારોને દર છ મહિને પગાર થોડી વસ્તુઓ રૂપે અને થોડાં નાણાંરૂપે ચૂકવવામાં આવે છે, અને ઉપલા અધિકારીઓને સરકારી તિજોરીમાંથી રોકડ-નાણાંમાં પગાર મળે છે.

આ પદ્ધતિ જો દાખલ થાય, તો આજે બ્રિટિશ હિંદમાં ખેડૂતોને જે હાડમારીઓ વેઠવી પડે છે તેમાંની ઘણી ખરી દૂર થઈ જાય. આજે નાણાંમાં કર ઉઘરાવવાની પદ્ધતિ ચાલે છે એટલે રેવન્યુ ખાતાને સંતોષવાનાં નાણાં મેળવવા ખાતર ખેડૂતોને પોતાનો માલ કેટલીક વાર તો કાપણી પહેલાં જ વેચી નાખવો પડે છે. ઉપરના ફકરાઓમાં જેની ચર્ચા આપણે કરી તે અનિષ્ટો ઉપરાંત ખેડૂતોને કવખતે ફરજિયાત રીતે માલ વેચવો પડે છે, તેની બજાર ઉપર અસર એ થાય છે કે ભાવ ગગડી જાય છે, અને ખેડૂતોને વધુ ખોટ જાય છે.

જો સરકારી નોકરોને વસ્તુઓમાં પગાર ચૂકવવાના સમય ઘઉં, ડાંગર, જુવાર, બાજરી, મકાઈ, કપાસ વગેરેની લણણી વખતે ગોઠવવામાં આવે તો તે બધો માલ સંઘરવાની મુસીબતો ઓછી થાય. આમ વસ્તુ-વહેંચી દેવાથી પરદેશી તૈયાર માલની આયાત ઉપર એની પ્રતિકૂળ અસર થાય અને તે પરદેશી વેપારીઓને નહીં ગમે, પણ એથી ઊલટું દેશમાં સૌને પૂરતું અનાજ મળી રહેશે અને કેટલેક અંશે વચલા આડતિયાઓની દલાલી નાબૂદ થશે. વિનિમયની વ્યવસ્થા જો પ્રજામાં સંપત્તિની યોગ્ય વહેંચણી કરવામાં મદદરૂપ થતી હોય તો જ બરાબર કામ આપે છે એમ કહેવાય. આજનો આપણો પ્રશ્ન

ઉત્પાદનનો નથી, પણ વહેંચણીનો છે. લોકો કારમી ગરીબાઈમાં સબડે છે. કારખાનાંવાળાઓ ઢગલાબંધ માલ ઉત્પન્ન કરી શકે છે, પણ ખરીદશક્તિને અભાવે લોકો પોતાની માંગ અસરકારક બનાવી શકતા નથી. ધારો કે કોઈ છોકરો મીઠાઈની દુકાન આગળ ઊભો છે અને તેમાં ગોઠવેલી મીઠાઈઓ જોઈને તેના મોંમાં પાણી છૂટે છે, પણ તેનું ખીસું ખાલી છે. આમ મીઠાઈ માટેની એની માંગ અસરકારક થઈ શકતી નથી. નાણાં ઉપર રચાયેલી અર્થવ્યવસ્થાની પ્રકૃતિ જ એવી છે કે પોતાને જોઈતી વસ્તુ મેળવવા માટે કાં તો માણસની પાસે ટંકશાળ હોવી જોઈએ, કાં તો તેણે ભીખ માગીને, ચોરીને કે ઉછીની લઈને ખરીદશક્તિ મેળવવી જોઈએ.

બજાર ઉપર અહિંસક અંકુશ મૂકવાનો, ઓછામાં ઓછા ઘર્ષણે સંપત્તિની વહેંચણી કરવાનો, અને નાણું પાડનારી ટંકશાળને લોકોના અંકુશ હેઠળ મૂકવાનો રસ્તો ગાંધીજીએ બતાવેલો છે. તેમણે એવી સૂચના કરી છે કે ખાદી-પ્રેમીઓએ સૂતરના એક તારને પાઈ જેવો નાનામાં નાનો સિક્કો ગણી લેવો. જો આ ટંકશાળનો વહેવાર શરૂ થઈ જાય તો મીઠાઈની દુકાન આગળ ઊભેલા છોકરાએ પોતાને ભાવતી મીઠાઈ મેળવવા માટે ઘેર જઈ તકલી ઉપાડી જોઈતા તાર કાંતવાના જ રહે છે. એમ થાય તો લોકોના ઘરમાં જ ટંકશાળ બેસે. એ ટંકશાળ ન તો સિક્કાને હલકો પાડે, ન તો ચલણમાં ફુગાવો આણે. ન તો એને પોતાના અંકુશ માટે લશ્કર, નૌકાદળ કે હવાઈદળ જોઈએ, ન તો એને પોતાના રક્ષણને માટે પોલીસને બોલાવવો પડે. આપણા દેશમાં જ્યાં મજૂરીરૂપી સંપત્તિ અઢળક ભરી છે, જ્યાં બે પૈસા મળે એવું કામ કરવાની તકનો અભાવ છે, અને જ્યાં જીવનની જરૂરિયાતો માટે દેશની અંદર જ અમર્યાદ બજાર પડેલું છે, ત્યાં આ યુક્તિ, આજે જે વસ્તુઓનો બગાડ થઈ રહ્યો છે તેમને માન્યતાની છાપ મારીને ઇષ્ટ વસ્તુઓ તરીકે બજારમાં મૂકશે.

વસ્તુ-મૂલ્યવાળા ધાતુના સિક્કાઓ નાશ પામતા નથી. પણ વિનિમયના વહેવારમાં વપરાશની જે વસ્તુઓનાં પ્રતીક તરીકે તે વપરાય છે તે વખત જતાં બગડી જાય એવી હોય છે. કેળાં વેચનારની સોદો કરવાની શક્તિ ધાતુવાળા માણસના જેટલી નથી હોતી. કેળાં ઝટ સડી જાય એટલે તેને તરત જ સોદો કરી નાખવો પડે છે. પૈસાનો ધણી રોકાઈ શકે છે, કારણ કે તે ગમે તેટલો સમય સુધી નાણાંને સંઘરી શકે છે. આથી કરીને સોદો કરવાની શક્તિ જેની પાસે નાશ ન પામે એવા ધાતુના સિક્કા હોય છે તેના હાથમાં રહે છે. આમ આપણે જોઈએ છીએ કે વેચનારને અમુક ગેરલાભ હોય છે. અને એનો લાભ ઉઠાવીને પૈસાવાળો નફો કરી જાય છે. આને લીધે

જ માણુસ ધન સંઘરવા પ્રેરાય છે, તેથી વસ્તુનો વપરાશ મર્યાદિત થાય છે અને પરિણામે નાણાંની હેરફેર પણ ઓછી થાય છે.

અમુક વખત સુધી જો બજારભાવ ઊતરતા જાય તો ધાતુનાં નાણાં દેવાદારના દેવાને અને લેણદારના લેણાને વધારે છે. આમ સંપત્તિની વહેંચણીમાં આજે જે વિષમતા રહેલી છે તેમાં નાણાનો વહેવાર વધારો કરે છે.

## उत्पादन अने उपभोग वच्चे तफावत

નાણાંના આ અંતર્ગત દોષો ઉપરાંત ઉત્પાદનની એકકેન્દ્રી પદ્ધતિઓમાં ખૂબ ખર્ચાળ સાધનસામગ્રીની જરૂર પડે છે અને તેમાં ઘણાં નાણાં રોકાઈ રહે છે અને તે કારણસર પણ નાણાંની હેરફેર થવી જોઈએ તેટલી થતી નથી. ઉત્પાદનનું કામ કરનાર માણસોને પગાર એટલો ઓછો મળે છે કે ઉપભોગ માટે તૈયાર થયેલી વસ્તુઓ તેઓ ખરીદી શકતા નથી, કારણ કે નવી મૂડી અને અનામતની જોગવાઈ કરવાને માટે ખરીદશક્તિનો થોડો ભાગ મૂડીદારો રોકી રાખે છે. આજે દુનિયામાં પ્રવર્તતી મંદીનું આ એક મુખ્ય કારણ છે. આગળ વહેતી જાય તેમ તેમ જેની શક્તિ વધતી જતી હોય તેવી નદીની પેઠે લોકોનું આર્થિક જીવન વહેતું રહે એમ જો કરવું હોય તો ઉત્પન્ન થતા માલનો ઉપભોગ થઈ શકે એવી પુષ્કળ સગવડો આપવાની જરૂર છે. ખરીદશક્તિને છૂટી કરવાથી જ એ કાર્ય થઈ શકે, તેને રૂંધી રાખીને નહીં. સમૃદ્ધિના સ્વચ્છ પાણીના સરોવરને કાંઠે માનવજાત ઊભેલી છે, છતાં સોનાના પ્યાલાને અભાવે તેનું ગળું તરસે સુકાય છે. મૂડીવાદીના અમલમાં આપણને એવું શીખવવામાં આવ્યું છે કે હાથમાં સોનાનો પ્યાલો લીધા વિના પાણી પાસે જવું નહીં અને આપણે પણ એમ માની લીધું છે કે આપણી તરસ મિટાવવાનો આ એક જ માર્ગ છે.

આજની પદ્ધતિ અર્થશાસ્ત્રીઓ જેને 'અસરકારક માંગ' કહે છે તેને એટલે કે સોનાના પ્યાલાવાળા માણસને સંતોષવાને માટે યોજાયેલી છે અને કુદરતી માંગ એટલે કે તરસ્યા માણસને સંતોષવા માટે યોજાયેલી નથી.

## रोजी उपर नाणांनो काबू

આટલું પૂરતું ન હોય તેમ બેંકો, જે ધીરધારની સગવડ પૂરી પાડે છે તે પણ ઉત્પાદકોને જ વધુ ખરીદશક્તિની જોગવાઈ કરી આપે છે, અને ઉપભોગ કરનારાઓના ભૂખમરાને વધારે છે. નાણાંના ધોરણ પર રચાયેલા અર્થતંત્રની ચતુરાઈભરી યોજના કરીને મૂડીદારે — નાણાંના ઇજારદારે — બધાં કામ એકજથ્થે કરી આંતરી લીધાં છે. અને તેને તે મજૂરોરૂપી ગુલામોને દાન આપતો હોય એમ વહેંચી આપે છે. બધા જ ઉદ્યોગો નાણાંવાળાઓના કાબૂ

હેઠળ વધુ ને વધુ આવતા જાય છે. ઉત્પાદનની પદ્ધતિઓમાં યંત્રો અને એંજિનોમાં ભારે ખર્ચ કરવાં પડે છે, અને જે માણસ એવાં સાધનો ઉપર કાબૂ ધરાવી શકે તે કમાણીનો હક પોતાના હાથમાં રાખી શકે છે.

નાણાંના પાયા પર રચાયેલી અર્થવ્યવસ્થાને કારણે ખરીદશક્તિ એક ઠેકાણેથી તરત જ બીજે ઠેકાણે ફેરવવાનું સહેલું પડે છે. હિંદી સરકારના જેવી એકકેન્દ્રી સરકાર પોતાની આવક શહેરોમાં અને કસબાઓમાં ખર્ચવાને લલચાય છે; આમ એ ગામડાંઓમાંથી મહેસૂલ ભેગું કરે છે અને તેના વરામાંથી શહેરો તાલેવંત બને છે. ઉપરાંત રાજ્ય વસ્તુના ભાવ ઉપર કશો અસરકારક અંકુશ રાખી શકતું નથી છતાં નાણાંના જથા ઉપર તેનો અંકુશ હોય છે. આ બધાંને કારણે ગરીબ માણસ વધુ ગરીબ અને પૈસાદાર માણસ વધુ પૈસાદાર થયા કરે છે.

### ગામડાંઓ ઉપર અસર

આપણો દેશ ગામડાંઓનો બનેલો છે એટલે નાણાંની આવી પદ્ધતિની આપણા ખેડૂતો ઉપર શી અસર થાય છે તે આપણે જોવું જોઈએ. જ્યારે ગામડાંના લોકો ગામમાં ને ગામમાં વસ્તુનો અદલોબદલો કરે છે ત્યારે તો ગામની સંપત્તિ એમ ને એમ કાયમ રહે છે. વળી, જ્યારે ગામડાનો કોઈ માણસ પોતાના પડોશના ગામમાં વસ્તુવિનિમય કરે છે ત્યારે પણ સંપત્તિમાં ખોટ આવતી નથી. પણ જ્યારે ગામડાંના માણસોએ પોતાને જે સેવા કદી મળી નથી અથવા તો જેની કશી જરૂર નથી એવી સેવાના બદલામાં પોતાની ખરીદશક્તિ ગામ બહાર મોકલી દેવી પડે છે ત્યારે તે ઉત્તરોત્તર ગરીબ થતો જાય છે. દેશની ધારાસભાઓમાં ખેડૂતનો અવાજ સંભળાતો નથી. એ પોતાની જે ખરીદશક્તિ સરકારને આપે છે તેનો ખર્ચ કેમ કરવો એ વાત પર તેનો કશો અંકુશ હોતો નથી. એ જ પ્રમાણે એ જ્યારે પરદેશી વસ્તુઓ ખરીદે છે ત્યારે પણ તેને યોગ્ય બદલો મળી રહે એવી કશી ખાતરી તેને મળતી નથી. તેની ચારે કોર મુશ્કેલીઓની વાડો ઊભી કરવામાં આવેલી છે જેને તોડી ટપી જવાની હોય છે, પણ અંગબળના એવા હેરતભર્યા પ્રયોગોને એ ટેવાયલો હોતો નથી એટલે જેઓ એમાં પાવરધા હોય છે તેમના પંજામાં તે સપડાય છે. બધા જ ખેડૂતો સામાન્ય રીતે દેવામાં હોય છે, અને ભાવ ગગડી જતાં નાણાં ઉપર રચાયેલી અર્થવ્યવસ્થાને કારણે તેમનો દેવાનો બોજો વધતો જાય છે. એમની આસપાસ ઘણી જાળો બિછાવાયેલી છે. માણસમાં રહેલી જુગાર ખેલવાની વૃત્તિનો વચલા દલાલો લાભ ઉઠાવે છે અને જેમની પાસે પૈસાનો સંઘરો નથી હોતો એવા લોકો પાસે સટ્ટાના જેવા અત્યંત જોખમકારક

તંબાકુ, શીંગ જેવા બજારુ પાક દાખલ કરાવે છે. વખત જતાં, તેઓ મૂડીદારોનાં કારખાનાંને કાચો માલ પૂરો પાડનારા ગુલામો જેવા બની જાય છે. થોડી વધુ કિંમતને ખાતર તેઓ પોતાની સ્વતંત્રતાનો ભોગ આપે છે અને અનાજ તેમ જ સ્થાનિક ઉદ્યોગોને ઉપયોગી બીજા પાકો ઉગાડવાને બદલે બજારુ પાક પાછળ પડીને અંતે પાયમાલી વહોરી લે છે. થોડા વખત પહેલાં છાપાંઓમાં એવી ખબર આવી હતી કે સત્તાવીસ લાખ રૂપિયાની શેરડીનો યુક્ત પ્રાંતમાં નાશ કરવામાં આવ્યો હતો, કારણ કે કારખાનાંઓએ તેને પીલી આપવાની ના પાડી હતી અને માણસોએ ઊભી કરેલી મુશ્કેલીઓને કારણે ખેડૂતો તેનો બીજી રીતે નિકાલ કરી શકે એમ નહોતું.

વળી, જે કર નાણાંમાં ચૂકવવાના હોય છે તે અતિશય અનિશ્ચિત ઊપજમાંથી અમુક નિશ્ચિત જથો ઉઠાવી જાય છે. જો સરકાર પોતાનું લેણું વસ્તુમાં સ્વીકારતી હોય તો તે ખેડૂતોને અને ગામડાંના લોકોને અનેક રીતે લાભકર્તા થઈ પડે. આજે વેચાણમાં વપરાતી દબાણપૂર્વક વેચવાની અને લલચાવનારી રીતોને કારણે જે વસ્તુઓ ખેડૂતની કોઈ પણ હાજત પૂરી પાડતી નથી તે વસ્તુઓના બદલામાં તે પોતાની ખરીદશક્તિ આપી દેવાને પ્રેરાય છે. તેઓ સોંઘી પરદેશી વસ્તુઓ ખરીદીને પોતાનો વિનાશ અને બેકારીને નોતરે છે. જે બજારમાંથી નાણાં પાછાં પોતાને ત્યાં આવવાનાં નથી એવાં દૂરનાં બજારોનો માલ ખરીદવાથી ખરીદનાર પોતે ગરીબ અને બેકાર બને છે. એટલે જ્યાં સુધી બજારોમાં મુક્ત વહેવાર શરૂ ન થાય ત્યાં સુધી આપણે આપણી આસપાસના ઉત્પાદનકેન્દ્રોમાંથી જ ખરીદી કરવાનો નિયમ રાખવો જોઈશે. આજે જ્યારે પક્ષપાતભર્યાં વાહનના દર, જકાત, અને ચલણ ઉપરનો રાષ્ટ્રીય અંકુશ, એવી એવી આડખીલીઓનો પાર નથી, ત્યારે આંતરરાષ્ટ્રીયતાની વાતો કરવી એ બેહૂદું છે. એનો હેતુ ગાફેલને ફસાવવાનો હોય છે. માટે આપણે સાવધ થઈ જવું જોઈએ અને સ્થાનિક વસ્તુ સિવાય કશું ન ખરીદવાનો નિશ્ચય કરવો જોઈએ.

### સાચું મૂલ્ય અને હેતુઓ

વસ્તુઓની બધી કિંમત છેવટે લોકોની ઉત્પાદકશક્તિ ઉપર જ આધાર રાખે છે. સમાજની જરૂરિયાત ઉપરથી કિંમત નક્કી થવી જોઈએ. આજે આપણી કેળવણીની પદ્ધતિને પ્રતાપે, બધી વસ્તુઓનું મૂલ્ય પૈસાની દૃષ્ટિએ આંકવાનું આપણે શીખ્યા છીએ. માનવતાની દૃષ્ટિ સાવ ભુલાઈ ગઈ છે. મજૂરને પણ તે એક ઉત્પાદક છે એ રીતે નહીં પણ એક વસ્તુ હોય એ રીતે દામ ચૂકવવામાં આવે છે અને જે ઓછામાં ઓછી મહેનત કરે છે પણ પુષ્કળ

ખરીદશક્તિ ધરાવે છે તેને સામાજિક પ્રતિષ્ઠા મળે છે. મૂલ્યાંકનના ન્યાય્ય ધોરણ મુજબ તો સમાજની સેવા કરનારને સમાજમાં પ્રતિષ્ઠા મળવી જોઈએ. પણ આ ખોટી વસ્તુને મળતા મહત્ત્વને કારણે સમાજમાં ધનનો સંઘરો કરવાની વૃત્તિ જાગે છે, અને તેમાંથી ધનના ઇજારા અને તેને પરિણામે બીજા માણસોની સ્વતંત્રતા ઉપરનો અંકુશ પેદા થાય છે. ધનના ડુંગરા ખડકાય છે એટલે પછી દેશાંતરોમાં તેને રોકવાના માર્ગો શોધવા પડે છે અને તેમાંથી અંતે યુદ્ધો જાગે છે. નાણાંવહેવારને લગતા મૂડીવાદે નાણાંની આંતરરાષ્ટ્રીય ધીરધારનો આ યુગ શરૂ કર્યો છે. જ્યાં સુધી એ ચાલુ રહેશે ત્યાં સુધી શાંતિની આશા રાખવી વ્યર્થ છે. જ્યાં સુધી ખરીદશક્તિ ધરાવનારને સમાજ પ્રતિષ્ઠા આપતો રહેશે ત્યાં સુધી ઉપભોગની પ્રેરણા રૂંધાયલી રહેવાની, અને પરિણામે વધારા પડતું ઉત્પાદન અને આર્થિક મંદી એકની પાછળ એક એમ આવતાં રહેવાનાં.

## નાણાં અને યુદ્ધ

નાણાંના પાયા પર રચાયેલી અર્થવ્યવસ્થા હેઠળ ચાલતા ઉત્પાદનમાં સામાજિક મૂલ્યોની ઉપેક્ષા કરવામાં આવે છે અને જ્યાં વધારેમાં વધારે નફો હોય તે માર્ગે ઉત્પાદન વળી જાય છે. આ જ કારણને લીધે આપણે ઉત્તમોત્તમ બુદ્ધિશક્તિવાળા માણસોને લોકોની હાજતો પૂરી પાડવાના માર્ગો અને સાધનો શોધવામાં નહીં, પણ વિનાશની છેલ્લામાં છેલ્લી રીતો દ્વારા એક પ્રજા બીજી પ્રજાને શી રીતે તાબામાં રાખી શકે તેના ઉપાયોની શોધમાં રોકાયેલા જોઈએ છીએ. ગૅસ, બૉમ્બ અને એવાં બીજાં સામુદાયિક સંહારનાં સાધનોની શોધખોળમાં પુષ્કળ શક્તિ ખર્ચાઈ રહી છે. કિંમતની કરામતનો ઉપયોગ શોષણ કરવામાં થઈ રહ્યો છે. ઉત્પાદન નફાની પાછળ પડ્યું છે અને લોકોની જરૂરિયાતોનો અભ્યાસ કરવાનો જરાયે પ્રયત્ન કરતું નથી. આપણે આપણા પોતાના દેશમાં જોઈએ છીએ કે જરૂરિયાતની વસ્તુઓને હઠાવીને કૌતુકની વસ્તુઓનો વેપાર જામતો જાય છે અને તેણે ઘણાંને બેકાર બનાવ્યા છે. પરદેશ સાથેનો વેપાર એ સંસ્કૃતિની પરાકાષ્ઠા ગણાય છે અને ગમે તે ભોગે તે ચલાવવો જોઈએ એમ મનાય છે. આ નુકસાનને અસરકારક કરવા માટે સોનાને ઉચ્ચાસને બેસાડવાની જરૂર હતી. દેશ દેશ વચ્ચેના હૂંડિયામણનો દર બીજી કોઈ રીતે નહીં પણ તે તે દેશના ચલણની કુદરતી ખરીદશક્તિ ઉપરથી જ નક્કી થવો જોઈએ. વહેવારમાં સોનાનું ચલણ બંધ થયું ત્યારથી આ વાત નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકી છે.

**સાર**

તો પછી આપણે શો સાર ખેંચવો? આપણે જોયું કે આપણે સોનાની પાછળ આંધળા બનીને દોડીએ છીએ અને તેથી ઘણાં અનિષ્ટો અને જોખમો વહોરી લઈએ છીએ. જો આપણે ખરીદનાર અને વેચનારને સમાન ભૂમિકાએ મૂકવા માગતા હોઈએ, અને ખપત વધે એમ ઇચ્છતા હોઈએ તો વપરાશની વસ્તુઓ નાશવંત હોય છે તે વાતનો વિનિમયના આપણા સાધન સાથે મેળ બેસાડવો પડશે. સંગ્રહખોરીને બદલે વપરાશને ઉત્તેજન આપવાથી સંપત્તિની વહેંચણી વધુ ન્યાયી થશે. આમ કરવાને માટે આપણે કિંમત વિશેના આપણા ખ્યાલો અંગત લાભની દૃષ્ટિએ નહીં પણ માનવતાની દૃષ્ટિએ કેળવવા પડશે અને સુધારવાના રહેશે. આપણે આપણી ખરીદી ખૂબ મર્યાદિત ક્ષેત્રમાંથી કરવી જોઈશે અને દૂર દૂરના મુલકમાંથી આવતી વસ્તુઓ ખરીદવાનું બંધ કરવું પડશે.

વસ્તુવિનિમયના મૂળમાં રહેલી ભાવનાને અમલી બનાવવાને માટે આપણી નાણાંપદ્ધતિની નવેસર રચના થાય ત્યાં સુધી રાહ જોવાની જરૂર નથી. વસ્તુવિનિમયનો મુખ્ય સિદ્ધાંત એ છે કે વિનિમયની સાંકળ ટૂંકી કરવી અને ઉત્પાદક અને ગ્રાહકને પાસે લાવવા. પણ નાણાં ઉપર રચાયેલી અર્થવ્યવસ્થાએ ઉત્પાદક અને ગ્રાહકની વચમાં કેટલાક અંકોડાઓ ઉમેરીને એ સાંકળને લાંબી બનાવી છે. સ્થાનિક ઉદ્યોગોને ઉત્તેજન આપીને આપણે આ અંતર ખૂબ ઓછું કરી શકીએ. વિનિમયનું ક્ષેત્ર જેમ નાનું તેમ આપણે વસ્તુવિનિમયની વધુ નજીક પહોંચી શકીએ, અને આર્થિક પ્રવૃત્તિનો બધો લાભ ઉત્પાદન તેમ જ ઉપભોગ કરનાર સમાજને મળી રહેશે એવી ખાતરી રાખી શકીએ. આમ જ્યારે આપણે આપણો વહેવાર સ્થાનિક ક્ષેત્રમાં મર્યાદિત કરી દઈએ છીએ ત્યારે નાણાં વાપરતા હોઈએ તો પણ આપણો વિનિમયનો વહેવાર લગભગ વસ્તુવિનિમયને ધોરણે ચાલતો હશે.

ઉત્પાદનમાં યોજનાનો અતિરેક થાય એટલે વ્યક્તિઓનું હિત થોડા માણસોના હાથમાં સોંપી દેવું પડે છે. આજે પ્રશ્ન ઉપભોગને દોરવણી આપવાનો છે. ગયા સૈકા દરમિયાન આપણે જોયું છે કે ઉત્પાદન પોતાનું હિત બરાબર સંભાળી શકે છે.

આર્થિક સ્વાતંત્ર્યથી પ્રજા પ્રજા વચ્ચે સમાનતા સ્થાપી શકાય. અસમાનતામાંથી યુદ્ધ જન્મે છે. પ્રચારકો જેને "આંતરરાષ્ટ્રીયત્વ" કહે છે તે ખરું જોતાં રાષ્ટ્રીય સાર્વભૌમત્વ (પોતાના રાષ્ટ્રને બધાં રાષ્ટ્રોનું ઉપરી બનાવવાની ઇચ્છા) હોય છે. યુરોપનાં રાષ્ટ્રો આવા રાષ્ટ્રીય સાર્વભૌમત્વને માટે મથી રહ્યાં

છે. દરેક રાષ્ટ્ર એવું સાર્વભૌમત્વ પ્રાપ્ત કરવાને ઇચ્છે છે. આથી જ ત્યાં યુદ્ધની તૈયારીઓ તડામાર ચાલી રહી છે. જ્યાં સુધી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની ધીરધારના આ યુગનો અંત લાવવામાં નહીં આવે, અને દરેક રાષ્ટ્ર પોતાના સ્થાનિક બજાર પૂરતાં જ પોતાનાં ખરીદ-વેચાણ મર્યાદિત નહીં કરે ત્યાં સુધી દુનિયાને શાંતિ મળવાની નથી. નાણાંના પાયા પર રચાયેલી અર્થવ્યવસ્થા આપણને ઊંડાં પાણીમાં ઘસડી ગઈ છે, અને તેણે બજારો એટલાં બહોળાં કરી મૂક્યાં છે કે તેમના ઉપર આપણો કાબૂ રહ્યો નથી. આ વલણને બહેકી જતું અટકાવવાનો સહેલો ઉપાય વસ્તુવિનિમય છે.

# પ્રકરણ ૧૪ મું

# આર્થિક તપાસ અને આયોજન

### जुदा जुदा प्रकारो

તપાસ અને આયોજન બધાં એક જાતનાં હોતાં નથી. એ બધાંમાં અંદર અંદર ઘણો ફેર હોય છે. સગવડને ખાતર આપણે એના ચાર વિભાગ પાડીશું. (૧) શાસ્ત્રીય, (૨) પ્રચારાત્મક, (૩) ચિકિત્સાત્મક, અને (૪) નિદાનાત્મક.

### शास्त्रीय तपास

જે માણસો શાસ્ત્રીય તપાસ હાથ ધરે છે, તેમની બીજી રીતે ગમે તેટલી તૈયારી હોય, તો પણ તેઓ ખુલ્લા મનથી નહીં પણ લાગણી વગરના કોરા મનથી વિષયનો અભ્યાસ કરે એવી અપેક્ષા રાખવામાં આવે છે. આવી તપાસમાં આંકડાઓ, પ્રમાણભૂત નિવેદનો અને બીજા દસ્તાવેજી પુરાવાઓવાળાં વિધાનોને આધારે પુરાવા ભેગા કરીને એકેએક વસ્તુ વિગતવાર પુરવાર કરવાની હોય છે. તપાસનું ખર્ચ કેટલું આવશે અને તેની વ્યવસ્થા શી થવાની છે એનો વિચાર કરવાનો હોતો નથી. તપાસ સર્વાંગસંપૂર્ણ થાય એ માટે ગમે તેટલો વખત લાગે તેની પરવા રાખવામાં આવતી નથી. આ તપાસોમાં શાસ્ત્રીય ચોકસાઈ એ જ એકમાત્ર હેતુ હોય છે. તપાસ કરનારની દૃષ્ટિ અનાસક્ત અને વિકારરહિત હોવી જોઈએ અને તપાસના વિષય સાથે તેનો અંગત સંબંધ હોવાની જરૂર માનવામાં આવતી નથી. તપાસનાં પરિણામ ઈશ્વરને સોંપી દેવાનાં છે, એમ મનાય છે.

/ ગામડાંના લોકો ગરીબ છે એ સાબિત કરવા માટે ગ્રંથો ભરી ભરીને આંકડા રજૂ કરવા પડે છે. ગામડાંના લોકો ભૂખે મરે છે એની ખાતરી કરવા ખાતર જહેમતભરી તપાસ કરવી પડે છે. ઉદ્યોગો લથડવા માંડ્યા છે એવું સિદ્ધ કરવા માટે લાંબા કાળથી ભુલાઈ ગયેલા ઐતિહાસિક દસ્તાવેજો ખોદી કાઢવા પડે છે. અને પછી સુંદર રીતે લખેલા ગ્રંથોમાં આ બધી તપાસની નોંધ રાખવામાં આવે છે.

જુદાં જુદાં શાહી કમિશનો અને સરકારી તપાસોના અસંખ્ય રિપોર્ટો આવ્યા છે. પરિણામની દૃષ્ટિએ એ બધા તદ્દન નકામા નીવડ્યા છે. અને બીજી આશા પણ ન રાખી શકાય. તપાસ કરનારા કોરાં મગજના હોવા જોઈએ એ શરત પૂરી કરવા માટે દૂર દેશાવરથી તદ્વિદોને લાવવામાં આવે છે. તેમને લોકો સાથે કશો સંપર્ક હોતો નથી કે તેઓ કશો સંપર્ક સાધવા ઇચ્છતા નથી. તેઓ એક પ્રકારના કૃત્રિમ વાતાવરણમાં ફરે છે અને અંતે સરકારી દફતરમાંનાં કબાટનાં ખાનાં પોતાનાં શુભ સૂચનો અને લાંબા લાંબા ઠરાવોથી ભરી આપવામાં મદદ કરે છે.

**પ્રચારાત્મક તપાસ**

જ્યારે અમુક ધારી રાખેલા પરિણામ પર પહોંચવાનું હોય છે ત્યારે હાથીને જેમ તેને માટે ખોદી રાખેલા ખાડા તરફ ચતુરાઈથી દોરી જવામાં આવે છે, તેમ લોકોને આગળથી ધારી રાખેલા નિર્ણય તરફ દોરી જવાની જરૂર પડે છે. જેમ કુશળતાપૂર્વક યોજેલાં ઢોલ, નગારાં અને બીજી યુક્તિઓ દ્વારા બહાર જવાના બધા માર્ગો બંધ કરી દઈને હાથીને સકંજા તરફ હાંકી જવામાં આવે છે તેમ અસાવધ માણસને અર્ધસત્યો અને હેતુપૂર્વક તૈયાર કરેલા આંકડાઓને આધારે કરેલી ચાલાકીભરી દલીલો દ્વારા તેણે કયા નિર્ણય ઉપર આવવું જોઈએ તે બતાવવામાં આવે છે. આવી તપાસમાં સમિતિના સભ્યો કોરાં મનથી તપાસ કરતા નથી, પણ નિર્ણયોથી ઠાંસેલાં અથવા અમુક હેતુ સાધવાના પૂર્વગ્રહથી ભરેલાં મનથી તપાસ શરૂ કરે છે. પ્રચારાત્મક તપાસ આવી હોય છે.

પહેલા પ્રકારની તપાસની પેઠે આમાં પણ જાદુગર જેમ પોતાનો હાથ-ચાલાકીનો ખેલ કરતાં પહેલાં પ્રેક્ષકોનું ધ્યાન અપ્રસ્તુત બાબતો તરફ દોરે છે, તેમ લોકોને આડે માર્ગે ચડાવી દેવા માટે ખૂબ અટપટી રીતો અખત્યાર કરવામાં આવે છે.

જે. એમ. કેઈનસ જેવા સામ્રાજ્યવાદી અર્થશાસ્ત્રીઓ, અથવા એમ. એલ. ડાર્લિંગ કે એફ. એલ. બ્રયાન જેવા સરકારના ખાંધિયાઓ આવી

તપાસોનું કામ ઉપાડે છે. એના હેવાલો પહેલા પ્રકારની તપાસ જેવા નિરુપદ્રવી ન પણ હોય; ઊલટું તેને પરિણામે જેમ હૂંડિયામણના દરની બાબતમાં બન્યું હતું તેમ ખરેખર નુકસાન પણ થાય.

## चिकित्सात्मक तपास

ચિકિત્સાત્મક તપાસનો હેતુ જ્ઞાન કે અનુભવ મેળવવાનો હોય છે. શસ્ત્રવૈદ્ય વ્યાખ્યાન આપતો હોય ત્યારે દરદી સાજો થાય એ તેણે જોવાનું નથી હોતું. પણ રોગનો અભ્યાસ કરવાનું તેનું કામ હોય છે. દરદી તો તેને મન અનેક વિગતોમાંની કેવળ એક વિગત છે, અને રોગ ઉપર ધ્યાન એકાગ્ર કરવાનું સગવડભર્યું સાધન થઈ પડે છે. આવી તપાસમાં પડેલા માણસો કાં તો વિદ્વત્તાપૂર્ણ ગ્રંથો રચવાની ઇચ્છા ધરાવનારા પંડિતો હોય છે, અથવા ડિગ્રીની છાપ મેળવવા મથતા વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ હોય છે. આવી તપાસ તેની ઉપયોગિતાનો કશો વિચાર કર્યા વગર પણ હાથ ધરી શકાય.

એ તપાસમાં તપાસને સ્થાને જવાનું ન પણ હોય; પુસ્તકાલય એ જ માહિતીનું મુખ્ય સાધન બને છે, અને ઉપરાંત સારી રીતે ઘડેલી પ્રશ્નાવલિ જેવી હકીકતો મેળવી આપે તે.

એમાંથી કોઈ પણ જાતનાં ભૌતિક પરિણામોની અપેક્ષા રાખવામાં આવતી નથી, એટલું જ નહીં તપાસની યોજના પણ તેટલા માટે થતી નથી. વ્યાખ્યાઓનું સ્પષ્ટીકરણ અને વિચારોનું પીંજણ કરતાં આવાં થોથાંઓથી આપણાં પુસ્તકાલયો ખીચોખીચ ભરેલાં હોય છે. આવાં પુસ્તકો મરેલાં અવતરેલાં બાળક જેવાં હોય છે. ઉપયોગની દૃષ્ટિએ એ તદ્દન નકામાં હોય છે.

## निदानात्मक तपास

નિદાનાત્મક તપાસ પોતાનું ધ્યાન રોગ ઉપર નહીં પણ રોગી ઉપર એકાગ્ર કરે છે. તેમાં ડૉક્ટર દરદીના બિછાના પાસે જાય છે તે કોરું મગજ લઈને નથી જતો, અથવા કોઈ પૂર્વગ્રહ લઈને નથી જતો, કે પોતાનું જ્ઞાન વધારવાના હેતુથી દરદીના અંગો છેદવા નથી જતો, પણ એ માંદા માણસને પાછો શી રીતે સાજોતાજો કરવો તે પ્રશ્ન ઉપર પોતાનું અનુભવી જ્ઞાનસમૃદ્ધ મગજ કામે લગાડવાને જાય છે. એમાં પૂર્વના અનુભવને વર્તમાન પરિસ્થિતિને લાગુ પાડવાના હેતુથી બધી તપાસ કરવામાં આવે છે. તપાસના વિષય સંબંધે તપાસ કરનારના મન પર શી અસર પડે છે, તે આવી તપાસને અંગે મહત્ત્વની વસ્તુ સમજવામાં આવે છે. ક્ષયરોગ ઉપર પુસ્તક લખવાનો કે એ ભૂંડા રોગ સામે બધા લોકોને સાવધાન કરવાનો કે પછી વધુ જ્ઞાન મેળવવાનો પણ એમાં હેતુ હોતો નથી.

આ વૃત્તિની અસર અલબત્ત આખી તપાસ ઉપર પડે છે. ડૉક્ટર રોગ સંબંધે બધું જાણે છે એમ માની લેવામાં આવે છે. આવો રોગ અસ્તિત્વમાં છે, અને માણસોને લાગુ પડી શકે છે, વગેરે બાબતો પુરવાર કરવાની તેને જરૂર નથી હોતી. આપણે માની લઈએ છીએ કે તે આ બધું જાણે છે. તેનો હેતુ તો ઝડપી ઉપાય શોધી કાઢવાનો છે. સમય અને ખર્ચ એ ધ્યાનમાં લેવા જેવી મહત્ત્વની બાબતો ગણાય છે. અને નિદાન અને ઉપચારનો રોગી સાથે ગાઢ સંબંધ હોય એ જરૂરનું મનાય છે. પરિણામ ઉપરથી ડૉક્ટરની કિંમત આંકવામાં આવે છે. તપાસ કરનારના વ્યક્તિત્વમાં ઘણી બધી વસ્તુઓ માની લેવામાં આવેલી હોય છે, અને તેના ઉપર પરિસ્થિતિની શી અસર થવાની છે તેનું ખાસ ધ્યાન રાખવામાં આવે છે. એ ખરું છે, કે પ્રશ્નો પૂછવા પડે છે, તાવ માપવો પડે છે, પણ એ બધાની પાછળ હેતુ એક જ હોય છે.

આ પ્રકારની તપાસનાં સારાં ઉદાહરણ જોવાં હોય તો ગાંધીજીએ અખત્યાર કરેલી પદ્ધતિ જોવી. વિતંડાવાદનાં ખોટાં બણગાં ફૂંક્યા વગર અને પંડિતશાહી પદ્ધતિ અખત્યાર કર્યા વગર તેઓ રોગ પારખી શકે છે અને તેનો ઉપાય સૂચવી શકે છે.

હવે આપણે આ પદ્ધતિમાં માણસો, ખર્ચની વ્યવસ્થા, કાર્યપ્રણાલી અને યોજના કેવાં હોવાં જોઈએ તેનો વિચાર કરીશું.

**माणसो**

જો કોઈ ડૉક્ટર પૂરતી તાલીમ અને તૈયારી વગર રોગીનું નિદાન કરવા નીકળે તો તે જેમ બેહૂદું ગણાય, તેમ કોઈ માણસે તપાસની પૂરી તૈયારી વગર તપાસ કરવાની અથવા યોજના સૂચવવાની ધૃષ્ટતા કરવી ન જોઈએ. જો કોઈ માણસને આપણે દરદીને તપાસવા બોલાવીએ ત્યારે તે મેડિકલ કૉલેજમાં રોગનાં લક્ષણોનો કક્કો શીખવા જાય તો આપણે તેની હાંસી નહીં ઉડાવીએ? આમ છતાં ઘણી સમિતિઓ આવા તદ્દન હાસ્યાસ્પદ પ્રકારની બનેલી હોય છે. જે માણસો આપણા દેશ કે લોકો વિશે કંઈ જ જાણતા નથી તેમને તેમાં નીમવામાં આવે છે. કમનસીબની વાત તો એ છે કે અર્થશાસ્ત્રના ઘણા અધ્યાપકોનો પણ લોકો સાથે જીવંત સંપર્ક હોતો નથી. તેઓ કદાચ શાહી કમિશનોના રિપોર્ટ છેડેથી મથાળા સુધી અવળા બોલી જઈ શકે એટલા તરબેજ હશે અને અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને લગતા સૂક્ષ્મ મુદ્દાઓનું સારું સરખું પીંજણ કરી શકતા હશે, પણ જ્યાં સુધી તેઓ સાચા હિંદથી દૂર રહેતા હોય ત્યાં સુધી આ બધી હોશિયારીથી તેમનામાં કશી લાયકાત આવી જતી નથી.

આપણને કંઈ નાણાંશાસ્ત્ર, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર અને જીવનનાં બીજાં ક્ષેત્રોના ધુરંધરોનાં મોહક નામો કે શોભાના ગાંઠિયા નથી જોઈતા, પણ એ કાર્યને વરેલા માણસો જોઈએ છે. શાથી? કારણ કે તેઓ જો ઘટતી તૈયારી સાથે આવશે તો દેશની અસલ પરિસ્થિતિની સાબિતીની તેમને જરૂર નહીં રહે. તેઓ જો એ પરિસ્થિતિને બરાબર ઓળખતા હોય તો પછી એક જ માર્ગ રહે છે, અને તે લોકોની સ્થિતિ સુધારવાનો. એ મુખ્ય હેતુને ધ્યાનમાં રાખીને તેને સિદ્ધ કરે એવી કાર્યપ્રણાલી પસંદ કરવામાં આવશે.

કામ કોઈ સમિતિને સોંપવામાં આવ્યું હોય તો તે સમિતિના એકેએક સભ્યે પોતાનો ફાળો આપવો જોઈએ. એ સમિતિ જે સેવા બજાવશે અને તેમાંથી જે ગૌરવ મળશે તે સિવાય એવી સમિતિના સભ્યપદમાં કોઈ જુદું ગૌરવ સમાયેલું હોવું નથી, અને એમાંથી કંઈ સ્વાર્થ સાધવાનો પણ હોતો નથી. એટલે એવી સમિતિ નિષ્ઠાવાન કાર્યકર્તાઓની હોય એ જ યોગ્ય છે.

### खर्चनी व्यवस्था

આપણો દેશ ગરીબ છે, અને ગરીબી હળવી કરવા માટેની યોજના ઘડવાનું કામ જેમને સોંપવામાં આવે તે માણસો ગરીબાઈમાં વધારો કરીને કામ શરૂ કરે તો એના જેવી બીજી વિડંબના કઈ? સંપત્તિ જ્યારે ગરીબ માણસના હાથમાંથી તવંગર માણસના હાથમાં જાય છે ત્યારે તેનું માનવમૂલ્ય ઓછું થાય છે. સામાન્ય રીતે આવી તપાસ સમિતિઓમાં પ્રમાણમાં ખાધેપીધે સુખી કે પૈસાદાર માણસોને નીમવામાં આવે છે. અને જો એવી સમિતિનો ખર્ચ ગરીબો પાસેથી ઉઘરાવવામાં આવતા કરમાંથી થવાનો હોય તો રાષ્ટ્રીય સંપત્તિમાં એટલી ખોટ આવે છે. આથી, આવી સમિતિઓએ ખરેખર થતા ખર્ચ ઉપરાંત કશું જ લેવું ન જોઈએ, અને એવું ખરેખરુ ખર્ચ પણ બને તેટલું ઓછું કરવું જોઈએ. આવાં કામો કંઈ કમાણી કરવાના ધંધા નથી. આવાં કામોમાં જે અધિકારીઓનો ઉપયોગ કરવામાં આવે તેમણે પણ સમજવું જોઈએ કે તે કામોમાં પોતે રોકાયલા હોય ત્યારે મોટા મોટા પગારો અને ભારે ભથ્થાં લેવાં એ કેટલું બધું અસંગત છે. આ જ કારણથી કામનો ગાળો પણ બને એટલો ટૂંકો કરી નાખવો જોઈએ.

### कार्यप्रणाली

એ જ વિચારસરણી કાર્યપ્રણાલી સાદી હોવી જોઈએ એ વાત પુરવાર કરે છે. નક્કી કરેલા હેતુને પોષક નહીં એવાં બધાં કામ ટાળવાં જોઈએ. વિષયનો તદ્દન કોરા મગજથી અભ્યાસ કરવાનો બેહૂદો આશય રાખવામાં

આવ્યો ન હોય તો બહુ વિગતવાર પ્રશ્નાવલિની જરૂર ન હોવી જોઈએ. દર્દનાં તાત્કાલિક કારણો અને ચિહ્નો જાણવા માટે દાક્તર દર્દીને જેવા સીધા પ્રશ્નો પૂછે છે, તેવા સવાલો પ્રશ્નાવલિમાં હોવા જોઈએ, અને તે બને એટલા ઓછા હોવા જોઈએ, જેથી દર્દીને નકામી તાણ ન પહોંચે.

સમિતિ જે લોકોની સ્થિતિ સુધારવા માગતી હોય તે લોકોના ઘાડા સંસર્ગમાં સમિતિના સભ્યોએ આવવું જોઈએ. આમ કરવા માટે કદાચ તેમને ગામડાંઓમાં જઈને જાતે માહિતી મેળવવી પડે. જો સમિતિ પોતાની ફરજનો ગંભીરતાથી વિચાર કરે તો આ સંપર્ક જ તેમના કામના પાયારૂપ થઈ પડશે, કારણ કે એ સંપર્કરૂપી બીજમાંથી જ બીજાં બધાં કામો પાંગરશે. આવા આરંભબિંદુ વગર સમિતિના કાર્યનો કશો અર્થ જ નહીં રહે. દાખલા તરીકે જો આપણે 'ચાવીરૂપ ઉદ્યોગો' ની વાત કરતા હોઈએ તો સ્વાભાવિક રીતે જ પ્રશ્ન ઊઠે કે 'ચાવીરૂપ ઉદ્યોગો' કોને કહેવા? કયા ખજાનાની ચાવીની આ વાત છે? જો આપણે આમ જનતાનો ઉદ્ધાર કરવા મથી રહ્યા હોઈએ તો લોકોને બે પૈસા મળે એવું કામ શોધી આપવાના માર્ગો એ આપણો ખજાનો છે, અને ચાવીના ઉદ્યોગો એટલે લોકો જે ઉદ્યોગો કરતા હોય તેને જરૂરના હોય તે ઉદ્યોગો. સામાન્ય રીતે વપરાતા શબ્દોમાં અર્થ તો તે શબ્દોને જે દૃષ્ટિથી જોવામાં આવે તે દૃષ્ટિમાંથી આવે છે. સમિતિના સભ્યો જોઈતી તૈયારી કરીને કામે વળગશે એમ આપણે કલ્પી લીધું છે એટલે, હકીકતની બહુ વિગતવાર તપાસ કરવાની જરૂર નહીં રહે. સારી રીતે પસંદ કરેલા થોડા પ્રદેશો કે સમૂહોનો કાળજીપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો લોકોનાં સાચાં દર્દની તરત ખબર પડી જાય. આમ નમૂનારૂપ સ્થાનો કે સમૂહોની તપાસ કરવાથી સમય ઓછો જશે અને ખર્ચ પણ ઓછો આવશે. ઘણાં અનુમાનો તો વિગતવાર તપાસ પરથી નહીં પણ અનુભવમાંથી મેળવેલી માહિતીને આધારે કરવામાં આવે છે. જો કોઈ આગગાડીને મુંબઈથી કલકત્તા મોકલવાની હોય તો રસ્તે દરેક સ્ટેશને ઊતરનારા અને ત્યાંથી બેસનારા બધા મુસાફરોમાં કેટલા પહેલા વર્ગના છે. કેટલા બીજા વર્ગના છે, કેટલા ત્રીજા વર્ગના છે, તેમના દરેકના સામાનનું વજન કેટલા ઔંસ થાય છે. એવી બધી માહિતી આપણે આગળથી ભેગી કરતા નથી. જો આપણે એ રીતે ચાલીએ તો તો એકે ગાડી દોડી ન શકે. અને તેમ છતાં કેટલાંક શાહી કમિશનોએ માન્યું છે કે કામ કરવાની એ જ રીત છે, અને આથી તેઓ નકામાં નીવડ્યાં છે. આપણામાં આ શાસ્ત્રીય ભાસતી પદ્ધતિને અનુસરવાની વૃત્તિ પ્રબળ હોય છે. એ ગમે એટલી પ્રશંસાપાત્ર અને સાચી ભાસતી હોય તોયે આપણે એનાથી ચેતતા રહેવાની જરૂર છે.

**આયોજન**

પરિસ્થિતિની મન પર ઊઠેલી જરૂરી છાપ, તેમ જ માહિતી અને હકીકતો મેળવી લીધા પછી આપણે યોજના કરવાનું શરૂ કરવું જોઈએ. આખી યોજના વહેવારુ હોવી જોઈએ, અને તેમાં આકાશમાંનો ચાંદ હથેલીમાં બતાવવાની વાત ન હોવી જોઈએ. લોકોની તાત્કાલિક જરૂરિયાતોને લક્ષમાં રાખીને પહેલાં પગલાં ખૂબ સ્પષ્ટતાથી સૂચવવાં જોઈએ. જો સમિતિને કોઈ આદર્શ હશે તો તે યોજનામાં પ્રતિબિંબિત થશે. દાખલા તરીકે, કોંગ્રેસે વારંવાર જનતાના કલ્યાણ માટે કાર્ય કરવાનો આદર્શ પોતાની સમક્ષ રાખ્યો છે. એટલે કોંગ્રેસની કોઈ પણ સમિતિમાંથી આવતી કોઈ પણ યોજનાના કેન્દ્રમાં આમ જનતાનું હિત હોવું જોઈએ, એટલે કે તેમાં દૃષ્ટિ આર્થિક યોજનાને એ રીતે સંકલિત કરવાની રહે કે જેથી લોકો પોતાની આર્થિક સ્થિતિ મજબૂત બનાવી શકે, અને આગળ બતાવ્યું છે તે પ્રમાણે ચાવીરૂપ ઉદ્યોગોનું સંગઠન જનતાની જરૂરિયાતો પૂરી પાડવાની દૃષ્ટિએ કરવામાં આવે.

દરેક ઉદ્યોગનો કાળજીપૂર્વક અભ્યાસ કરીને અને તેની વિવિધ ક્રિયાઓનું પૃથક્કરણ કરીને શોધી કાઢવું જોઈએ કે કયું કામ ઉપાડવાને કોણ લાયક છે. દાખલા તરીકે, આપણે જો કાળજીપૂર્વક પૃથક્કરણ કરીશું તો માલૂમ પડશે કે કાચાં ચામડાંને કેળવીને તૈયાર કરવામાં ઘણી ક્રિયાઓ રહેલી છે; તેમાંની કેટલીક એવી છે, જેના ઉપર વ્યક્તિગત ધ્યાન અપાવું જોઈએ અને કેટલીક એવી છે જે સરકારે માથે લેવી જોઈએ. મડદાને તરતોતરત ચીરી નાખીને ચામડાને વગર વિલંબે મીઠું દઈ દેવું જોઈએ. મીઠું દેવામાં સહેજ પણ વિલંબ થાય તો ચામડું સડવા માંડે છે. સડેલા કાચા ચામડામાંથી સારું પાકું ચામડું નીકળતું નથી. મડદાને ઢસડવામાં આવે તોયે ચામડાને એવું નુકસાન પહોંચે છે, જે પાછળથી સુધરી શકતું નથી. દેખીતા નુકસાનના પ્રમાણમાં એ ચામડાની વપરાશની દૃષ્ટિથી કિંમત અનેકગણી ઓછી થઈ જશે. કેળવવાની ક્રિયામાં વખત બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. ચમાર કોમની આર્થિક સ્થિતિ ખરાબ છે, અને આજે વ્યવસ્થા એવી છે કે બધો બોજો તેમને માથે આવી પડે છે. પરિણામ એ આવે છે કે પકવવાની ક્રિયાને પૂરતો વખત આપી શકાતો નથી. આથી આપણાં ચામડાં નબળાં ઊતરે છે અને એ રીતે રાષ્ટ્રીય સંપત્તિ વેડફાઈ જાય છે. કાચાં ચામડાંને રાષ્ટ્રીય સંપત્તિ ગણવી જોઈએ અને એની કિંમતમાં ઘટાડો કરે એવી જે કોઈ વસ્તુ હોય તે તરફ સરકારે ધ્યાન આપવું જોઈએ. યોજના જો યોગ્ય રીતે કરવામાં આવે તો તેમાં મડદાં ચીરવાના કામ ઉપર દેખરેખ રાખવાની

જવાબદારી સરકારે ઉઠાવવી જોઈએ, મીઠાનો ઇજારો સરકારનો છે એટલે તેણે કાચાં ચામડાંની જાળવણી માટે વગર જકાતે મીઠું પૂરું પાડવું જોઈએ, કમાવવાના મસાલા સોંઘા મળે એવી ગોઠવણ કરવી જોઈએ, બહારની હરીફાઈથી એ ઉદ્યોગનું સંરક્ષણ કરવું જોઈએ અને ચમાર કોમને આર્થિક તાણમાંથી રાહત આપવી જોઈએ. આમ ઉત્પાદનનાં જુદાં જુદાં કામોને સંકલિત કરીને તે બધાં સરકાર અને લોકો વચ્ચે વહેંચી નાખવામાં આવે, અને જે પક્ષ જે કામ ઉત્તમ રીતે કરી શકે, તે તેને સોંપવામાં આવે; એનું નામ યોજના. ઉત્પાદનની ક્રિયાની આવી વહેંચણી કર્યા વગર યોજના થઈ જ ન શકે, અને એવી યોજના કરવા માટે પહેલી જરૂર વિધિસરના સરકારી નિયંત્રણની છે.

પણ રાજ્યતંત્ર ઉપર લોકોનો કાબૂ નથી, તેથી અ. હિં. ચ. સંઘ અને અ. હિં. ગ્રા. સંઘે સરકારની જગ્યા લીધી છે અને સંગઠન કરવું, ખર્ચની વ્યવસ્થા કરવી, માલનાં ધોરણ મુકરર કરવાં, વેચાણની વ્યવસ્થા કરવી, શોધખોળ કરાવવી, ઔદ્યોગિક કેળવણી આપવી, અને માહિતીનો ફેલાવો કરવો વગેરે જે સરકારનાં કામો છે તે કાયદાની સત્તા વગર ખાનગી પ્રયત્નો દ્વારા જેટલે અંશે બજાવી શકાય તેટલે અંશે બજાવવા મથી રહ્યા છે. ઉદ્યોગોને જે સંરક્ષણ કાયદાએ આપવું જોઈતું હતું તે સંરક્ષણ પણ 'દેશપ્રેમ' અને 'લોકમત'ની મદદથી આ સંઘો મર્યાદિત પ્રમાણમાં આપી રહ્યા છે.

આર્થિક આયોજન હેઠળ કામ કરવું એ પ્રયોગશાળામાં કામ કરવા જેવું છે — એમાં કૃત્રિમ રીતે પેદા કરેલી પરિસ્થિતિમાં કામ કરવાનું હોય છે અને બદલાતા સંજોગો પ્રમાણે એ પરિસ્થિતિને બદલાતાં પણ વાર લાગતી નથી. આથી, રાષ્ટ્રવ્યાપી આર્થિક આયોજન સફળ કરવું હોય તો સંપૂર્ણ સ્વાતંત્ર્ય હોવું જ જોઈએ, કે જેથી નાણાં, લશ્કર અને રેલવે ઉપર કાબૂ રહી શકે. એવી સત્તા વગર આયોજન કરવા નીકળવું એ રાષ્ટ્રના પ્રશ્નો સાથે રમત કરવા બરોબર છે.

# પ્રકરણ ૧૫ મું

## સુયોજિત અર્થવ્યવસ્થા

યોજનાપૂર્વકની અર્થવ્યવસ્થા પશ્ચિમમાં નવી વસ્તુ છે અને મોટે ભાગે સોવિયેટ રશિયાએ જ એને પ્રસિદ્ધિ આપી છે, જ્યારે પૂર્વની યોજના-પૂર્વકની વ્યવસ્થા ઉપર યુગ યુગાંતરોની ધૂળ છવાઈ ગઈ છે. હિંદુસ્તાનની આખી સમાજવ્યવસ્થા એક સુયોજિત અર્થવ્યવસ્થા છે અને તે હજારો વર્ષોથી ચાલતી આવેલી છે. તેણે આટઆટલાં સૈકાંઓ સુધી આપણને જે આટલી સારી રીતે કામ આપ્યું છે તે તેના યોજકોની દીર્ઘદૃષ્ટિ અને એ જે સિદ્ધાંતો ઉપર રચાઈ છે તેની સંગીનતાનો પુરાવો આપે છે હિંદુ વ્યવસ્થા જીવનનાં બધાં એટલે કે રાજકીય, સામાજિક, ધાર્મિક અને આર્થિક ક્ષેત્રોને આવરી લે છે, જ્યારે રશિયાનો પ્રયોગ મુખ્યત્વે કરીને આર્થિક ક્ષેત્રમાં જ મર્યાદિત છે. જ્યારે હિંદુસ્તાન જેવા વિશાળ દેશમાં એ બહુમુખી હિંદુ યોજના અમલમાં મૂકવામાં આવી હતી તે પ્રાચીન કાળની સંદેશ અને વાહનવ્યવહારની દુર્ગમ મુશ્કેલીઓનો આપણે વિચાર કરીએ તો આજની રશિયાની યોજના તો બાળકોની રમત જેવી લાગે છે.

### હેતુ

કોઈ પણ યોજનાના ગર્ભમાં અમુક ચોકસ હેતુ રહેલો હોય છે, જેને સિદ્ધ કરવા તરફ આખા રાષ્ટ્રની બધી પ્રવૃત્તિઓને વાળવામાં આવે છે. આથી કરીને આપણી આગળ આપણું ધ્યેય સ્પષ્ટ હોય, એ આવશ્યક છે. ઝારના અમલની પૂર્વભૂમિકાને કારણે, રશિયાના પ્રયોગમાં જે ધ્યેય નક્કી કરવામાં આવ્યું હતું તે અમુક એક વર્ગના ભૌતિક સુખની સિદ્ધિનું હતું. પહેલાંના અમીરોની પેઠે સમૃદ્ધિમાં રહેવું, એ એક વિચાર આગળ બીજા બધા વિચારો ગૌણ બની ગયા હતા.

આપણા દેશમાં બેવડી ભૂમિકા છે: અહિંસાની તત્ત્વદૃષ્ટિ, જેના પાયા પર પ્રાચીન યોજના મંડાયેલી હતી, અને બ્રિટિશ સામ્રાજ્યવાદનું બંધન. આ બે વસ્તુઓને પરિણામે આપણે ગાંધીજીને અહિંસક માર્ગે સ્વાતંત્ર્ય માટે લડતા જોઈએ છીએ. વ્યક્તિનું સ્વાતંત્ર્ય એટલે જે સાચું હોય તે કરવાનું, પોતાની મેળે વિચાર કરવાનું અને પોતાના વિચારો પ્રગટ કરવાનું તેમ જ

પોતાને જેમ ઠીક લાગે તેમ પોતાની મેળે કામ કરવાનું સ્વાતંત્ર્ય. માનવ-સમાજમાં સ્વાતંત્ર્ય એટલે ઇચ્છામાં આવે એમ વર્તવાની છૂટ નથી; એમાં ફરજો, હકો અને મર્યાદાઓ બધું આવી જાય છે. બીજાઓ પ્રત્યેની આપણી ફરજોને લીધે આપણા હકો ઉપર અંકુશ મુકાય છે. જ્યાં આ અંકુશ કોઈ બહારના બળથી મૂકવામાં આવે છે ત્યાં સમાજવ્યવસ્થાનો પાયો હિંસાનો હોય છે, અને તેને લશ્કર, નૌકાબળ, હવાઈદળ અને પોલીસ ઉપર આધાર રાખવો પડે છે. પણ જ્યાં એ અંકુશ સમાજના અંતરંગમાંથી આવે છે ત્યાં સમાજ અહિંસાના અને પોતાના પાડોશીઓ પ્રત્યેની ફરજના ભાનના પાયા ઉપર રચાયેલો હોય છે.

હિંસાના પાયા ઉપર રચાયેલા સમાજમાં વાસ્તવિક રીતે ઝાઝી સ્વતંત્રતા હોતી નથી મધ્યવર્તી સત્તાના હુકમનું પાલન કરવામાં ચૂકનાર નાગરિકના માથા ઉપર લાઠી ઝઝૂમતી હોય છે. આ રીતે જે આજ્ઞાપાલન કરાવવામાં આવે છે તે ભયનું પરિણામ હોય છે અને એમાંથી અંતે દ્વેષ અને શંકા જન્મે છે. જર્મની અને ઇટાલી જેવાં આજનાં અત્યંત સંગઠિત રાજ્યતંત્રોમાં નાગરિકો એક પ્રકારના ગુલામો હોય છે, જો કે તે બધા કોઈ એક વ્યક્તિના નહીં પણ ગૌરવાન્વિત રાજ્યતંત્રના ગુલામો હોય છે. રાજ્યતંત્ર ત્યાં લોકોની સેવાનું સાધન નથી, ઊલટું લોકોને રાજ્યતંત્રની સેવા ઉઠાવવી પડે છે. ભય, દ્વેષ અને શંકાના વાતાવરણમાં સાચું સ્વાતંત્ર્ય કદી ખીલી ન શકે

સાચું સ્વાતંત્ર્ય લોકોના વિકાસને પોષક હોવું જોઈએ. એની અસર નીચે માણસની પશુતા ઘટવી જોઈએ અને માણસાઈ વધવી જોઈએ, હિંસા ઘટવી જોઈએ અને ધર્મનું ભાન વધવું જોઈએ, સ્વાર્થવૃત્તિ ઘટવી જોઈએ અને પરાર્થવૃત્તિ વધવી જોઈએ. સાચા સ્વાતંત્ર્યની કસોટી જ આ છે જે કોઈ સંગઠનનો આધાર લોકોને લશ્કરી શિસ્ત નીચે રાખવા ઉપર હોય છે, તે તેમના વિકાસને રૂંધે છે, અને તેમની પ્રગતિમાં બાધારૂપ નીવડે છે. કૃત્રિમ વાતાવરણમાં થયેલા વિકાસની તાત્કાલિક અસર ગમે તેટલી આકર્ષક લાગતી હોય તોયે તે અંતે તો કૃત્રિમ વસ્તુ હોય છે અને કૃત્રિમ પરિસ્થિતિ નાબૂદ થતાંની સાથે લોપ પામે છે. આપણે જો સાચી વસ્તુ મેળવવા માગતા હોઈએ તો તેને પોતાની રીતે ખીલવાને પૂરતો સમય આપવા જેટલી ધીરજ કેળવવી જોઈશે. હિંસક ઉપાયો કદાચ ઝડપી પરિણામ લાવી શકે, પણ એવાં પરિણામો ટકતાં નથી, ક્ષણિક હોય છે. અહિંસક સમાજની રચના કરવાને માટે હિંદુસ્તાનમાં સૈકાઓ થયાં પાયો નંખાતો આવેલો છે. આપણે જો આપણા સમાજની પુનર્ઘટના એ પાયા ઉપર કરીશું તો આપણી સંસ્કૃતિ સાચી બનશે. એ એક દુ:ખની વાત છે કે જાપાને આપણા જેવી સંસ્કૃતિને છોડી

દઈને ભભકભરી અને કેળવેલી બર્બરતાને અપનાવી છે. શું આપણે પણ એ માર્ગે જવું છે? કે પછી રવીન્દ્રનાથે નીચેની પંક્તિઓમાં જેની ઝાંખી કરાવી છે તે સ્વાતંત્ર્યની શોધમાં આપણે જઈશું?

ચિત્ત જ્યાં ભયશૂન્ય છે,
શિર જ્યાં ઉન્નત રહે છે,
જ્ઞાન જ્યાં મુક્ત છે,
ઘરઘરના વાડાઓએ જ્યાં રાતદિવસ વસુધાના નાના નાના ટુકડા કરી
મૂક્યા નથી,
વાણી જ્યાં સીધી હૃદયના ઝરણમાંથી વહે છે,
કર્મનો પ્રવાહ જ્યાં અનિવાર રીતે દેશે દેશે અને દિશાએ દિશાએ
અજસ્રપણે સહસ્રવિધ સફળતા પ્રતિ ધસે છે,
તુચ્છ આચારની મરુની રેતી જ્યાં વિચારનાં ઝરણાંને ગ્રસી લેતી
નથી—પૌરુષને શતધા છિન્નભિન્ન કરી નાખતી નથી,
હમેશાં તું જ્યાં સકલ કર્મ, વિચાર અને આનંદનો નેતા છે,
ત્યાં—તે સ્વાતંત્ર્ય સ્વર્ગમાં,
તારે પોતાને હાથે નિર્દય આઘાત કરીને,
હે પિતા,
ભારતને જગાડ.

## સાધનો

આપણે ઉપર વર્ણવેલું ધ્યેય શી રીતે પ્રાપ્ત કરીશું? આ પહેલાંના એક ખંડમાં આપણે જોઈ ગયા કે આપણું ધ્યેય અહિંસક સમાજમાં વ્યક્તિના સ્વાતંત્ર્યનું છે. આપણા લોકોની અહિંસક સંસ્કૃતિની અમુક ભૂમિકા તો છે જ, એટલે આપણે એને વધારે વિકસાવવાના ઉપાયો શોધવાના રહે છે. હિંસક-માર્ગો આપણને ત્યાજ્ય છે. એટલે વ્યક્તિનો વિકાસ સાધવા માટે આપણે કેળવણીના અને સંસ્કારના ઉપાયો લેવાના છે. આત્મશાસન અને આત્મસંયમનાં પેડાં ઉપર જ આવો સમાજ ચાલી શકે. એટલે આપણે એ હેતુ સાધવામાં મદદરૂપ થઈ પડે એવા માર્ગો ગોઠવવાના છે આ ગુણો મોટા પુરુષાર્થ વગર પ્રાપ્ત થઈ શકતા નથી. લોકોને તાલીમ આપી આપીને એ ગુણોની ખિલવણી કરવાની રહી. પ્રચાર અને મનોરંજન સાધન તરીકે ગમે તેટલાં ઉપયોગી હોય તો પણ રેડિયો અને સિનેમા જેવાં સાધનો સંસ્કૃતિના વિકાસમાં આપણને કામ નહીં આપે. કારણ એમાં જો સારામાં સારું પરિણામ લાવવું હોય તો જેમને આપણે સંસ્કારી બનાવવા માગીએ છીએ તે પણ કેવળ નિશ્ચેષ્ટ ન

રહે અને સાધનોને સક્રિય સહકાર આપે એ ખૂબ જરૂરનું છે. રેડિયો ઉપર ઉત્તમોત્તમ સંગીત સંભળાવી સંભળાવીને આપણે કોઈને સંગીતકાર નહીં બનાવી શકીએ. એને માટે તો તે માણસે વરસોનાં વરસો સુધી પોતાના ગળાની સાથે અને વાદ્યોની સાથે મથામણ કરવી પડે છે, અને ત્યાર પછી તે સારા સંગીતકાર તરીકે લોકો સમક્ષ આવે છે. ઉપરચોટિયો અનુભવ કે જ્ઞાનથી સંસ્કારિતા આવતી નથી. જ્યારે અનુભવ અર્ધસુપ્ત માનસ સુધી વ્યાપી જાય છે ત્યારે જ સંસ્કારિતા આવે છે ને દૃઢ થાય છે. આ પ્રક્રિયાની સિદ્ધિને માટે વખત અને મહેનતની જરૂર પડે છે, પણ તેનાં પરિણામો સ્થાયી હોય છે અને તેની પાછળ લીધેલી મહેનતનો પૂરેપૂરો બદલો વાળી આપે છે. જો રાષ્ટ્ર અહિંસક સંસ્કૃતિ સિદ્ધ કરવાને ઇચ્છતું હશે તો તેણે સમજપૂર્વક ભારે જહેમત ઉઠાવવી પડશે.

ચાંચિયાગીરીમાંથી વિકસેલા સામ્રાજ્યવાદમાં હિંસાની કળામાં કેળવાયેલા માણસોને સમાજમાં ઊંચામાં ઊંચી પ્રતિષ્ઠા આપી તેમનું ગૌરવ કરવાની જરૂર પડે છે. પણ અહિંસક સમાજમાં આપણે બધા પ્રકારની હિંસા અને મિલકતનો ત્યાગ કર્યો છે, અને સેવાની દીક્ષા લીધી છે આપણે શાશ્વત મૂલ્યો ઉપર રચાયેલું સંસ્કૃતિનું ધોરણ મુકરર કરવાનું છે. સ્વાર્થ અને ભભકાભર્યા ભૌતિક જગતથી ઊંચે જવાનો આપણો પ્રયત્ન છે એટલે કેવળ પૈસાની કમાણીનું ધોરણ આપણને ઝાઝું ઉપયોગી નહીં થાય. અને સાધનને જ સાધ્ય માની લેવાના પ્રબળ પ્રલોભનથી આપણે ખૂબ ચેતતા રહેવાનું છે

રાજકીય સ્વાતંત્ર્ય આપણને મળી જાય અને તેનો જનતાના હિતમાં ઉપયોગ કરવાની આપણામાં શક્તિ નહિ હોય તો તે સ્વાતંત્ર્ય આપણે માટે અર્થ વગરનું થઈ પડશે. જો એ સ્વાતંત્ર્ય ટકાવી રાખવા માટે આપણે લશ્કરને શસ્ત્રસજ્જ રાખવું પડશે તો તે લશ્કરમાં રોકાયલા માણસોનું સ્વાતંત્ર્ય આપણે હરી લેવું પડશે એટલું જ નહીં, પણ આપણો અસલ હેતુ જ મૂળમાં રોળાશે. આથી આપણે સાધનોની પસંદગી કરવામાં પૂરતી કાળજી રાખવાની છે.

## સરકાર

રાજકારણનો હેતુ લોકોની સેવા કરવાનો છે. રાજકીય સાધનોથી આપણે રાજ્યતંત્ર ઉપર કાબૂ મેળવીએ છીએ અને સરકારી વહીવટનો ઉપયોગ લોકોને ઉપયોગી કામો કરવામાં કરીએ છીએ. રાજ્યની બાબતોમાં ઘણી વસ્તુઓ એવી હોય છે જેમાં દીર્ઘદૃષ્ટિની જરૂર હોય છે, અને તે વ્યક્તિઓ જે સંકુચિત સ્વાર્થદૃષ્ટિથી દોરવાય છે તેનાથી સ્વાભાવિક રીતે જ ઊલટી હોય છે. આથી, જે કામો રાષ્ટ્રના સર્વસાધારણ હિતમાં ઉપાડવાનાં હોય તે કેટલીક વાર

વ્યક્તિગત હિતનાં સીધાં વિરોધી હોય તોપણ જેઓ સમગ્ર રાષ્ટ્ર પ્રત્યે પોતાનો ધર્મ બજાવશે એવી ખાતરી હોય એવા માણસોના સમૂહને સોંપવામાં આવે છે.

આવા સમૂહના માણસો પોતાને મળેલા અધિકારનો ખોટો લાભ ઉઠાવવાનો પ્રયત્ન નહીં કરે; તેમને જે પગાર આપવામાં આવશે તે પણ કોઈ વિરલ શક્તિવાળા વેપારીને મળતા કલ્પનાતીત નફાને ધોરણે નહીં પણ ગામડાના સામાન્ય નાગરિકની કમાણીના ધોરણે ઠરાવવામાં આવશે. મધ્યપ્રાંતો અને વરાડની સરકારે કરેલી ઔદ્યોગિક તપાસ મુજબ ગામડાના માણસની સરેરાશ આવક માસિક લગભગ એક રૂપિયાની આવે છે. આવા લોકો પાસેથી ઉઘરાવેલા કરમાંથી જે લોકો તેમની સેવા કરે છે એમ મનાય છે તે માણસોને મહિને હજારોનો પગાર આપવો એ હડહડતો અન્યાય છે. સારામાં સારા ગ્રામોદ્યોગમાંથી પણ એક આખા કુટુંબને દર મહિને રૂા. ૭૫) થી વધુ કમાણી થતી નથી. આથી, પ્રાંતના કમિશ્નરને માટે રૂા. ૨૦૦) નો માસિક પગાર પણ સારો સરખો ગણાય. એમ થાય તો, બીજાં બધાં મહેનતાણાંનું ધોરણ પણ તેને અનુરૂપ રીતે નીચું ઊતરે. વકીલો, દાક્તરો વગેરેની ફી અને ઇજનેરો, શિક્ષકો અને બીજા સરકારી નોકરોના પગાર પણ એ ધોરણ ઉપર આવી જશે. આજે તો સરકારી નોકરોના બાદશાહી પગારો એવું એક ધોરણ ખડું કરે છે જેનો દેશની આર્થિક સ્થિતિ સાથે લગારે મેળ નથી. આ બેહૂદું ધોરણ જ બધા શિક્ષિતોને કારકુનના ધંધામાં હાંકી લઈ જાય છે. શિક્ષિત લોકો ગામડાંમાં રસ ધરાવતા થાય એવું જો આપણે ઇચ્છતા હોઈએ તો આપણા કારકુની માટેના આ આંજી દેનારા આકર્ષણમાં પલટો લાવવો પડશે. સરકાર નોકરીઓ આપનારી અને ખર્ચ કરનારી સૌથી મોટી સંસ્થા છે. એટલે તેની એ જવાબદારી છે કે પોતાનું ખર્ચ યોજના પુરઃસર કરીને નોકરીના ધોરણને ઇષ્ટ માર્ગે વાળવું. આપણી રાષ્ટ્રીય સરકારે આ વાત ધ્યાનમાં લેવાની છે. પગારની ટોચની મર્યાદા રૂા. ૫૦૦)ની ઠરાવીને કોંગ્રેસ સરકારે આ બાબતમાં શુભ શરૂઆત કરી હતી. આ પગલાંનું પૂરું રહસ્ય ઘણા સમજતા નથી. એનાં પરિણામો બહુ દૂરગામી છે.

### કામો

દેશમાં સુવ્યવસ્થા જાળવવા ઉપરાંત, સરકારે લોકોના ધંધાના મુખ્ય ભાગીદાર તરીકેનો મહત્ત્વનો ભાગ ભજવવાનો હોય છે. કેમ કે જંગલો, ખાણો, યાંત્રિક શક્તિનાં મૂળ, અને વાહનવ્યવહારના સંગઠન દ્વારા રાષ્ટ્રની આર્થિક પ્રવૃત્તિઓ ઉપર અંકુશ રાખીને તેને લાભ કે નુકસાન પહોંચાડી શકાય છે.

### जंगलो

જંગલો પ્રજાના ઉદ્યોગો માટે કાચો માલ મેળવવાનો અખૂટ ખજાનો છે. આપણા દેશની વનસમૃદ્ધિ પુષ્કળ છે, પણ તેની યોજના એવી નથી કરવામાં આવી કે જેથી લોકોને જ્યારે અને જે રીતે જોઈએ ત્યારે અને તે રીતે જોઈતી વસ્તુઓ મળ્યા કરે. જ્યારે સુથારને લાકડાની જરૂર પડે છે ત્યારે તે બજારમાંથી જેવું મળે તેવું લાકડું ખરીદી લાવે છે. એ લાકડું કેળવેલું હોતું નથી, એટલે તે જે વસ્તુ બનાવે છે તે કાં તો ફાટી જાય છે, કાં તો વળી જાય છે. લાકડાને કેળવવામાં વખત જાય છે, અને લક્કડ કેળવાય તેટલો લાંબો વખત સુધી સંઘરી રાખવા જેટલા પૈસા કે જગ્યા સુથાર પાસે હોતી નથી. આથી લાકડાં બજારમાં આવે તે પહેલાં જંગલમાં જ તેમને કેળવવાનું કામ જંગલખાતાએ કરવું જોઈએ. એ જ પ્રમાણે, જંગલમાંથી આવતી એવી તો બીજી હજારો વસ્તુઓ છે જેમના ઉપર અંકુશ રાખીને અને જેમનું નિયમન કરીને લોકોની જરૂરિયાત પૂરી પાડી શકાય અને તેમની આર્થિક પ્રવૃત્તિનું ધોરણ ઊંચી સપાટીએ ટકાવી શકાય. જંગલની વ્યવસ્થાની આ બાજુની આજે ઓછેવત્તે અંશે ઉપેક્ષા થાય છે. જંગલ કેટલી ઊપજ આપી શકે એમ છે એ જ સરકારને મન મહત્ત્વની વસ્તુ છે

### खाणो

ખાણો એ રાષ્ટ્રનો ગુપ્ત ખજાનો છે. જંગલો અને ખાણો વચ્ચે ફેર એટલો છે કે ખાણો ખોદાતાં ખોદાતાં ખૂટી જવાનો સંભવ હોય છે. આથી, તેમનો સારામાં સારો ઉપયોગ કરવાની કાળજી રાખવી જોઈએ ખાણ એટલે રાષ્ટ્રના લોકોની ભાવિ રોજી. જ્યારે કાચી ધાતુ દેશની બહાર મોકલી દેવામાં આવે છે ત્યારે દેશના લોકોનો વારસો બહારના લોકોને વેચી દેવામાં આવે છે એમ કહેવાય. કાચી ધાતુઓને ઘડીને તેમાંથી તૈયાર વસ્તુઓ બનાવવી એ લોકોનો જન્મસિદ્ધ હક્ક છે. આજે હિંદુસ્તાનમાં ઘણીખરી કાચી ધાતુઓ બહાર મોકલી દેવામાં આવે છે. આથી આપણે કેવળ લોકોની રોજી મેળવવાની તક ખોઈ બેસીએ છીએ એટલું જ નથી, પણ દેશને ગરીબ બનાવીએ છીએ. બીજા કાચા માલની પેઠે કાચી ધાતુમાંથી પણ કામ કરીને વપરાશમાં લેવાય એવો તૈયાર માલ બને તે પછી જ કાચી ધાતુનો વેપાર શરૂ થઈ શકે. જે કોઈ સરકાર દેશના કાચા માલને પરદેશ જવા દે છે, તે દેશની કુસેવા કરે છે. સ્વરાજ્ય સરકાર કાચા માલનો લોકોના હિતમાં પૂરો ઉપયોગ થાય એવી વ્યવસ્થા કરશે એટલું જ નહીં, પણ, લોકોને પોતે પોતાના ઉદ્યોગોમાં તે વાપરવામાં મદદ કરશે. સરકારી કાબૂ હેઠળ ચાલતા મોટા પાયાના ઉદ્યોગોનું ખરું કામ

જ આ છે. પોલાદનું કારખાનું પોલાદના સળિયા અને પતરાં ભલે બનાવે પણ ચાકીઓ અને નકૂચાઓ નહીં બનાવે. એ કામ તો ગામડાંના લુહારો માટે જ રાખવું જોઈશે.

### यांत्रिक शक्ति

દેશની જળશક્તિને નાથીને સોંઘી શક્તિ અને અજવાળું પૂરું પાડવાનું સરકાર માથે લઈ શકે. આ બાબત પણ સરકારના સીધા કાબૂ હેઠળ હોય એ ઇષ્ટ છે.

### वाहन वहेवार

રસ્તાઓ, નહેરો, રેલવેઓ, વહાણવટું વગેરે પૂરું પાડવાનું કામ સરકારનું છે. નહેરો ઓછી છે એ વાત જતી કરીએ તોયે લાંબા અંતરોએ લાવલઈજા કરવાનો ઇજારો રેલવેના રસ્તાઓ પાસે રહ્યો છે. માલની અવરજવર ઉપર ખૂબ કાળજીપૂર્વક યોજેલા પક્ષપાતપૂર્ણ ખાસ દરો દ્વારા અંકુશ રાખવામાં આવે છે. સાચું જોતાં લોકોને લાભ થાય એ રીતે આ થવું જોઈએ. આજે તો આપણી પાસે જે રેલવેઓ છે તેમણે કાચો માલ દેશની બહાર ઉસરડી જવામાં અને પરદેશી માલ દૂર દૂરનાં ગામડાંમાં પહોંચાડવામાં મદદ કરી છે. આ નીતિએ હિંદુસ્તાનના ઉદ્યોગોને પાયમાલ કરવામાં બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. હિંદુસ્તાનના મોટા ઉદ્યોગોમાંના એક તેલ પીલવાના ઉદ્યોગને લગતું એક જ ઉદાહરણ લઈએ. જો કોઈ માણસ સો મણ મહૂડાંનાં બી મધ્યપ્રાંતોમાંથી મુંબઈ લઈ જાય તો તેનું રેલવે નૂર રૂ. ૪૬–૬–૦ આવે છે, પણ જો અકોલામાં જ તેને પીલવામાં આવે તો એ સો મણ મહૂડાંનાં બીના ખોળને જ મુંબઈ મોકલવાનું નૂર રૂ ૭૭–૧૫–૦ થાય છે. આનો અર્થ એ થયો કે અકોલામાં ચાલતી ઘાણીને દર સો મણે કેવળ નૂરની બાબતમાં જ રૂ. ૩૧–૯–૦નો વધારાનો બોજો ઉડાવવાનો આવે છે, અને તેથી તેલીબિયાંનું વલણ મુંબઈ જવા તરફ રહે છે. આવા લગભગ દસ હજાર ખાસ દરો છે. રાષ્ટ્રીય સરકાર આ અન્યાયને પહેલી જ તકે દૂર કરશે, અને ગામડાંના લોકોની આર્થિક પ્રવૃત્તિને લાભકર્તા થઈ પડે એ રીતે વાહન વહેવાર ઉપર અંકુશ મૂકશે. રેલવે સારું સાધન હશે, પણ લોકોની રોજી પડાવી લઈને તેમને ગરીબ બનાવી દેવામાં તે ખૂબ અસરકારક રીતે વાપરી શકાય છે.

### कर

પોતાનું કામ ચલાવવા માટે સરકારને નાણાં મેળવવાં પડે છે. એ નાણાં કર દ્વારા આવે છે. જે કર ભરનારને પેટપૂર ખાવાનું પણ મળતું ન હોય તેના ઉપર કરનો બોજો અણઘટતો ભારે ન પડે એ બાબત

આપણે કાળજી રાખવાની છે. કર ઉઘરાવવામાં આવે ત્યાર પછી સરકારી ખર્ચ એ રીતે કરવો જોઈએ કે જેથી નાગરિકોની કર ભરવાની શક્તિ વધે. ગામડાંના લોકો પાસેથી કર વસૂલ કરવામાં આવ્યો હોય, અને શહેરોને લાભકર્તા થઈ પડે એવાં ખર્ચો તેમાંથી કરવામાં આવે તો પરિણામે લોકોમાં ગરીબી ફેલાય છે. આમાંથી ઊગરવાનું એક સાધન તે પગારોનું નિયંત્રિત ધોરણ છે, એ આપણે જોઈ ગયા; બીજો મહત્ત્વનો ઉગારાનો ઉપાય કર વસ્તુઓમાં ઉઘરાવવાનો છે. વસ્તુઓમાં કર ઉઘરાવવામાં ગમે તેટલી અગવડ પડતી હોય તોયે એ જાતનો વિનિમય રાષ્ટ્રીય આવકમાં થતું ગાળાનું નુકસાન બચાવી લે છે. (આજે ખેડૂત અનાજ વેચી નાણાં સરકારને ભરે છે અને સરકાર તે નાણાં પગારરૂપે આપે એટલે નોકરો તે નાણાંનું અનાજ ખરીદે છે. આમ ખેડૂતને અનાજ ઓછે ભાવે વેચવું પડે છે અને નોકરને વધુ ભાવે ખરીદવું પડે છે, એટલે રાષ્ટ્રને બે વાર થોડી થોડી ખોટ ખમવી પડે છે. એને બદલે જો ખેડૂત અનાજ જ ભરે અને સરકાર તે અનાજ નોકરોને આપે તો એ વચગાળાની ખોટ ન ખમવી પડે.) અમલદારોનો થોડો પગાર વસ્તુરૂપે ચૂકવી શકાય. ઘણાખરા મુસલમાન દેશોમાં એ જૂની પ્રથા હજી ચાલુ છે. વાયવ્ય સરહદનાં પઠાણ રાજ્યોમાં એ આજ સુધી બરાબર કામ આપતી આવી છે

**ખર્ચ**

જ્યારે કર એક વિસ્તારમાંથી ઉઘરાવીને બીજા વિસ્તારમાં ખર્ચવામાં આવે છે ત્યારે પહેલો પ્રદેશ ગરીબ બને છે. ખેડૂતો પાસેથી ઉઘરાવેલું મહેસૂલ જો નવી દિલ્હીમાં ઇમારતો બાંધવામાં ખર્ચાય તો તેથી દેશમાં જરૂર ગરીબાઈ ફેલાય. બને ત્યાં સુધી કરનાં નાણાં જ્યાંથી ઉઘરાવવામાં આવ્યાં હોય તે સ્થાનની બને તેટલી નજીકમાં ખર્ચાવાં જોઈએ. અમુક પરદેશી વસ્તુ સોંઘી છે એવો વિચાર ખાનગી વ્યક્તિ કદાચ કરે, પણ સરકારે કરવાનો નથી હોતો એમ મનાય છે. દેશી કાગળ મળતો હોય છતાં સરકાર જો કરનાં નાણાં સ્વીડનનો કાગળ ખરીદવામાં ખર્ચે, તો તે કર ભરનારના હિતની વિરુદ્ધ ગણાય સરકાર પરદેશી કાગળ એક આને ખરીદતી હોય અને દેશી કાગળ દોઢ આને મળતો હોય, તોયે આ મોંઘો ભાવ દેશની દૃષ્ટિએ વધુ કરકસરભર્યો ગણાય. કારણ કે પહેલા દાખલામાં એક આનો દેશની બહાર ચાલ્યો જાય છે. જ્યારે દેશી કાગળ ખરીદીએ તો તેમાંથી કર ભરનારને રોજી મળે છે, અને નાણાં ફરતાં રહે છે. આથી, સરકારનાં બધાં ખર્ચો, બની શકે ત્યાં સુધી જ્યાંથી કર ઉઘરાવવામાં આવ્યો હોય તે પ્રદેશમાં જ કરવાં જોઈએ.

### મોટા પાયાના ઉદ્યોગો

મોટા પાયાના ઉદ્યોગોથી અનેક માણસોનાં જીવન નિયંત્રિત થાય છે. કોઈ પણ સાચા પ્રજાતંત્રમાં કોઈ પણ ખાનગી વ્યક્તિના હાથમાં આ સત્તા હોવી ન ઘટે. આથી, બધા મોટા પાયાના ઉદ્યોગોની માલકી અને વ્યવસ્થા રાજ્યના હાથમાં હોવી જોઈએ. ઘણાખરા મોટા ઉદ્યોગો અમુક અમુક પ્રકારની સરકારી મદદ વગર ચાલી શકતા નથી. નૂરના દરોમાં કરવામાં આવતો ખાસ ફેર આપણે જોઈ ગયા. મોટા પાયા પરના ઉત્પાદન માટે બંદરો, ડક્કાઓ, કુરજાઓ, અને રેલવેઓ જેવી જાતજાતની સગવડો જોઈએ છે. આ સગવડો કરનાં નાણાંમાંથી પૂરી પાડવામાં આવે છે એટલે જો એનો લાભ ખાનગી પેઢીઓને આપવામાં આવે, તો તે ખાનગી નફા માટે ચાલતી પેઢીઓને જાહેર નાણાંમાંથી મદદ આપ્યા બરાબર થાય. એવું ન થવું જોઈએ. કરનાં નાણાં જાહેર હિતમાંજ ખર્ચાવાં જોઈએ. આ દૃષ્ટિએ જોતાં પણ એવા મોટા પાયા પરનો એકેએક ઉદ્યોગ રાજ્યને હસ્તક ચાલવો જોઈએ.

લોકોના ઉદ્યોગોમાં કાચા માલ તરીકે વાપરી શકાય એવી વસ્તુઓ કુદરતી ભંડારોમાંથી મેળવવા માટે મોટા પાયા પરના ઉદ્યોગોની જરૂર પડે છે. એવા કાચા માલનો કાબૂ ખાનગી વ્યક્તિઓના હાથમાં ન રહેવા દેવાય. આથી એવો એકેએક ઉદ્યોગ પણ સરકારના હાથમાં હોવો જોઈએ. અર્થકારણમાંના મોટા પાયાના ઉદ્યોગો અને રાજકારણમાંનું પ્રજાતંત્ર એ બે પરસ્પર ઊલટી વસ્તુઓ છે. પશ્ચિમના દેશોમાં આજે ચાલુ છે તેવું આર્થિક સંગઠન અસ્તિત્વમાં આવ્યું તે કાંઈ એક અકસ્માત નથી. તે દેશો એકહથ્થુ સત્તાની દૃષ્ટિએ વિચાર કરે છે તેનું એ પરિણામ છે. આથી રાજકીય ક્ષેત્રમાં ત્યાં સરમુખત્યારી અને આર્થિક ક્ષેત્રમાં એકકેન્દ્રી ઉદ્યોગોની હસ્તી જોવામાં આવે છે. આ બંને વસ્તુઓ અનિવાર્યપણે એકબીજા સાથે સંકળાયેલી છે અને એમાંની એક વગર બીજી નભી શકતી નથી.

આપણું ધ્યેય જો સાચી લોકશાહીનું હોય, તો રોજના વપરાશની વસ્તુઓના એકકેન્દ્રી ઉત્પાદનનો આપણે ત્યાગ કરવો જોઈશે. એનો અર્થ એવો નથી કે આપણું બધા જ એકકેન્દ્રી ઉદ્યોગોનો ત્યાગ કરવો. આપણે અત્યાર પહેલાં જોઈ ગયા તેમ, એવા ઉદ્યોગો માટે અમુક ચોક્કસ ક્ષેત્ર રહેલું છે, પણ તે બેશક મર્યાદિત છે. સરકારની માલકી તેમ જ વ્યવસ્થા હેઠળ ચાલતા લોકોને કાચો માલ, જાહેર સગવડો, અને ઉત્પાદનનાં ઓજારો પૂરાં પાડનારા ઉદ્યોગોની મર્યાદામાં પણ એ ઉદ્યોગો માટે વિશાળ ક્ષેત્ર પડેલું છે. જેમ કેટલીક દવાઓ નાની માત્રામાં લેવામાં આવે તો રોગ મટાડે છે અને

મોટી માત્રામાં લેવામાં આવે તો જીવલેણ ઝેર થઈ પડે છે, તેવી જ રીતે કેન્દ્રિત ઉદ્યોગોનો પણ લોકોને ચૂસવામાં ઉપયોગ ન કરતાં તેમનો લોકોની આર્થિક પ્રવૃત્તિઓ સાથે યોગ્ય સમન્વય સાધવામાં આવે તો લોકોને આશીર્વાદરૂપ થઈ પડે. આમ કરવું હોય તો એ ઉદ્યોગો હમેશ સેવાભાવે અને જરૂર પડ્યે ખોટ ખમીને પણ ચલાવવા જોઈએ. આ રીતે એમનું સ્વાભાવિક સ્થાન દેશના રાજ્યતંત્રના એક અંગરૂપે છે.

## આર્થિક પ્રવૃત્તિ

લોકોને પોતાની હાજતો પૂરી પાડવાની પ્રવૃત્તિ કરવાની છૂટ હોવી જોઈએ. આની યોજના કરવી સહેલી છે: નફો કરવાની વૃત્તિને અંકુશમાં રાખવામાં આવે તો આ ઉદ્યોગોને વ્યવસ્થિત કરવા માટેનું તે સારું સાધન બની શકે. દુનિયાની સામે આજે જે પ્રશ્ન છે તે ઉત્પાદનનો નથી પણ વહેંચણીનો છે. આથી, આપણે જે કોઈ ઉપાય લેવાનું નક્કી કરીએ તે આપમેળે સંપત્તિની ન્યાયી વહેંચણી કરે એવો હોવો જોઈએ.

### वहेंचणी

મૂઠીભર માણસો પાસે શું છે, તે જોઈને નહીં, પણ લોકોનો મોટો ભાગ કેટલે અંશે પોતાની હાજતો, ખાસ કરીને પ્રાથમિક જરૂરિયાતો સંતોષી શકે છે, તે પરથી રાષ્ટ્રની સંપત્તિનો ક્યાસ કાઢવો જોઈએ. આ દૃષ્ટિએ જોતાં, દેશમાં, કરોડપતિઓની સંખ્યામાં વધારો થાય એટલે દેશની સમૃદ્ધિમાં વધારો થયો એવું ફલિત થતું નથી. સંપત્તિની વહેંચણી મર્યાદિત થાય તેને પરિણામે સંપત્તિનો એવો સંઘરો થવા પામ્યો હોય તો, બેશક, આ વાતનો અર્થ કદાચ એથી ઊલટો જ હોય એમ બને. રાષ્ટ્રની આર્થિક સ્થિતિનો વિચાર કરતી વખતે આપણે તેના નાગરિકોમાં ખરીદશક્તિની વહેંચણી કેવી રીતે થયેલી છે તેના પર જ ધ્યાન આપવું જોઈએ. આપણે જો આ કસોટીએ જોઈએ તો જે સંપત્તિની વહેંચણી કરે છે તે ઉદ્યોગો જે થોડા માણસોને ધનના ઢગલા કરવામાં મદદરૂપ થઈ પડતા હોય તે ઉદ્યોગોના કરતાં સારા ગણાય. આનો અર્થ એ થયો કે કાપડની મિલો એકકેન્દ્રી હોઈને ધનનો સંચય કરવામાં મદદરૂપ થઈ પડે છે, માટે લોકોના હિતને હાનિકર્તા છે; અને ગૃહઉદ્યોગો સંપત્તિની વહેંચણી કરી આપે છે, માટે આપણા જેવા, જે દેશમાં મજૂરીની નહીં પણ મૂડીની ખોટ છે, તેમાં તેમનો જ સ્વીકાર કરવો એ વધારે સારું છે. આથી આપણે આર્થિક સંગઠનની જે પદ્ધતિ સ્વીકારીએ તેમાં આ વસ્તુનો વિચાર રાખવો જોઈશે.

ઉત્પાદનની એકકેન્દ્રી પદ્ધતિઓથી ધન અને સત્તા થોડા માણસોના હાથમાં એકઠાં થાય છે, અને તે પદ્ધતિઓમાં શરૂઆતમાં પુષ્કળ મૂડીની જરૂર પડે છે. આ છેલ્લી વસ્તુને કારણે એ સામાન્ય લોકોના ગજા બહારની વાત થઈ પડે છે, અને ઉદ્યોગ દ્વારા જ ધનની વહેંચણી થવી જોઈએ એ આપણી શરતને પૂરી કરતી નથી. મૂડીવાદી પદ્ધતિઓ અને ઉદ્યોગોના કેન્દ્રીકરણનો પાયો, મૂડી મળી રહેશે એવી માન્યતા ઉપર રચાયેલો હોય છે. પણ આપણા દેશમાં જ્યાં ધનનો સંઘરો વિરલ છે અને બધે ગરીબાઈ ફેલાયેલી છે, ત્યાં આપણે આપણા સંગઠનનો આધાર કમાણી ઉપર રાખવો પડશે. એનો અર્થ એ થયો કે આખી પદ્ધતિ બરાબર ચાલે તેનો આધાર લોકોની રોજ રોજની મજૂરી ઉપર છે. કુશળ કારીગરોએ બાંધેલા રાજમહેલોની મરામત કરવાને અને તેમને સંભાળવાને માટે કુશળ કારીગરોની જરૂર પડે છે, પણ માટીની ઝૂંપડી તો તેમાં રહેનાર માણસો જ પોતાની મજૂરીથી જ સાફ રાખી શકે. મહેલ બાંધવાના પૈસા મળી રહેવાના છે એવી માન્યતા મહેલોની યોજનાની પાછળ રહેલી છે જ્યારે ઝૂંપડી પાછળ આવી મજૂરી બધાથી થાય તેવી છે એ માન્યતા રહેલી છે.

### सुयोजित अर्थव्यवस्था

આરોગ્યનો આધાર જેમ સુયોજિત આહાર ઉપર હોય છે, તેમ સમાજના સ્વાસ્થ્યનો આધાર જુદા જુદા ધંધાઓની સમતુલા સાચવવા ઉપર રહેલો છે. એકેએક ગામમાં ગામની જરૂરિયાતો પૂરી પાડનાર થોડા કારીગરો હોવા જોઈએ. માણસને ખોરાકની મુખ્ય વસ્તુ એટલે કે રોટલા ઉપરાંત બીજી અનેક વસ્તુઓની જરૂર પડે છે. જો બધા જ લોકો ખેતી કરવા મંડી જાય તો સમાજની ઉત્પાદક શક્તિની ફાળવણી બરાબર ન થાય અને સમાજશરીરને પ્રજીવનકોની ઊણપથી લાગુ પડતા રોગો જેવા રોગ લાગુ પડે છે. હિન્દુસ્તાનમાં મુખ્ય મુશ્કેલી આ જ છે, દાખલા તરીકે, જૂના સોનીઓનો ધંધો ચાલ્યો ગયો છે, અને તેમના કુશળ હાથોને સડક બાંધવા માટે પથ્થર ફોડવા પડે છે હિંદી કારીગરની સૈકાઓ થયાં સંચિત થતી આવેલી કુશળતા આજે વેડફાઈ રહી છે, અને એ ખુદ માનવજાતની પ્રગતિનું નુકસાન છે. આજના જમાનાની જરૂરિયાતો બદલાઈ ગઈ છે એટલે જૂના જમાનાના સોનીઓનો ઉપયોગ જેની પુષ્કળ માંગ છે એવી ઘડિયાળ, કાંડાઘડિયાળ વગેરે જેવી વસ્તુઓ બનાવવામાં થઈ શકયો હોત. હિંદુસ્તાન આ વસ્તુઓ પરદેશથી મંગાવે છે અને પોતાના કારીગર સંતાનોને કામને અભાવે ભૂખે મારે છે.

**कार्य विभाग**

માણસ જે ધંધો કરતો હોય અને તેને અંગે રોજેરોજ તેને માથે જે કામો આવતાં હોય, તે એવાં હોવાં જોઈએ જેથી તેના વ્યક્તિત્વનો પૂરેપૂરો વિકાસ થાય. એકકેન્દ્રી પદ્ધતિઓ પ્રમાણે મુકરર ધોરણનો માલ પેદા કરવા માટે ઉત્પાદનની ક્રિયાઓના જે પેટા વિભાગો પાડી નાખવાની જરૂર પડે છે તેમાં મૌલિકતા કે પહેલ કરવાની વૃત્તિને કશો અવકાશ રહેતો નથી. એકકેન્દ્રી ઉદ્યોગોમાં મજૂર એક વિરાટ યંત્રનું કેવળ એક ચક્ર બની જાય છે અને તે પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ તેમ જ કાર્ય કરવાની સ્વતંત્રતા ગુમાવે છે.

આપણા દેશના લોકો અત્યંત ગરીબ છે. આપણે ત્યાં મજૂરો પુષ્કળ છે, મૂડી નથી. આથી અહિંસક સમાજની રચના મૂડીના પાયા પર નહીં પણ રોજની આવકના પાયા પર થવી જોઈએ. આ બધા વિચારોને અંતે અમે ઉત્પાદનની એવી પદ્ધતિઓની હિમાયત કરવાને પ્રેરાઈએ છીએ, જેમાં મૂડીની થોડી અથવા નહીં જેવી જ જરૂર હોય, અને જેને માટેનો કાચો માલ તથા જેના તૈયાર માલ માટે સ્થાનિક બજાર સહેજે મળી રહે. આપણી ગમે તેટલી ઇચ્છા હોય તો પણ આપણે આ બાબતોમાં ફેર પાડી શકવાના નથી, અને જે કોઈ યોજના આ બાબતોની અવગણના કરશે તે કદી સફળ થવાની નથી. આથી, આપણે તર્કની દૃષ્ટિએ એવી સ્થિતિએ પહોંચીએ છીએ, જેમાં લોકોના મુખ્ય ધંધાઓ તરીકે ગ્રામોદ્યોગને રાખવામાં આવ્યા હોય. આ અને 'મોટા પાયા પરના ઉદ્યોગો'ની ચર્ચા કરતાં ગણાવેલાં બીજાં કારણોસર અમે ઉત્પાદનની એકકેન્દ્રી પદ્ધતિઓની આપણા લોકોને માટે ભલામણ કરી શકતા નથી.

**अहिंसक स्वदेशी**

ભાષણો બાદ કરતાં, રાષ્ટ્રવાદના પ્રારંભના જમાનામાં, આપણી આર્થિક પ્રવૃત્તિને સાચી પ્રેરણા આપી બંગભંગને પરિણામે જાગેલી સ્વદેશી ચળવળે. તે વખતે સ્વદેશીનો ખ્યાલ કેવળ રાજકીય હતો એટલે કે, પરદેશમાં બનેલી વસ્તુઓ ન વાપરતાં દેશમાં બનેલી વસ્તુઓ વાપરવી. ગાંધીજી તરત જ સમજી ગયા કે હિંદુસ્તાનની પડતીનાં રાજકીય કરતાં આર્થિક કારણો વધારે છે, અને તેથી તેમણે એકલે હાથે હિંમતભેર રેંટિયાની પ્રવૃત્તિ શરૂ કરવાનો બોજો, અને તેના ઉપર વરસેલી મશ્કરી અને નિંદાની ઝડીઓ વેઠી લીધાં. આને લીધે ગામડાંમાં રહેલાં જીવનનાં બીજને સિંચન મળ્યું અને ગાંધીજીનો હિંદની આમ જનતા સાથે વજ્રલેપ સંબંધ બંધાયો. રેંટિયાની પ્રવૃત્તિને પરિણામે જ્યારે વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર શરૂ થયો, ત્યારે લોકો પોતાની જાત પર અંકુશો મૂકવાને ટેવાઈ ગયા અને એ અંકુશો બ્રિટનની પ્રબળ શક્તિએ

નાખેલી કોઈ પણ જકાત કરતાં વધુ પ્રબળ અને ભયંકર નીવડયા. અહિંસાની મોટી તોપે, માણસે હજી સુધી શોધેલી લાંબે અંતરે ગોળા ફેંકનારી કોઈ પણ તોપના કરતાં વધુ સચોટ રીતે માંચેસ્ટરના કિલ્લામાં ભંગાણ પાડયું.

રાજકીય સ્વદેશીનો અર્થ કદાચ એવો થાય કે અમુક રાજકીય કે ભૌગોલિક સરહદમાં બનેલો માલ વાપરવો. એમાં નૈતિક મૂલ્યોની કંઈ જરૂર ન પડે એમ બને. આવી ભાવનાથી પરદેશી માલનો બહિષ્કાર કરવામાં આવ્યો હોય તો તેમાંથી રાષ્ટ્રમાં પરસ્પર દ્વેષ જન્મે એમ પણ બને. પોતાના પાડોશીઓએ ન બનાવેલો હોય એવો કોઈ પણ માલ ન ખરીદવો એમાં આ જાતનો દ્વેષ રહેલો નથી, પણ એ લક્ષણ આપણી મર્યાદાનું દ્યોતક છે. રાજકીય બહિષ્કારમાંથી યુદ્ધ જાગે એવો સંભવ રહે છે, પણ સાચું સ્વદેશી પાડોશીઓને ભેગા આણશે. સાચું સ્વદેશી ઘરાક કે વાપરનારની ટ્રસ્ટી તરીકેની ફરજ અદા કરવા મથે છે. વસ્તુ ખરીદી અને તેના પૈસા ચૂકવ્યા એટલાથી વેપારી સોદો પૂરો થઈ જતો નથી. એ ઉપરાંત એમાં પોતાના માનવબંધુઓ પ્રત્યેના ધર્મનો વિચાર પણ સમાયેલો છે, એ યાદ રાખવું જોઈએ.

આપણામાં જો માણસ માણસ વચ્ચે સંબંધ જોડનાર પ્રીતિની ભાવના ન હોય તો કેન્દ્રીકરણનોયે કશો અર્થ નથી, ને વિકેન્દ્રીકરણનોયે કશો અર્થ નથી. આપણે ઘણી વાર સાંભળીએ છીએ કે જાપાન પણ પોતાની જરૂરિયાતો પૂરી કરવાને માટે ઘણે ભાગે ગૃહોદ્યોગની પદ્ધતિને અનુસરે છે, પરંતુ આપણે જે જોવાનું છે તે એ છે કે એ પદ્ધતિની અંતિમ અસર બધા લોકોનું ભલું સાધવામાં થાય છે કે નથી થતી. જો જાપાન ચીનનું શોષણ કરવામાં ગૃહોદ્યોગની પદ્ધતિની યોજના કરે, તો એકકેન્દ્રી ઉદ્યોગો જેટલી જ આપણને તે અસહ્ય થઈ પડે. થોડા વખત ઉપર ગાંધીજીએ અપ્રમાણિત ભંડારોમાંથી ખાદી ન ખરીદવી એવી જનતાને ચેતવણી આપી હતી. એમાં અને જાપાની પદ્ધતિમાં ફેર શો છે? પૈસાની દૃષ્ટિએ તો કશો ફેર નથી, પણ નીતિની અને માનવતાની દૃષ્ટિએ આભજમીનનો ફેર છે. અ. હિં. ચ. સંઘ કારીગરોને નિર્વાહપૂરતી મજૂરી મળવી જોઈએ એવો આગ્રહ રાખે છે. આથી, ચરખા સંઘની ખાદી એ પ્રામાણિક કાપડ હોય છે, તેની બનાવટની પૂરી મજૂરી તેની કિંમતમાંથી ચૂકવાય છે, જ્યારે બીજી ખાદી કારીગરોના શોષણમાંથી નીપજેલી હોય છે અને તેથી તેની બનાવટમાં માનવ દુઃખ સમાયેલું છે એમ કહેવાય. આથી, આપણે વિકેન્દ્રિત ઉદ્યોગોથી પણ ચેતતા રહેવાની જરૂર છે. જે માણસને વસ્તુની નૈતિક શુદ્ધતાની ખાતરી જોઈતી હોય તેણે તેની જાણમાં બનેલી વસ્તુઓ જ ખરીદવી જોઈએ. સ્વદેશીનો ગાંધીજીનો અર્થ આ છે.

ખર્ચ

ગૃહોદ્યોગની પદ્ધતિએ બનેલા માલની કિંમતનો ઘણો મોટો ભાગ મજૂરી ચૂકવવામાં જાય છે. કાચા માલની કિંમત જુઓ તો બહુ ઓછી હોય છે, પણ મિલમાં બનેલી વસ્તુઓમાં ઓછામાં ઓછું ખર્ચ મજૂરનું હોય છે અને મોટા ભાગનું ખર્ચ વ્યવસ્થાનું, વેચાણનું અને કાચા માલનું હોય છે. પશ્ચિમના કારખાનદારોની અર્થવ્યવસ્થાનો પાયો માલની ઓછી કિંમત રાખવા પર છે, પણ ખેતીપ્રધાન પ્રજાની સમૃદ્ધિ માટે ઊંચી કિંમત આવકારપાત્ર છે. ગૃહોદ્યોગની વસ્તુઓની કિંમત મોંઘી હોય તેથી સંપત્તિની વહેંચણીમાં મદદ થાય છે અને તેનો અર્થ એ થયો કે તે લોકોની સામાન્ય આબાદીમાં બહોળો ફાળો આપે છે.

સ્વાશ્રય

મૂડીવાદી પદ્ધતિના વિકાસનો આધાર તેના ઘરાકોની લાચારી ઉપર હોય છે. જેમ ઘરાક વધારે લાચાર તેમ મૂડીવાદને એવી ખાતરી વધારે રહે છે કે આપણું બજાર કાયમ છે. પોતાને કેવો માલ જોઈએ છે તે આગળથી જણાવવાની ઘરાકની શક્તિનો તે સદંતર નાશ કરે છે. ખરેખર પોતે પેદા કરેલા માલના ઘરાકોની પોતાને ગમતો માલ માગવાની શક્તિના નાશના પાયા પર મૂડીવાદની ઇમારતનું ચણતર થયેલું છે. ગૃહોદ્યોગમાં મુખ્ય જરૂર એ હોય છે કે ઘરાક પોતાને કેવો ને કયો માલ જોઈએ તે કહેતો થાય. આપણે એવી આશા રાખીએ છીએ કે દરેક જણ પોતાની સ્વતંત્ર સૂઝ કેળવે.

પ્રદર્શનો

મૂડીવાદની બજારવ્યવસ્થામાં પ્રદર્શનો વેચાણ આકર્ષવાને એટલે કે માલ કે વસ્તુ તૈયાર થયા પછી તેની માંગ વધારવાને માટે યોજવામાં આવે છે. આ સાચું જોતાં કુદરતી ક્રમને ઉલટાવી નાખવા બરાબર છે. ગાંધીજીની યોજનામાં પ્રદર્શનો પ્રૌઢશિક્ષણનું રૂપ લેશે, અને તેમાં કાચા માલમાંથી તૈયાર માલ બનતાં સુધીમાં થતી બધી ક્રિયાઓ લોકોની આગળ રજૂ કરવામાં આવશે. આવાં પ્રદર્શનોમાં એ પણ બતાવવું જોઈએ કે ક્રિયાઓમાં અને ઓજારોમાં કેવા કેવા સુધારા થયા છે અને થતા રહે છે. આવાં પ્રાસંગિક પ્રદર્શનોએ આખરે કાયમી સંગ્રહસ્થાનોનું સ્વરૂપ લેવું જોઈએ. મૂડીવાદી કારખાનદારો પોતપોતાના પ્રયોગો કરે છે, અને તેમનાં પરિણામોને બીજા ઉત્પાદકોથી છુપાવી રાખે છે, પણ આપણે તો આપણી પાસે જે કંઈ જ્ઞાન હોય તે પ્રદર્શનો દ્વારા કારીગરોને પહોંચે એવા પ્રયત્નો કરવાના છે.

માલ ખરીદ્યો ને તેના પૈસા ચૂકવ્યા એટલાથી કંઈ વેપારી સોદો પૂરો થઈ જતો નથી. જે માણસ માલ ખરીદે છે તે તે માલની સાથે સંકળાયેલું

નીતિઅનીતિનું પોટલું પણ સાથે બાંધે છે. કોઈ ચોરીનો માલ ખરીદે છે તો તે ચોરીમાં ભાગીદાર થાય છે. સંપત્તિની માલકીની જવાબદારી અને ટ્રસ્ટીપણું તે આ. આથી દરેકેદરેક ખરીદનારની ફરજ છે કે પોતાને જોઈતી વસ્તુઓ કેવી પરિસ્થિતિમાં તૈયાર થાય છે તે જાણી લેવું. વાંધાભરી પરિસ્થિતિમાં તૈયાર થતી વસ્તુ તે ખરીદે તો તે પણ તે પરિસ્થિતિના દોષનો ભાગીદાર બને છે. આથી, ખરીદનારની દૃષ્ટિએ પણ આવાં પ્રદર્શનો ગોઠવાય એ જરૂરનું છે. પ્રદર્શનો જો યોગ્ય રીતે ગોઠવવામાં આવે તો તેમાંથી લોકોને શિક્ષણ મળે અને તેઓ ખરીદનારની અને વાપરનારની શી ફરજો છે તે સમજતા થાય. વળી, પોતાને પસંદ પડે એવી પરિસ્થિતિમાં તૈયાર થયેલી જોઈતી વસ્તુઓ મળવાનો સંભવ ક્યાં ક્યાં છે તે દર્શાવીને તેમને પોતાની ફરજ અદા કરવામાં આ પ્રદર્શનો મદદરૂપ થઈ શકે.

# પ્રકરણ ૧૬ મું

# ઔદ્યોગિક કાર્યક્રમ

કોઈ પણ દેશમાં લોકોને ખોરાક અને બીજી પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવાને માટે જે સંગઠનની જરૂર હોય છે તેની ઉપેક્ષા ન થઈ શકે. આથી, ખેતી રાષ્ટ્રનો સૌથી મોટો ઉદ્યોગ હોવો જોઈએ. એ ધંધો જો કંઈક મળતર ફાજલ રહે એ રીતે ચલાવવો હોય તો આપણે વૈજ્ઞાનિક પદ્ધતિએ કુદરતનો બહોળો તેમ જ ઊંડો અભ્યાસ કરવો જોઈએ, કારણ એ ધંધો એવો છે જેમાં માણસ કુદરત તેમ જ પોતાના સંજોગો પર અંકુશ મેળવીને વધારેમાં વધારે ફળ મેળવવાનો પ્રયત્ન કરતો આવ્યો છે. આ કામ વ્યક્તિગત રીતે પાર પાડી શકાય તેવું નથી, કારણ કે એમાં પ્રયોગ કરવામાં પુષ્કળ સમય ખરચાય છે, અને ઘણી વાર તો કેવળ દીર્ઘાયુ લોકો જે આવરદા ભોગવવા પામે છે તે ત્રણ કોડી ને દસ વરસનું આખું આવરદા પૂરું થઈ જાય તોયે શરૂ કરેલા પ્રયોગો પૂરા થતા નથી. કોઈ કોઈ પાકમાં અમુક ખાસિયત દાખલ કરવા માટે જુદી જુદી જાતનાં મિશ્રણના પ્રયોગોની તો પેઢીઓ સુધી અજમાયશ થાય તે પછી જ વેપારી ધોરણે તે વહેવારમાં ઉપયોગી થાય છે. આવા પ્રકારનું કામ લોકોનાં હિતને ખાતર લોકોની સરકાર જ કરી શકે. અને એવા પ્રયોગો કરવામાં આવે ત્યારે પણ તેમનાં પરિણામો ખેડૂતોને સમજાવવામાં ન આવે, અને તેમને તેનો અમલ કરવામાં બધી રીતે ઉત્તેજન આપવામાં ન

આવે તો એ આખી મહેનત એળે જાય છે. માણસને કેવી પરિસ્થિતિમાં કામ કરવાનું હોય છે તેનો વિચાર કર્યા વગર કેવળ ઓજારોમાં સુધારા કરવાથી આ પ્રશ્નનો ઉકેલ આવવાનો નથી.

ખેતીથી બીજે નંબરે મોટામાં મોટો ઉદ્યોગ ઘણે ભાગે કાપડ બનાવવાનો ઉદ્યોગ ગણાય. આપણા દેશમાં ખેતીનું કામ માંડ છ માસ ચાલે છે, એટલે ખેતીના પૂરક ધંધા તરીકે આપણે કાપડના ઉદ્યોગની યોજના કરવી જોઈએ. આપણે ખેડૂતને તેના ફુરસદના વખતમાં કંઈ ઉપયોગી ઉત્પાદક મજૂરીનું કામ આપી શકીએ તો તેટલાથી જ એટલી બધી સંપત્તિ પેદા થઈ શકે, જેથી લોકોની ખરીદશક્તિમાં સારો એવો વધારો થાય. આ દિશામાં અ. હિં. ગ્ર. સંઘે આંકેલા કાર્યક્રમે પ્રયત્ન આદર્યા છે અને તેને ઠીક ઠીક સફળતા પણ મળી છે.

બીજા કેટલાક એવા ઉદ્યોગો છે જે કામ વગરનાં વધારાનાં માણસોને ખેતીમાંથી ખેંચી લઈને તેમને બીજું ઉપયોગી મજૂરીનું કામ આપે અને એ રીતે ખેતી ઉપરનો બોજો હળવો કરે. એવા ઉદ્યોગોના આપણે બે વિભાગ પાડી શકીએ: (૧) જે ઉદ્યોગોમાંથી નીપજતી વસ્તુઓની માંગ સાર્વત્રિક હોવાને કારણે જેમની અસર આખા દેશમાં પહોંચતી હોય તેવા અને (૨) કૌતુકની અને મોજશોખની વસ્તુઓ પૂરી પાડનારા.

## ગ્રામોદ્યોગો

આમાંના પહેલા વિભાગમાં આપણે એવા ધંધાઓનો સમાવેશ કરીશું જેમનો ખેતીની પેદાશના કાચા માલમાંથી ખાદ્ય પદાર્થો બનાવવાની સાથે સંબંધ હોય, જેમ કે, લોટ દળવો, ડાંગર છડવી, તેલ પીલવું, ગોળ બનાવવો વગેરે. એ પછી એવા ઉદ્યોગો આવે છે જે ખેડૂતને કમાણીના પૂરક ધંધારૂપ થઈ પડે, જેમ કે, મધમાખ ઉછેરવી, રેશમના કીડા ઉછેરવા, લાખ તૈયાર કરવી વગેરે. બીજા કેટલાક ધંધાઓ એવા છે જે અમુક અમુક કોમો સાથે સંબંધ ધરાવે છે, પણ આખા દેશમાં વ્યાપેલા હોય છે, જેમ કે, ચામડાં કમાવવાં, કાગળ બનાવવા, દોરડાં ભાંગવાં, ટોપલા ગૂંથવા, કુંભારકામ, ઈંટો પાડવી, નળિયાં બનાવવાં, સુથારકામ, લુહારકામ વગેરે. આ ધંધાઓને આપણે મુખ્ય ગ્રામોદ્યોગો કહી શકીએ.

## ગૃહોદ્યોગો

એ સિવાય, બીજા વિભાગમાં એવા ગૃહોદ્યોગો આવે છે જે મોજશોખની અને બીજી વસ્તુઓ ઉત્પન્ન કરે. એ વસ્તુઓની માંગ સાર્વત્રિક ભલે ન હોય, પણ તે રોજના વપરાશની હોય છે. એમાં સાબુ બનાવવાના, રંગવાના,

છાપવાના, કળાકારીગરીની વસ્તુઓ બનાવવાના, ધાતુકામના વગેરે ઉદ્યોગો આવી શકે. આપણે આપણા ઉદ્યોગોનું વ્યાપક પાયા ઉપર અને તે ઉદ્યોગો એક બીજાને પૂરક થઈ પડે એ રીતે સંગઠન ન કરીએ તો આપણો દેશ એક સ્વતંત્ર આર્થિક ઘટક બની શકવાનો નથી.

આપણે જોઈ ગયા છીએ કે જે વસ્તુની દેશમાં ખપત ન હોય તે વસ્તુઓ પૂરતો જ આંતરરાષ્ટ્રીય વેપાર મર્યાદિત રાખવો જોઈએ. કારણ કે આપણા દેશમાં આજે પણ જે આર્થિક આડખીલીઓનો આપણે સામનો કરવો પડે છે તેમને કારણે ઉત્પાદકને પોતાની મજૂરીનું પૂરું વળતર મળી રહેશે એવી ખાતરી આપી શકાતી નથી. જ્યાં સુધી આ પરિસ્થિતિ ચાલુ છે અને ઉત્પાદકનો આંતરરાષ્ટ્રીય બજારો ઉપર કશો કાબૂ નથી, તેમ જ તે બજારના અટપટા વહેવારને સમજવા જેટલી તેની બુદ્ધિની તૈયારી થઈ નથી, ત્યાં સુધી તેનો આપણા દેશની સીમાની બહાર જવાનો પ્રયત્ન આત્મઘાતક નીવડશે. કાચો માલ જે જે પ્રદેશમાં મળતો હોય તે તે પ્રદેશની તે બહાર જાય તે પહેલાં વહેવારુ હોય તેટલે અંશે આપણે તેને પાકા માલમાં પલટી નાખવાનો પ્રયત્ન કરવો જોઈએ.

કાચા માલની નિકાસ કરવી એ રોજીની નિકાસ કરવા બરોબર છે. આથી દેશમાં મળતા કાચા માલમાંથી બનતી તૈયાર વસ્તુઓ પરદેશથી મંગાવવી એટલે ઘર આંગણે બેકારી ઊભી કરવી. આ ઉપરથી આ પ્રશ્નનો નિકાલ કેમ લાવવો તે ઝટ સૂઝે છે. આપણે દેશમાં બનેલો માલ જેમ જેમ વધારે વાપરીશું તેમ તેમ બેકારી ઘટતી જશે.

### अ. हिं. ग्रा. संघनो कार्यक्रम

આ કાર્ય કરવાને માટે અખિલ હિંદ ગ્રામોદ્યોગ સંઘની સ્થાપના કરવામાં આવેલી છે. તેણે અખત્યાર કરેલી પદ્ધતિના આપણે ત્રણ વિભાગ પાડી શકીએ.

૧. માલનો બગાડ અટકાવવાનો અને નકામી જતી વસ્તુઓનો સદુપયોગ કરવાનો પ્રયત્ન.

૨. આજે ગામડાંના લોકોને જે સાધન-સામગ્રી મળે એમ છે તેને ગામડાંને માટે સાચવવાનો પ્રયત્ન.

૩. ફુરસદના સમયનો બે પૈસા મળે એ રીતે ઉપયોગ કરવાનો અને લોકોની સંપત્તિ વધે એવાં કામો શરૂ કરવાનો પ્રયત્ન.

આ કાર્યક્રમના પહેલા વિભાગના ઉદાહરણ તરીકે ખોરાકની પૌષ્ટિકતા, સામાન્ય સ્વચ્છતા અને આરોગ્યને ગણાવી શકાય. આપણી પરિસ્થિતિ જ

એવી છે કે આપણા આર્થિક સંગઠનમાં માણસની તાકાત અને પ્રેરણા ખૂબ મહત્ત્વનાં રહેવાનાં. માણસને પૂરતું પોષણ ન મળે અને તેની તાકાત જાત જાતના રોગોથી ક્ષીણ થઈ જાય એવી સ્થિતિમાં આપણે તેને રાખીએ તો આખરે ઉત્પાદનને નુકસાન થાય. આથી કરીને સુયોજિત આહારની જરૂર ઊભી થાય છે. આજે સ્થિતિ એવી છે કે, આપણા ગામડાંના લોકોમાંના ઘણાને પેટપૂર અનાજ પણ મળતું નથી શાક અને શરીરને આવશ્યક એવાં બીજાં દ્રવ્યો તો તેમને બિલકુલ મળતાં નથી, એમ કહીએ તો ચાલે. આથી તેમને જે કંઈ અનાજ મળે છે તેનાં પોષક તત્ત્વોને ઘટાડવાં અને આજે જેવું એ લોકો ખાય છે તેવું ખાવું એ એક મોટો બગાડ કહેવાય. દાખલા તરીકે, આજે તે લોકો પોતાના ચોખા મિલમાં ઊજળા કરાવે છે, એટલે તેમાંથી કુશકી, જુદા જુદા ક્ષાર, તેલ અને બીજકોષ વગેરે નાશ પામે છે, અને મોટે ભાગે કેવળ સ્ટાર્ચ ખાવાના ચોખામાં શેષ રહે છે. અહીં સંઘના કાર્યક્રમની બધી વિગતોમાં ઊતરી શકાય તેમ નથી, પણ આ તો પ્રશ્નનો શી રીતે ઉકેલ લાવવાનો પ્રયત્ન થાય છે તેના ઉદાહરણ તરીકે જ ટાંકવામાં આવ્યું છે.

આજે મળતી સાધન સામગ્રીને સાચવવાની બાબતમાં મળ અને ગામના કચરાનો ખાતર તરીકે ઉપયોગ કરવાનો જે પ્રયત્ન થઈ રહ્યો છે તેનો, તેમ જ મરેલાં પ્રાણીઓના એકેએક ભાગનો ઉપયોગ થાય એવી રીતે મડદાંનો નિકાલ કરવાના કાર્યક્રમનો ઉલ્લેખ કરી શકાય.

ઉત્પાદનશક્તિ વધારવાના પ્રયત્નના દાખલા તરીકે મધમાખ ઉછેરવી, કાગળ બનાવવા, લાખ તૈયાર કરવી વગેરે પૂરક ધંધાઓ દાખલ કરવાના પ્રયત્નનો ઉલ્લેખ કરી શકાય.

**ઉત્પાદન શાનું ?**

ઉત્પાદનને બને તેટલા વ્યાપક પાયા ઉપર મૂકવું અને પૈસાદારોને જોઈતી વસ્તુઓ બનાવવાને બદલે આમ લોકોને જોઈતી વસ્તુઓ ઉત્પન્ન કરવાનું ધ્યેય રાખવું એ સંઘનો મુખ્ય હેતુ છે. જ્યાં સુધી આપણે સાદું સુતરાઉ કાપડ, ગામઠી ચંપલો, સૂવાની ચટાઈઓ વગેરે સાર્વત્રિક માંગની વસ્તુઓ ઉત્પન્ન કરતા હોઈએ ત્યાં સુધી વેચાણનો પ્રશ્ન તો ઊભો થતો જ નથી. જ્યારે ઉત્પાદન ધનવાનોની જરૂરિયાતો પૂરી પાડવાનો હેતુ રાખે છે ત્યારે નફાનો ગાળો વધારે રહે છે એ વાત સાચી છે, છતાં તે ચીજો વેચવાની મુશ્કેલીઓને લીધે ધંધાનો નફો વચગાળાના દલાલને ભાગે ચાલ્યો જાય છે. વળી એવી વસ્તુની માંગ કેવળ ધનવાનોમાં હોય છે એટલે એવા ધંધામાં બહુ ઓછા માણસોને કામ મળે છે.

આપણો હેતુ સંપત્તિ થોડા માણસોના હાથમાં એકજથે કરવાનો નહીં પણ બને તેટલા વધારે માણસોમાં વહેંચવાનો હોવો જોઈએ. જ્યાં જ્યાં કોઈ વસ્તુ વેચવામાં થોડી થોડી મદદની જરૂર હોય છે ત્યાં ત્યાં સંઘ શહેરોમાં અને કસબાઓમાં આવેલી પ્રમાણિત દુકાનો દ્વારા ઉત્પાદક અને વાપરનારાઓનો પરસ્પર પરિચય કરાવી આપીને એ કામ બજાવવાનો પ્રયત્ન કરે છે. પણ જે વસ્તુઓના વેચાણને માટે આવી મદદની જરૂર પડે છે તેના ઉપર સંઘ ભાર નથી દેતો.

સંઘ લોકોની ગરીબાઈનો ખ્યાલ રાખીને જેમાં બહુ ઓછી કે નહીં જેવી જ મૂડીની જરૂર પડતી હોય, સાદાં હથિયારો જોઈતાં હોય, જે શીખવા સહેલા હોય અને જેનો માલ તરત ખપી જાય એવો હોય તેવા ઉદ્યોગોની ભલામણ કરે છે. કાચો માલ આજુબાજુથી મળે એવો હોવો જોઈએ, પણ કદાચ બહારથી લાવવો પડે તોયે તેની કિંમત તૈયાર માલની કુલ કિંમતના પ્રમાણમાં બહુ ઓછી હોવી જોઈએ. જો પરદેશથી પિત્તળનાં પતરાં મંગાવવામાં આવે અને તેમાંથી ઘડેલાં વાસણ ચાર રૂપિયે વેચાતાં હોય, ને તે ચારમાંથી ત્રણ રૂપિયા પિત્તળના પતરાના જતા હોય, તો દેખીતું છે કે વાસણ માટે ચૂકવેલી કિંમતના ૭૫% દૂર દેશાવરના બજારમાં ચાલ્યા જાય. આનો ઉપાય એ છે કે આવાં વાસણોને બદલે ચાલી શકે એવાં બીજાં વાસણો શોધી કાઢીને આપણે આપણી ખરીદશક્તિને દૂર દૂરના દેશોમાં ચાલી જતી અટકાવવી જોઈએ, ગામડાંના લોકોની હાજતોને કેન્દ્રમાં રાખીને ઉત્પાદન ચલાવવું જોઈએ, અને આજની સ્થિતિમાં આંતરરાષ્ટ્રીય વેપાર પ્રત્યે ઉપેક્ષા-વૃત્તિ રાખવી જોઈએ. દૂર દેશનાં બજારોને માટેની વસ્તુઓને બદલે જે વસ્તુઓ ગામડાંના લોકોને સારો ખોરાક, સારાં કપડાં અને સારાં ઘર પૂરાં પાડે એવી હોય તે તૈયાર કરવા ઉપર ભાર મુકાવો જોઈએ. કેટલાક પાદરીઓ ગામડાંમાં મરઘાં બતકાં ઉછેરવાનો ધંધો દાખલ કરવા મથી રહ્યા છે, પણ તેમની પદ્ધતિ બરોબર નથી. તે લોકો લેગહૉર્ન, મિનોરકા, ર્‌હોડ આઇલૅંડ રેડ અને તેમની સંકર જાતિઓ જેવાં પરદેશી પંખીઓ અહીં દાખલ કરે છે. એમનાં ઈંડાં કદમાં સારાં મોટાં હોય છે અને પંખીઓ પણ સુંદર હોય છે, પણ ગામડાંના માણસને પોતાને આવાં કીમતી ઈંડાં ખાવાં પોસાતાં નથી એટલે તે શહેરના લોકોને વેચી નાખે છે. એ પંખીઓ પણ બહુ ખર્ચાળ હોય છે, તેમની ખૂબ કાળજીપૂર્વક સંભાળ રાખવી પડે છે, અને તેઓ રોગો સામે દેશી પંખીઓ જેટલાં ટકી શકતાં નથી. રોગચાળો આવે છે ત્યારે ઘણી વાર બધાં સામટાં મરી જાય છે. આવો ધંધો સટ્ટા જેવો અને તેથી આપણા ગામડાંના લોકોની પહોંચ બહારનો ગણાય. એના કરતાં તો આપણાં

દેશી પંખીઓનાં ઈંડાંમાં સુધારો થાય એ આપણે વધારે પસંદ કરીએ અને ગામડાંના લોકો પોતે જ તે ઈંડાં ખાય અને વધારો રહે તેટલો જ વેચે તો આપણુને સમાધાન થાય. દૂરનાં બજારોની માંગ પૂરી પાડવા જતાં ગામડાંના ઉત્પાદકોને વચગાળાના દલાલોની દયા ઉપર જીવવાનું થાય છે.

ઘણી વાર એવી દલીલ કરવામાં આવે છે કે જે કોઈ વસ્તુથી ગામડાંના લોકોના ખિસ્સામાં પૈસા પડે તે સારી. પરંતુ આ અર્ધ સત્ય છે. નાણાંના પાયા પર રચાયેલી અર્થવ્યવસ્થા બજારોના વિસ્તારને માટે જરૂરની છે. દૂરના ઉત્પાદકો પોતાના માલની કિંમત નાણામાં ચૂકવાય એમ ઇચ્છે છે. આથી, ગામડાંના લોકોના ખિસ્સામાં પૈસા મૂકવા એનો અર્થ એ થયો કે પરદેશી માલની ખપતનો સંભવ વધારવો અને આપણા દેશનો રોજગાર ઘટાડવો. આ વિધાનનું સત્ય આપણે હાડોહાડ અનુભવેલું છે. ગામડાંના માણસ પોતાનાં બાળકોને ભૂખ્યાં રાખી પૈસા ખાતર દૂધ વેચે એની હિમાયત કોણ કરશે?

જ્યારે આપણે પરદેશી વસ્તુઓ આયાત કરીએ છીએ ત્યારે ભૂલી જઈએ છીએ કે આપણે આપણાં બાળકોનાં મોંમાંનો કોળિયો પારકાને આપી દઈએ છીએ અને એ રીતે બેકારો અને અર્ધ બેકારોની સંખ્યામાં વધારો કરીએ છીએ. એનો અર્થ એ થયો કે આપણે પરદેશી નોકરોનો ઉપયોગ કરીએ છીએ. આપણે એટલા બધા ગરીબ છીએ કે આવી સાહ્યબી આપણુને પોસાય નહીં. ઉત્પન્ન કર્યા સિવાય ઉપભોગ કરવાનું આપણને પાલવે તેમ નથી. મળી શકે તેવો બધો જ કાચો માલ બજારમાં જાય તે પહેલાં તેમાંથી તૈયાર માલ બનાવવામાં આવે એવો આપણો પ્રયત્ન હોવો જોઈએ.

આજે, આપણા બધા જ ઉદ્યોગો ધીમે ધીમે કૌતુકની વસ્તુઓ પેદા કરનારા બનતા જાય છે. આપણાં ઘરોમાં જેનો બહોળો ઉપયોગ થાય છે એવી દરેક ઉપયોગી વસ્તુના ઉદ્યોગમાં અનેક માણસો રોકાય છે, અને એ વસ્તુઓની કિંમત ઓછી હોય છે. પણ જે ઘડીએ કોઈ પણ ધંધો કૌતુકની વસ્તુઓ શોધનારની હાજત પૂરી પાડવાનું શરૂ કરે છે, તે ઘડીએ તે વસ્તુ મૂળ વસ્તુની નાની આવૃત્તિ જેવી બની જાય છે, ઘરવપરાશના કામમાં આવતી નથી અને તેની ખપત રહેતી નથી. એવી ચીજોની કિંમત વધારે ઊપજતી હોય એમ બને. એ ધંધામાં રોકાયલાં માણસોની સંખ્યા પણ તેટલા પ્રમાણમાં ઘટે છે અને નફાનો લાભ લેવા માટે વચમાં દલાલ પ્રવેશ કરે છે. એટલે આવા કૌતુકની વસ્તુઓ પેદા કરવાના ધંધા વસ્તુતઃ રાષ્ટ્રને હિતકર થતા નથી.

અ. હિં. ગ્રા. સંઘના કાર્યક્રમનું જે સ્વરૂપ છે તે જોતાં તો આપણા સમાજનું ચોકઠું પાકા પાયા ઉપર રચવામાં સ્ત્રીઓ અજોડ ભાગ ભજવી શકે તેમ છે. સ્વચ્છતા, આરોગ્ય, પોષણ, વસ્ત્રો અને ઘરવપરાશની ચીજો, એ બધી

જરૂરિયાતો પૂરી પાડવાની હોય તો આખો કાર્યક્રમ સ્ત્રીઓના ઇલાકામાં આવી જાય છે એમ કહીએ તો ચાલે. સ્ત્રીઓ જો એવો દૃઢ નિશ્ચય કરે કે, શોષણથી બનેલો માલ ખરીદવો નહીં અને વિકેન્દ્રિત પદ્ધતિએ બનેલો માલ જ ખરીદવો, તો આપણા ગામડાંના પુનરુજ્જીવનની અને આપણા રાષ્ટ્રને સંગીન આર્થિક પાયા ઉપર મૂકવાની પ્રવૃત્તિને ખૂબ જોર મળશે.

આ ઉપરાંત ઉત્પાદનની આપણી જુગજુગજૂની પદ્ધતિઓમાં સુધારા કરવામાં તદ્વિદોની સલાહ અને મદદની જોગવાઈ કરવાનો પણ સંઘ પ્રયત્ન કરે છે.

આવા પ્રયત્નો દ્વારા આપણે આપણા લોકોને શોષકોથી બચાવી શકીએ, તેમને તેમના ફુરસદના સમયમાં થાય એવાં કામ આપી શકીએ, તેમની પ્રવૃત્તિઓને એવા ઉદ્યોગોમાં વાળી શકીએ કે જેમને માટે અમુક માંગ તૈયાર છે એવું આપણે જાણતા હોઈએ, લૂંટનો આશરો લીધા વિના આપણે તેમની ઉત્પાદનશક્તિ વધારી શકીએ, અને સ્થાનિક કાચા માલને તદ્દન વૈજ્ઞાનિક પદ્ધતિએ પાકા માલમાં પલટી શકીએ તો પ્રજા જરૂર નિરાશાના કળણમાંથી ઊગરીને આશાના ખડક ઉપર ઊભી રહી શકશે અને ત્યાંથી સમૃદ્ધિને પંથે નિશ્ચિંતપણે આગળ પ્રયાણ કરશે.

## પ્રકરણ ૧૭ મું

## કેન્દ્રીકરણ વિ૦ વિકેન્દ્રીકરણ

રોજિંદા વપરાશ માટેની વસ્તુઓના ઉત્પાદનની સંગઠનવ્યવસ્થાના બે પ્રકાર છે. તેમના પક્ષની અને વિરુદ્ધની બધી દલીલો પુનરુક્તિનો દોષ વહોરીને પણ આપણે આ પ્રકરણમાં ભેગી વિચારી લઈએ.

દરેક સાધન જે કામ માટે યોજાયું હોય તે કામ બરાબર પાર પાડી શકે તે માટે તેનું સ્વરૂપ તે કામને અનુરૂપ રાખવું જોઈએ. ઘડિયાળ વડે આપણે ભીંતમાં ખીલો નથી ઠોકી શકતા, તેમ ચપ્પુ વડે આપણે ખેતર નથી ખેડી શકતા. પહેલા કામને માટે આપણે હથોડીનો અને બીજાને માટે હળનો ઉપયોગ કરીએ છીએ. જો યંત્રો જેવાં સાધનોના ક્ષેત્રમાં આમ હોય તો સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં કાર્યને અનુરૂપ પદ્ધતિઓ તેમ જ યંત્રો યોજવાનું મહત્ત્વ કેટલુંય વધારે હોય.

આમ છતાં જે તંત્રો સાધન તરીકે બતાવવામાં આવે છે તેમની યોગ્યાયોગ્યતાનો વિચાર ખુદ બતાવનારામાંથી પણ કેટલા કરે છે? કેન્દ્રીકરણ કે વિકેન્દ્રીકરણની પદ્ધતિઓ એ બંને સરવાળે સામાજિક અને આર્થિક હેતુઓ સાધવાનાં સાધનો છે. આથી આપણે કોઈ ચોક્કસ કાર્યક્રમ શરૂ કરીએ તે પહેલાં એ બંને પદ્ધતિઓ આપણા હેતુને કેટલે અંશે અનુકૂળ થાય એમ છે તેનો કાળજીપૂર્વક વિચાર કરી લેવો જોઈએ.

### अर्थव्यवस्थाना तंत्रनुं ध्येय

અર્થવ્યવસ્થાના હેતુ વિષે આપણામાંના કોઈને શંકા હોવાનો સંભવ નથી, છતાં સ્પષ્ટતાને ખાતર આપણે તે હેતુને નીચે પ્રમાણે રજૂ કરીએ:

૧. વધુમાં વધુ સંપત્તિનું ઉત્પાદન.

૨. સંપત્તિની વ્યાપક તેમ જ સમાન વહેંચણી.

૩. લોકોની જરૂરિયાતો પૂરી પડી રહે તે પછી જ સુખ સગવડ અને વિલાસની વસ્તુઓનું ઉત્પાદન.

૪. કામ કરનારની બધી શક્તિઓની સંપૂર્ણ કેળવણી ને ખિલવણી અને તેના વ્યક્તિત્વનો વિકાસ.

૫ સમાજમાં સલાહસંપ અને શાંતિની સ્થાપનાને પોષક હોય.

### केन्द्रीकरण निर्माण करनारा संजोगो

કેન્દ્રીકરણ પાંચ મુખ્ય કારણને લીધે નિર્માણ થાય છે:

૧. જ્યાં મૂડી બહુ થોડી વ્યક્તિઓના હાથમાં એકઠી થાય છે, અને તે બધી પોતાની મૂડીના રોકાણ પર ઝીણવટભરી અને જાગ્રત દેખરેખ રાખવા માગતી હોય છે ત્યાં તેઓ ઉત્પાદનનાં કેન્દ્રીકરણની પદ્ધતિ પસંદ કરે છે. આનો સૌથી સારો દાખલો ઇંગ્લંડનો છે. જ્યારે અઢારમી સદીમાં તેને હિંદની એકઠી થયેલી સંપત્તિ જડી ગઈ ત્યારે તેણે કેન્દ્રિત ઉત્પાદનની પદ્ધતિ અખત્યાર કરી.

૨. જ્યારે તત્કાળ કરવા જેવું કામ પુષ્કળ હોય અને તે કરનારાં માણસો ઓછાં હોય ત્યારે ન છૂટકે માણસને ઓજાર કે યંત્રરૂપી વધારાના હાથ ઉગાડવા પડે છે. અમેરિકામાં થયેલો ઉદ્યોગીકરણનો વિકાસ આનો સરસ દાખલો છે. અમેરિકાના બહોળા વિસ્તાર, કુંવારી ભૂમિ, અને જબરી નદીઓને લીધે ત્યાં માણસની પ્રગતિ રૂંધાતી હતી, અને કામમાં લગાડી શકાય તેવા માણસોની બહુ અછત હતી એટલે ત્યાં કુદરતનાં બળોને નાથવાં પડ્યાં.

૩. જ્યાં જ્યાં મુકરર ધોરણની વસ્તુઓની જરૂર હોય છે ત્યાં ત્યાં અમુક એક જાતનો માલ મોટા પાયા ઉપર બનાવવા માટે ઉત્પાદનના કેન્દ્રીકરણની

જરૂર પડે છે. આવી જરૂર બે કારણોથી ઊભી થાય છે: (૧) કામના સ્વરૂપને લીધે, એટલે કે, જ્યાં જરૂરિયાતની વસ્તુ એવી હોય કે એક ઠરાવેલા ધોરણના ભાગો બનાવવા પડે, જેમ કે, મોટર, આગગાડીના ડબા, વગેરે. (૨) હેતુની દૃષ્ટિએ, એટલે કે જ્યાં સંખ્યાબંધ માણસોને એક જ જાતની વસ્તુઓની જરૂર હોય, જેમ કે લશ્કરી સરંજામ. ઇટાલી, જર્મની, જાપાન જેવા લશ્કરી દેશોમાં આનું ઉદાહરણ જોવાનું મળે છે.

૪. જ્યાં મજૂરો અસંખ્ય હોય અને તેમની પાસે એક મુકરર યોજના-પૂર્વક કામ લેવાનું હોય ત્યાં પણ કેન્દ્રીકરણની પદ્ધતિએ કામ લેવું પડે છે, જેમ કે સોવિયેટ રશિયામાં બહુ થોડા વખતમાં ધારેલું પરિણામ લાવવાને માટે ત્યાં મજૂરો પાસે લશ્કરી ઢબે કામ લેવામાં આવ્યું હતું.

૫. વળી, જ્યાં કાચા માલના પ્રદેશો, તે કાચા માલમાંથી તૈયાર માલ બનાવવાનાં સ્થળો અને તે તૈયાર માલને ખપાવવાનાં બજારો બહુ દૂર દૂર આવેલાં હોય છે, ત્યાં પણ ઉત્પાદનના કેન્દ્રીકરણની જરૂર પડે છે. એ બધાં સ્થળો પર એકહથ્થુ કાબૂ રાખવામાં આવે તો જ એ બધું એકઠું થઈ શકે અને યંત્રો મળતર રહે તેટલી ગતિએ એકધારું ઉત્પાદન કરી શકે. જાપાન, જર્મની અને ઇંગ્લંડ આનાં સારાં ઉદાહરણો પૂરાં પાડે છે.

### કેન્દ્રીકરણનાં અનિષ્ટો

ઉપર માત્ર પાંચ જ સંજોગો ગણાવામાં આવ્યા છે, પણ એ બધા હંમેશાં ભેગા હોય એવું બનતું નથી. કેટલાક દેશોમાં એકથી વધુ સંજોગોને લીધે ઉત્પાદનનું કેન્દ્રીકરણ દાખલ કરવું પડે છે. ઉપર ગણાવ્યા તેવા સંજોગોનો ઉકેલ કેન્દ્રીકરણ દાખલ કરવાથી આવી જાય છે, કેન્દ્રીકરણનાં આનુષંગિક અનિષ્ટો ટાળી શકાતાં નથી. એ અનિષ્ટો પણ આ પાંચ મૂળ કારણોને અનુરૂપ હોય છે.

૧. મૂડી એકત્ર થાય છે તેને પરિણામે ઉત્પાદન વગેરેનું કેન્દ્રીકરણ દાખલ થયું હોય તો તેમાંથી સંપત્તિનું પણ કેન્દ્રીકરણ થાય છે અને તેમાંથી વર્ગભેદ પ્રગટ થાય છે.

૨. જ્યારે મજૂરોની તાણને કારણે આવું કેન્દ્રીકરણ દાખલ કરવાની ફરજ પડે છે ત્યારે સ્વાભાવિક રીતે જ મજૂરોની સંખ્યા ઓછી હોવાને લીધે મજૂરી-રૂપે વહેંચાતી ખરીદશક્તિ પણ ઓછી જ હોય છે. તેથી, એ અનિવાર્ય પરિસ્થિતિને પરિણામે ખરીદશક્તિની ખોટ ઊભી થાય છે, અંતે માંગ અસર-કારક રહી શકતી નથી, અને તેટલા પ્રમાણમાં ઉત્પાદન વધારે પડતું થાય છે; આજની દુનિયામાં આપણે આ સ્થિતિ અનુભવીએ છીએ.

૩. જ્યાં ઠરાવેલા મુકરર ધોરણની વસ્તુઓ પેદા કરવાની જરૂરમાંથી કેન્દ્રીકરણ જન્મે છે ત્યાં વસ્તુઓની વિવિધતા રહેતી નથી. આથી પણ પ્રગતિ રૂંધાય છે. મોટા પાયા ઉપર સરંજામ તૈયાર કરવાની અહીં સગવડ હોય છે એટલે તેમાંથી યુદ્ધને ઉત્તેજન મળે છે.

૪. મજૂરોને લશ્કરી ઢબે કામે લગાડવાને પરિણામે સત્તાનું પુષ્કળ પ્રમાણમાં કેન્દ્રીકરણ થાય છે અને એ કેન્દ્રીકરણ સંપત્તિના કેન્દ્રીકરણ કરતાં વધારે જોખમકારક છે. જેટલી એક કેન્દ્રમાંથી નિયંત્રિત માણસોની સંખ્યા મોટી તેટલું સત્તાનું પ્રમાણ પણ વધારે રાખવું પડે છે.

૫. કાચો માલ, તૈયાર માલ અને બજારોનો મેળ સાધવાના પ્રયત્નમાંથી સામ્રાજ્યવાદ અને યુદ્ધો જન્મે છે.

**विकेन्द्रीकरण**

હવે આપણે વિકેન્દ્રીકરણની ઘટના લઈએ અને કયા કયા સંજોગોમાં તેનો ઉપયોગ લાભકર્તા થાય તેનો વિચાર કરીએ. અહીં પણ આપણે કેન્દ્રીકરણના પૃથક્કરણની ચર્ચાને અનુરૂપ પાંચ દૃષ્ટિથી વિચાર કરીશું.

૧. જ્યાં મૂડીની જ અછત હોય ત્યાં કેન્દ્રીકરણ શક્ય જ નથી અને તેની જરૂર પણ નથી. ત્યાં કેવળ વિકેન્દ્રીકરણ શક્ય હોય છે. આ મુશ્કેલીને ટાળવા માટે મર્યાદિત જવાબદારીવાળી કંપનીઓ દ્વારા આમ તેમ વેરાયેલી પડેલી નાની નાની મૂડીઓને ભેગી કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, પણ તેથી સંપત્તિની વહેંચણીના પ્રશ્નનો ઊકેલ નીકળતો નથી. એટલે એમાંથી નવી નવી મુશ્કેલીઓ ફૂટી નીકળે છે.

૨. જ્યાં મજૂરોની સંખ્યા બહુ મોટી હોય છે અથવા બીજી રીતે કહીએ તો જ્યાં બેકારી કે અર્ધ બેકારીની સ્થિતિ હોય છે ત્યાં ઉત્પાદનના કેન્દ્રીકરણથી પરિસ્થિતિ વધારે વણસી જાય છે.

૩. વિવિધતા વિકેન્દ્રીકરણનો પ્રાણ છે. જ્યાં એની જરૂર હોય ત્યાં યંત્ર હાથ કારીગરીની તોલે આવી શકતું નથી; તેમાંયે જે હાથકામમાં કારીગરના વ્યક્તિત્વના આવિર્ભાવની અપેક્ષા હોય તેમાં તો યંત્ર છેક નકામું થાય છે.

૪. જો લોકશાહીની સ્થાપના કરવી હોય તો ઉત્પાદનના વિકેન્દ્રીકરણ દ્વારા તેનો પાયો નાખી શકાય. કારણ કોઈ પણ પ્રકારનું કેન્દ્રીકરણ લોકોની આગળ પડવાની ને પહેલ કરવાની વૃત્તિનો સદંતર નાશ કરે છે અને તેથી તેઓ મધ્યવર્તી નિયંત્રણને સહેલાઈથી તાબે થાય છે. એમ ખસૂસ સમજો કે કેન્દ્રીકરણ એટલે લોકશાહીની કબર.

૫. જ્યાં કાચો માલ અને બજાર ઉત્પાદનનાં કેન્દ્રોની નજીકમાં હોય ત્યાં વિકેન્દ્રીકરણ બહુ સફળપણે ચાલી શકે.

લાભો

૧. ઉત્પાદનના વિકેન્દ્રીકરણથી સંપત્તિની વહેંચણી વધારે સમાન ધોરણે થાય છે અને લોકો પરસ્પર વધારે સહિષ્ણુ થાય છે.

૨. ખુદ ઉત્પાદનની પ્રક્રિયા દ્વારા સંપત્તિની વહેંચણી થયા કરે છે, કારણ કે તૈયાર થયેલી વસ્તુની કિંમતની ઊપજનો મોટો ભાગ મજૂરી ચૂકવવા પેટે વપરાય છે. ખરીદશક્તિની યોગ્ય વહેંચણીને લીધે લોકોની માંગ અસરકારક બને છે, અને ઉત્પાદન તેને પૂરી પાડવા તરફ વળે છે, કારણ કે વિકેન્દ્રીકરણમાં ઉત્પાદન માંગને અનુસરે છે.

૩. વિકેન્દ્રીકરણની વ્યવસ્થામાં દરેક ઉત્પાદક માત્રને યોજક બનવું છે, એટલે તેને પોતાની પહેલ કરવાની વૃત્તિનો ઉપયોગ કરવાનો પુષ્કળ અવકાશ મળી રહે છે. આખા ધંધાની જવાબદારી તેના માથા ઉપર હોવાથી ધંધામાં ઉપયોગી થઈ પડે એવી પદ્ધતિઓ અને ટેવો તે સહેજે ખીલવશે. જ્યારે દરેકેદરેક માણસ પોતાની જાતનો વિકાસ કરતો થાય છે ત્યારે આખી પ્રજાની બુદ્ધિશક્તિ એક ધોરણે પ્રગતિ કરે છે.

૪. બજાર ઉત્પાદનકેન્દ્રની પાસે હોવાને કારણે માલના વેચાણમાં કશી મુશ્કેલી આવતી નથી તેમ જ જાહેરાતો વગેરે દ્વારા કૃત્રિમ બજાર ઊભાં કરવાં પડતાં નથી.

૫. સંપત્તિ કે સત્તાના કેન્દ્રીકરણ સિવાય મોટા રાષ્ટ્રવ્યાપી પાયા પર સુલેહશાંતિનો ભંગ થતો નથી.

ઉપરના પૃથક્કરણ પર નજર નાખવાથી આપણા દેશની પરિસ્થિતિને શું અનુકૂળ આવશે એ વિષે કશો સંશય રહે છે ખરો? બેશક, ચાવીરૂપ ઉદ્યોગો અને જાહેર સેવાનાં કામોની બાબતમાં કેન્દ્રીકરણ વગર બીજો માર્ગ નથી, પણ એ બધાં કામ સહકારી ધોરણે કે એવા ઉદ્યોગોની માલકી રાજ્યને સોંપીને પાર પાડી શકાય.

એક વાત બરાબર ખ્યાલમાં રાખવી જોઈએ કે અમે વિકેન્દ્રીકરણની હિમાયત કરીએ છીએ તેનો અર્થ એવો કરવાનો નથી કે, અમે યંત્રમાત્રના ત્યાગની હિમાયત કરીએ છીએ. જ્યાં જ્યાં યંત્રો માણસના ઓજાર કે નોકર તરીકે કામ કરે છે ત્યાં ત્યાં આપણને તેની જરૂર છે. અને આપણે તેમાં સુધારા કરવા માગીએ છીએ. પણ જ્યારે યંત્રનો ઉપયોગ એકની મહેનતનો લાભ બીજાને આપવા માટે થાય છે ત્યારે આપણે 'રુક જાઓ'નો પોકાર ઉઠાવવો પડે છે.

આ સંજોગોમાં, યંત્ર માણસનું શેઠ થઈ પડે છે અને માણસ તેનો ગુલામ બની જાય છે. આપણા દેશના સંજોગો એવા છે કે પહેલ કરવાની

વૃત્તિનો અભાવ, જવાબદારીનો અભાવ, ધંધાના વહેવારોમાં શિથિલતા, વ્યાપક ગરીબાઈ, બેકારી અને અર્ધ બેકારી વગેરે જે દર્દોથી આપણે પીડાઈ રહ્યા છીએ તેનો એકમાત્ર ઉપાય ઉત્પાદનનું વિકેન્દ્રીકરણ છે.

ઉત્પાદનની વિકેન્દ્રિત પદ્ધતિમાં એક પ્રકારની કેળવણીની તાકાત રહેલી છે; કોઈ પ્રજા પ્રગતિ કરવા માગતી હોય અને તેને માટેની એકેએક તકનો લાભ ઉઠાવવા ઇચ્છતી હોય તો વિકેન્દ્રીકરણની ઉપેક્ષાથી તો તેને પોતાને જ નુકસાન થવાનું છે. ઉત્પાદનની એકકેન્દ્રી પદ્ધતિઓમાં મજૂરોને માટે એવી કોઈ કેળવણીની શક્તિ રહેલી નથી; ઊલટું કેન્દ્રીકરણની પદ્ધતિ માણસની હાજતો પૂરી પાડવામાં ગમે તેટલાં ભૌતિક ફળ ભલે આપે પણ તેને લીધે પડતી તાણથી તેની શક્તિ ક્ષીણ થઈ જાય છે. આથી, આપણે આંધળા બનીને પડછાયાની પાછળ પડીને મૂળ વસ્તુને ખોઈ બેસવાની મૂર્ખાઈ કરવા જેવી નથી.

# પ્રકરણ ૧૮ મું

# જીવનની કેળવણી

બધી વિચારણાને અંતે આપણે એવા નિર્ણય ઉપર આવવું પડે છે કે માનવ વહેવારના બધા પ્રશ્નો કેળવણીની વિચારણામાંથી ફૂટે છે. આપણે જો લોકોને એક સમાન દૃષ્ટિથી જીવન પ્રત્યે જોતાં શીખવી દઈએ તો બધી મુશ્કેલીઓ ટળી જાય. કેળવણી એ એક એવી ચાવી છે જેનાથી જીવનના એકેએક ખંડનાં દ્વાર ખોલી શકાય છે.

### કેળવણીનો અર્થ

પણ કેળવણીનો આપણે શો અર્થ કરીએ છીએ? બાળક પાંચ વર્ષનું થાય ત્યારે શરૂ થાય અને માબાપની સંપત્તિના પ્રમાણમાં જુવાનીમાં આવતાં પૂરું થાય એવું શાળાકૉલેજોમાં મળતું શિક્ષણ એ કેળવણી છે? શું કેવળ સાહિત્યનું કે ઉદ્યોગનું શિક્ષણ કે કેવળ ઉપયોગી થાય એવું શિક્ષણ કેળવણીનાં પ્રધાન અંગો છે? કેળવણી એક સાધ્ય છે કે એક સાધન છે? કેળવણીનો આદિ છે ખરો? એનો અંત હોય ખરો? કેળવણી વિશેના આપણા મૂળ ખ્યાલ આપણી તેને વિષેની વિચારણાને મુખ્યપણે અવલંબે છે.

કેળવણીનું કાર્ય આપણને જીવનને માટે તૈયાર કરવાનું હોય, આપણને સારા નાગરિક, સારા પતિ અને સારા પિતા તરીકે ઘડવાનું હોય, તો એટલું

સ્પષ્ટ છે કે કેળવણીની પ્રક્રિયા જન્મથી તે મરણ પર્યંત સતત ચાલુ રહેતી પ્રક્રિયા છે. જીવનની બધી અનિવાર્ય તડકીછાંયડીઓમાંથી આપણે સહેજ પણ આઘાત પામ્યા વિના પસાર થઈ જવું જોઈએ. એથી ઊલટું, જો કેળવણીથી આપણે કેટલીક કરામતો કરવાનું જ શીખ્યા હોઈશું તો નવી પરિસ્થિતિ ઉપસ્થિત થતાંની સાથે જ આપણે કિંકર્તવ્ય વિમૂઢ બની જઈશું. કેળવણી દ્વારા આપણે આપણા મગજને આંકડાઓ ને માહિતીઓથી ઠાંસીને ભરવાનું નથી, તેની સાધના દ્વારા એક જીવનની દૃષ્ટિ કેળવવાની છે.

કેળવણીની કોઈ પણ પદ્ધતિની ભૂમિકામાં તાત્ત્વિક દૃષ્ટિ હોવી જોઈએ, અને તેનો હેતુ માણસની સર્વોચ્ચ શક્તિઓને પ્રગટ કરવાનો હોવો જોઈએ. આથી કેળવણીનું કાર્ય ભારે જવાબદારીનું અને તેટલી જ જોખમદારીનું છે, અને તેથી પૂરતી તૈયારીઓ તેમ જ વિચારણા વિના આપણે કેળવણીની કોઈ પણ પદ્ધતિમાં બિનજવાબદારીથી કે હળવા દિલથી ઝુકાવી દેવાનું નથી.

દુર્ભાગ્યની વાત છે કે ઘણા લોકો કેવળ વાંચતાં લખતાં શીખવવાની પદ્ધતિને કેળવણી માની લે છે. આથી બેહૂદી વસ્તુ બીજી શી હોઈ શકે? વાંચવું લખવું એ સંસ્કાર મેળવવાનાં સાધનો છે, પરંતુ એ સિવાય બીજાં સાધનો જ નથી, અથવા એ જ સૌથી મહત્ત્વનાં સાધનો છે એમ માની લેવું બરાબર નથી.

### સહેતુક કેળવણી

આજે, ઘણા ખરા દેશોમાં, કેળવણીને અમુક ચોક્કસ ધ્યેય કે હેતુ હોય છે. મૂડીવાદી દેશોમાં, ઉદ્યોગપતિઓ કેળવણીને ઉદ્યોગના ભાવિ સંચાલકો અને વ્યવસ્થાપકો ઉછેરવાનું ને કેળવવાનું સાધન માને છે. સમાજવાદી દેશોમાં કેળવણીનો ઉપયોગ ભૌતિક ઉત્પાદન વધારવાના સાધન તરીકે થઈ રહ્યો છે. લશ્કરી પ્રજાઓમાં કેળવણીનો અર્થ સંકુચિત દેશપ્રેમની ભાવના પેદા કરવી એટલો જ કરવામાં આવે છે

### સામ્રાજ્યવાદને પહેલે તબક્કે

આપણા દેશમાં આજે જે જાતની નોકરશાહી હયાતીમાં છે તેના અમલમાં કેળવણીએ કારકુનો પૂરા પાડવાના કારખાનાનું કાર્ય કર્યું છે. એ જ હેતુથી મેકોલેએ આપણા દેશ માટે યોજેલી કેળવણીની પદ્ધતિના મૂળ સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું હતું. ત્યારથી એ જ સિદ્ધાંતો ઉપર આપણી બધી યુનિવર્સિટીઓ રચાઈ છે. એ પદ્ધતિએ હિન્દની પ્રજાનું સત્યાનાશ વાળવાનું પોતાનું કાર્ય કેટલી સફળતાથી પાર પાડયું છે તે આપણને થયેલા કડવા અને દુ:ખદ અનુભવ ઉપરથી આપણે સારી પેઠે જાણતા થયા છીએ. આપણે

આપણી આજુબાજુ સહેજ જ નજર ફેરવીશું તો કેટલાય ઊંચા હોદ્દા પર કારકુની દિલ અને કારકુની બુદ્ધિ ગોઠવાયલી નજરે ચડશે. પ્રોફેસરો, વહીવટી અમલદારો, વકીલો, ન્યાયાધીશો અને પ્રાંતોના કામચલાઉ ગવર્નરો સુધ્ધાં એવા માણસોમાંથી બનાવવામાં આવે છે જેમની મનની અને બુદ્ધિની કેળવણી કેવળ કારકુનોને લાયકની થયેલી હોય છે. તેમનું કામ કેવળ ઉપરથી મળતા હુકમો ઉઠાવવાનું હોય છે. પહેલ કરવાની વૃત્તિ અને સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ એ કારકુનની વિશેષ નાલાયકી ગણાય. આજે આપણા દેશમાં એકેએક ક્ષેત્રમાં કારકુની ભેજાં ભરવામાં આવેલાં છે. આપણે ખુદ આપણું પોતાનું રાજ્ય ચલાવવાને લાયક નથી એમ જે કહેવામાં આવે છે તે વાતમાં ઘણું તથ્ય છે. યુનિવર્સિટીના શિક્ષણે આપણા મનમાં હીનભાવ એટલે કે આપણી જાતને વિષે અશ્રદ્ધા કેળવી છે. કારકુનો બિચારા સ્વરાજ્ય ચલાવવાનો ભાર કેમ ઉઠાવી શકે? તે હંમેશાં અન્ય કોઈકના હુકમોની જ રાહ જોયા કરે છે. તિલક અને ગાંધી જેવા પુરુષો સ્વભાવથી જ કારકુનોનાં એ માનસિક બીબામાં સમાય તેવા નહોતા એટલે તે તેને ફોડીને બહાર નીકળી ગયા ને તેમણે પોતાનું બીબું ઢાળી લીધું. રાજ્યની સુવ્યવસ્થિત અને શિસ્તબદ્ધ પ્રણાલી બરાબર ચલાવવાને માટે અંગ્રેજી જાણનારા કારકુનો પેદા કરવા એ બ્રિટિશ સામ્રાજ્યવાદના અમલના પહેલા તબક્કાની પ્રાથમિક જરૂરિયાત હતી.

### સામ્રાજ્યવાદને બીજે તબક્કે

સામ્રાજ્યવાદનો બીજો તબક્કો હવે શરૂ થયો છે. રાજ્યતંત્ર બરાબર સુસ્થિર થઈ ગયું છે એટલે કુદરતી સમૃદ્ધિના ભંડારોનો સારી રીતે લાભ ઉઠાવવો એ સામ્રાજ્યવાદનું બીજું પગલું છે. આને માટે કારકુની પ્રકૃતિનાં માણસો નકામાં હોય છે. તેમાંના થોડાકને કદાચ ઓફિસોમાં જોગવી લેવાય પણ તેમની શારીરિક શક્તિને પક્ષાઘાત લાગેલો છે એટલે કારખાનાંઓમાં તેમની સ્થિતિ 'જલ બહાર મીન' જેવી થઈ પડે છે. આવા માણસો ઇંગ્લંડથી મળવા શકય નથી. એ જરૂરી ફોરમેનો, ફીટરો અને મશીનમેનો એટલે કે સાંચા ચલાવનારાઓ અહીં જ તૈયાર કરી લેવાનું ફાયદાભરેલું છે. અત્યાર સુધી જે સાહિત્યિક શિક્ષણ અપાતું આવ્યું છે તે હવે તદ્દન નકામું થઈ ગયું છે. એ પદ્ધતિ બદલ્યા વગર ખુદ સામ્રાજ્યનો છૂટકો નથી. પરંતુ તે પલટો કરતાં પહેલાં સરકારની આદત મુજબ કોઈ કેળવણીના તદ્વિદને હાથે તપાસ થવાની જરૂર હતી. આ કામ શ્રી એબટ અને વૂડે કરી આપ્યું છે.

તેમના પ્રગટ થયેલા નિવેદનમાં (હિંદમાં ધંધાની કેળવણી વિષે નિવેદન –લેખક એ. એબટ અને એસ. એચ. વૂડ) તે બન્ને એવો અભિપ્રાય દર્શાવે

છે કે કેળવણીની સંપૂર્ણ યોજનામાં સામાન્ય કેળવણી એ પ્રારંભનો અને ઉદ્યોગની કેળવણી એ પરિણતિનો ભાગ છે. સાચું જોતાં તે લોકો ઉદ્યોગની કેળવણીને સામાન્ય કેળવણીનો વિસ્તાર ગણે છે. આ બાબતમાં તેમનું અને ગાંધીજીના મતનું અંતર ઉત્તર દક્ષિણ જેટલું છે. તેઓ એવી ભલામણ કરે છે કે સંગઠિત ઉદ્યોગોના વિકાસને બરાબર દૃષ્ટિમાં રાખીને ઔદ્યોગિક શિક્ષણ આપવું જોઈએ. એથી દેશનું ઉદ્યોગીકરણ યોગ્ય રીતે થશે અને તેની સંપત્તિમાં વધારો થશે. ચારિત્ર્યનો વિકાસ તેમ જ ઘડતર કરવામાં આજની કેળવણીની પદ્ધતિ નિષ્ફળ નીવડી છે એમ તેમણે સ્વીકાર્યું છે. તેમનો દાવો એવો છે કે ઉદ્યોગની કેળવણીથી વિદ્યાર્થીઓ ઉદ્યોગી, ચોકસાઈવાળા, સ્વાશ્રયી અને પ્રત્યુત્પન્નમતિવાળા થશે, અને તેઓ એકબીજા સાથે સહકાર કરતાં શીખશે. મૅનેજરોની જગ્યા માટે તો માણસો મળી રહેવાના છે એમ માની લઈને તે બન્ને મજૂરો પર દેખરેખ રાખનાર મુકાદમો અને ખરેખર કામ કરનાર મજૂર વર્ગોનાં માણસો પૂરાં પાડવાની ચિંતા રાખે છે. તેઓ કહે છે કે, "ખરું જોતાં ઉત્પાદનમાં સફળતાની ચાવી ફોરમૅનના એટલે કે મુકાદમના હાથમાં હોય છે." વળી તેઓ જણાવે છે કે, "આજે હિંદુસ્તાનના સંગઠિત ઉદ્યોગોને કોઈ વાતની જરૂર હોય તો તે સારા કેળવાયેલા અને ઉદ્યોગનો થોડો અનુભવ મેળવી મૅનેજરની જગ્યા શોધતા માણસોની સંખ્યામાં વધારો કરવાની નથી, પણ વધારે સારી તાલીમ પામેલા ફોરમૅનોની છે." (પા. ૬૩). તેઓની આખી દૃષ્ટિ વ્યક્તિની કેળવણી પર નથી, કુદરતની સમૃદ્ધિના ભંડારોનો લાભ ઉઠાવવા ઉપર કેન્દ્રિત થયેલી છે. વળી તે બે જણ કેવળ મોટા ધનપતિઓના ધંધાઓને જરૂરી સગવડોનો વિચાર કરે છે. "અમારી એવી દૃઢ માન્યતા છે કે, સંગઠિત ઉદ્યોગોને સારી રીતે ચલાવવાનો જેમના પર આધાર છે, એવા જુદી જુદી પાયરીના માણસોની તાલીમની સગવડનો પદ્ધતિસર વિસ્તાર કરવો જોઈએ, છતાં અમને આશા છે કે, આ વિસ્તાર એટલો બધો ઝડપી નહીં થાય જેથી તે સંગઠિત ઉદ્યોગોના વિસ્તારને જ પકડી પાડે." (પા. ૪૨). લોકોના કલ્યાણમાં તેમને રસ હોય એવું તેમના નિવેદનમાં ક્યાંય દેખાતું નથી. એમણે સૂચવેલી ઔદ્યોગિક કેળવણી મોટા મોટા ઉદ્યોગોની જરૂરિયાતો પૂરી પાડવાને શરૂ થાય છે અને તે પૂરી પડી રહે એટલે બંધ પડે છે. આ નિવેદનમાં જે જાતના શિક્ષણની ભલામણ કરવામાં આવેલી છે તેવું શિક્ષણ આપવાનું કામ સરકારનું હોવું જ ન જોઈએ. સંગઠિત ઉદ્યોગોની પોતાનું ફોડી લેવાની અને પોતાને જોઈએ તેવા માણસોને કેળવી લેવાની તાકાત હોવી જોઈએ. જે તપાસ સમિતિ પાછળ પ્રજાનાં નાણાં ખર્ચાય છે તેણે મજૂરોના મોટામાં મોટા ભાગની કેળવણીમાં સુધારા કરવાના ઉપાયો અને માર્ગો સૂચવવા જોઈએ,

એવી અપેક્ષા રાખવામાં આવે તે સ્વાભાવિક છે. પણ ગામડાંના લોકોના હિતનો વિચાર તો ખેતીવાડીને લગતા શાહી કમિશનના નિવેદન(૧૯૨૮)માંથી નીચેનો ઉતારો આપીને અને તેમાંના અભિપ્રાય સાથે પૂર્ણ સંમતિ દર્શાવીને જ તેમણે પતાવી દીધો છે. "ખેડૂતોના પ્રશ્નોનો મુખ્ય ઉદ્દેશ એ છે કે તેમણે ખેતીમાં જુદા જુદા પાકો લેવા અથવા ઉત્પન્ન વધારવું," વળી, "ગ્રામોદ્યોગોની સ્થાપના કરીને ગામડાંના લોકોની સ્થિતિ સુધારી શકાય એવો સંભવ બહુ ઓછો છે."

એટલે આ નિવેદન હિન્દી સરકારના કેળવણી વિષેના હેવાલ પર મેકોલેએ કરેલી નોંધના ઉપસિદ્ધાંત રૂપે ફલિત થતું હોય અને તર્કની દૃષ્ટિએ તેમાંથી જ નીપજ્યું હોય એમ લાગે છે.

### पूर्वनी केळवणीनी पद्धति

આપણા પોતાના દેશમાં ભૂતકાળમાં કેળવણીની જે પદ્ધતિનું અનુસરણ થતું હતું તે સમગ્ર જીવનની તાલીમ સમી હતી. શિષ્ય ગુરુ પસંદ કરતો, તેની જાગ્રત નજર આગળ પોતાનું રોજિંદુ જીવન ગાળતો અને ગુરુની ભાવનાનું પાન કરતો. કેવળ આધ્યાત્મિક સાધનામાં જ નહીં પણ જીવનનાં સર્વ ક્ષેત્રોમાં આ પ્રમાણે ચાલતું હતું. જેમ કોઈ પિતા પોતાની પિતા તરીકેની ફરજોને ધંધો ગણતો નથી, તેમ ગુરુ પણ શિષ્યની કેળવણીના આ કાર્યને પોતાનો રોજી કમાવાનો ધંધો ગણતો નહોતો. ગુરુ પોતાનું જીવન જીવ્યે જતો, તેમાંથી તેની જીવનદૃષ્ટિ સ્ફુરતી, અને શિષ્ય પોતાની શક્તિ પ્રમાણે ગુરુના આચરણમાંથી જેટલું લઈ શકાય તેટલું ગ્રહણ કરતો. પોતાના શિષ્યોને પસંદ કરતી વખતે જીસસે કહ્યું હતું, "મને અનુસરો." તેણે તેમને વાંચવાનાં પાઠ્યપુસ્તકોની યાદી આપી નહોતી. તે શિષ્યોને પોતાના ગુરુને પગલે ચાલવાનું હતું. આપણી કેળવણીની પદ્ધતિ આવી છે.

### पश्चिमनी पद्धति

પશ્ચિમની વિચારસરણી અનુસાર કેળવણીને એક ધંધો ગણવામાં આવે છે, અને ધંધો એ વેપારનું કેવળ ગૌરવભર્યું નામ છે. હિંદુસ્તાનમાં આજે એ ધંધાએ છૂટક વેપારનું રૂપ પકડ્યું છે. જેમ નાના નાના દુકાનદારો નાના નાના વેપાર કરીને પોતાનો નફો કૂટી કાઢે છે, તેમ આપણા કહેવાતા પ્રોફેસરો અને શિક્ષકો રોજી મેળવે છે. ફુટકળ વેપારી મોટા વેપારી પાસેથી માલ લે છે અને ઘરાકને પહોંચાડે છે. તે જ પ્રમાણે અર્થશાસ્ત્રનો હિંદુસ્તાની પ્રોફેસર માર્શલ, પિગૂ કે સરકારી હેવાલોમાંથી પોતાનો માલ મેળવે છે અને

પોતાના વિદ્યાર્થીઓને વેચે છે. આથી વેપારીને પોતાના માલ કે ઘરાક માટે જેટલો પ્રેમ હોય છે તેથી વધારે પ્રેમ આ અધ્યાપક સાહેબોને પોતાના વિષય કે વિદ્યાર્થીઓ માટે રાખવાની જરૂર પડતી નથી. નફો અથવા પગાર એ જ પ્રોફેસરો ને શિક્ષકોનું પ્રધાન આકર્ષણ હોય છે. એ લોકોનો પગાર જીવનનિર્વાહ ચાલી રહે તેટલો જ કરી નાખવામાં આવે તો તેમનામાંના કેટલા પોતાના ધંધાને વળગી રહેશે? જૂની પદ્ધતિમાં તો દરેક ગામમાં શાળા માટે આગવી જમીન રાખવામાં આવતી હતી, અને તેની ઊપજમાંથી શિક્ષકની જરૂરિયાતોની જોગવાઈ થતી હતી. આજે આપણા ભાડૂતી શિક્ષણશાસ્ત્રીઓને પોતાના ધંધામાંથી કોઈ શહેરના માલેતુજાર વેપારીને મળે તેટલો નફો જોઈએ છે. એ નફો મળતો હોય તો જ તેને શિક્ષણના ધંધાનું આકર્ષણ રહે છે. આ વલણ આપણા દેશમાં સાચા શિક્ષણના જે આદર્શ પ્રચલિત હતા તેના વલણથી તદ્દન ઊલટું છે.

**કેળવણી વિષયક સુધારાનો ઇતિહાસ**

આ વિસંગતતા સુધારકોના ખ્યાલમાં આવી છે, પણ તેનો કોઈ ઉપાય તેમને હજી જડતો નથી. જ્યારે સવિનયભંગની લડતને અંગે વિદ્યાર્થીઓને શાળાઓ અને કોલેજોનો ત્યાગ કરવાની હાકલ કરવામાં આવી હતી, ત્યારે ખબર પડી હતી કે આપણા આગેવાનોને મન ચાલુ કેળવણી કેટલી વ્યર્થ હતી. તે વખતની ચાલુ શિક્ષણ પદ્ધતિને બદલે આપણા વિદ્યાર્થીઓને આપવા જેવું આપણી પાસે કશું જ નહોતું. તેમ છતાં સૌને એમ લાગ્યું હતું કે યુનિવર્સિટીઓની કહેવાતી કેળવણી કરતાં તો વિદ્યાર્થીઓ બિલકુલ કેળવણી ન લે તે બહેતર છે. વિદ્યાર્થીઓ શાળાઓ અને કોલેજોથી દૂર રહે એટલી વાત પણ એક લાભ સમાન જ હતી, કારણ કે એ રીતે કંઈ નહીં તો આપણા તરુણો પરદેશી સરકારે પોતાના ઉપયોગને માટે મુકરર કરેલા કારકુની ઢાળામાં ઢળાતા બચી જતા હતા.

આ પ્રારંભની સમજ કેળવાયા પછી કોઈ ને કોઈ પ્રકારનું શિક્ષણ આપવાના પ્રયત્નો થયા હતા. જુદાં જુદાં વિદ્યાપીઠો અસ્તિત્વમાં આવ્યાં. યુનિવર્સિટીઓ અને આ નવી સંસ્થાઓ વચ્ચે મુખ્ય તફાવત શિક્ષણના વાહનની પસંદગી પૂરતો જ હતો. પહેલાં અંગ્રેજીનું પ્રાધાન્ય હતું તેને બદલે હવે પ્રાંતિક ભાષાઓને મહત્ત્વ મળવા લાગ્યું. આ વસ્તુ બાદ કરીએ તો અભ્યાસક્રમમાં ઝાઝો ફેરફાર કરવામાં આવ્યો નહોતો. શિક્ષણશાસ્ત્રીઓ પ્રજાની જરૂરિયાતોને પહોંચી વળે એવી કોઈ પદ્ધતિ શોધી કાઢવા માટે ખૂબ વિચાર ચલાવી રહ્યા હતા. પરિણામે થોડાં વરસો પછી કોઈ ઉદ્યોગ કે હુન્નરના રૂપમાં

જાતમહેનતનું તત્ત્વ કેળવણીમાં દાખલ કરવામાં આવ્યું. ત્યાર પછી ધીમે ધીમે આવા શરીરશ્રમ પાછળ અરધો સમય અને બાકીનો અરધો કહેવાતા સાંસ્કારિક વિષયો પાછળ અપાતો થયો. આવું એક વરસ પહેલાં સુધી ચાલ્યું. આ શિક્ષણપદ્ધતિથી વધુ ચારિત્ર્યબળવાળા માણસો પેદા થયા, પણ આપણે તેમને હજી ગામડાંના જીવનને લાયક આદર્શ માણસો ન કહી શકીએ. આ સંસ્થાઓ મોટે ભાગે મોટાં શહેરોમાં આવેલી હતી અને તેથી તરુણો ગામડાંના જીવનથી વિખૂટા પડતા જતા હતા. મુગ્ધ તરુણો શહેરી જીવનનાં આકર્ષણો સામે ટકી શકતા નહોતા. વિદ્યાપીઠમાંથી પસાર થયા પછી વિદ્યાર્થીઓ દેશની જરૂરિયાતનો વિચાર કરતા હતા, પણ થોડો પ્રચાર અને થોડું સંગઠન બાદ કરતાં તેઓ ઝાઝું રચનાત્મક કાર્ય કરી શકતા નહોતા. ગામડાંમાં તો તેઓ બહુ બહુ તો, ‘દો દિન કે મહમાન’ થઈ શકતા. તેમની અસર ગમે તેટલી સારી પડતી હોય તોયે તે કાયમ ટકતી નહોતી.

જ્યારે અ. હિં. ગ્રા. સંઘની સ્થાપના કરવામાં આવી ત્યારે તાલીમબદ્ધ ગ્રામસેવકોની જરૂર જણાઈ. વિદ્યાપીઠની પદ્ધતિએ કામ કરી જોયું પણ વ્યર્થ નીવડયું. જરૂર એવા માણસોની હતી જેઓ ગામડાંના લોકોની વચમાં ઠરી ઠામ થઈને રહે અને પોતાની આસપાસ જ્ઞાનનો પ્રકાશ ફેલાવે, તેમ જ જેમને નસીબે ગામડાં ચોંટયાં છે એવાં માણસોને પ્રેરણા અને સમાધાન આપી શકે. પોતાના દાખલાથી બીજાને માર્ગદર્શન કરાવવાની તાલીમ પામેલા સાચા પ્રકારના ગ્રામજનોની આપણને જરૂર હતી. આપણા વિદ્યાર્થીઓ આદર્શ ગ્રામજનો બને અને ગ્રામજનોના જેવું જ સામાન્ય જીવન ગાળે એ જરૂરનું હતું જેમ કોઈ પણ ગ્રામજન પોતાની મહેનતથી કોઈ એક ધંધો કરીને નિર્વાહ ચલાવે છે તેમ તેમણે પણ કરવું જોઈએ. આ હેતુથી અમારી શાળાની નવેસરથી રચના એવી રીતે કરવામાં આવી જેથી વિદ્યાર્થીને જેને આધારે પોતે નિર્વાહ ચલાવી શકે એવો ઓછામાં ઓછો એક ઉદ્યોગ શીખી લેવાની તક મળે. આ એક ઉદ્યોગ શીખી લેવો એ આ કેળવણીનું કેન્દ્રવર્તી લક્ષણ છે, પણ એની આસપાસ એને બીજા બધા વિષયો પણ શીખવવામાં આવે છે. માણસને જીવનને માટે લાયક બનાવવાનો પ્રાચીન સિદ્ધાંત ઘણે અંશે આ પદ્ધતિમાં સમાઈ જાય છે. આ પ્રયોગનાં પરિણામોનું મૂલ્ય આંકવાનો સમય હજી પાકયો નથી. માણસ માત્ર પોતાની આસપાસનાં માણસો ઉપર સારી કે માઠી અસર પાડયા વિના રહેતો નથી. આપણે એવી વ્યવસ્થા કરી શકીએ જેથી તાલીમ પામેલા માણસોને ગામડાંઓમાં ગોઠવીને સારી અસર ફેલાવી શકીએ, તો આપણા પ્રશ્નનો ઘણોખરો ઉકેલ આવી જાય.

## સાચું મૂલ્યાંકન

### ૧. નાણાંવિષયક

એ એક દુર્ભાગ્યની વાત છે કે આપણી યુનિવર્સિટીમાંથી નીકળતા તરુણો પરદેશીઓએ આપણી સમક્ષ રજૂ કરેલા જીવનધોરણની વાંદર નકલ કરતા આવ્યા છે. એ વર્ગ પ્રત્યે ગામડાંના લોકો માનની નજરે જુએ છે એ યોગ્ય હોય કે અયોગ્ય હોય, પણ એનાં પરિણામો ભયંકર આવ્યાં છે દૂરમાં દૂર આવેલાં ગામોમાં પણ જીવનનાં મૂલ્યાંકનનાં ખોટાં ધોરણો પ્રતિષ્ઠિત થતાં જાય છે. ગામડાંના માણસો શહેરી લોકોનું અનુકરણ કરવા જતાં પોતાની આર્થિક સ્થિતિને ન પોસાય એવે ધોરણે રહેવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આને લીધે તેઓ દેવાના કળણમાં વધુ ને વધુ ઊંડા ઊતરતા જાય છે. તેઓ સુંદર સુંદર પરદેશી વસ્તુઓના મોહમાં તણાય છે એટલે રોજી આપે એવા રહ્યાસહ્યા ધંધાઓનો પણ ઝપાટાભેર નાશ થઈ રહ્યો છે. આપણે પરદેશી વસ્તુઓ જેમ જેમ વધારે ખરીદીએ છીએ તેમ તેમ આપણી બેકારી અને આપણી ગરીબાઈ વધતી જાય છે. સાચું જોતાં આપણી કેળવણીએ ગ્રામજીવનના એકેએક ક્ષેત્રને સ્પર્શ કરવો જોઈએ. ગામડાંના લોકોએ પોતાનું જીવન કેમ ગોઠવવું એ આપણે આપણા દાખલાથી બતાવવાનું છે. મૂલ્યાંકનનાં નવાં ધોરણો ઘડીને તેમનો લોકોમાં પ્રચાર કરવાનો છે. અને એ ધોરણો એવાં હોવાં જોઈએ જેથી ગામડાંના લોકોનું કલ્યાણ થાય.

### ૨. સામાજિક

આપણી નીતિરીતિ સાચા માર્ગથી એટલી વેગળી થઈ ગઈ છે કે આપણું જીવન આપણો નાશ કરી રહ્યું છે. પડછાયાનું અનુકરણ કરવા જતાં આપણે ખરી વસ્તુ ખોઈ બેઠા છીએ. થોડા સમય પહેલાં હું એક સંસ્કૃત પાઠશાળાની મુલાકાતે ગયો હતો. ત્યાંના માણસો સાચી સંસ્કારિતાથી કેટલા દૂર તણાઈ ગયા હતા તે જોઈને મને દુઃખ થયું. તેઓ અમુક મંત્રો અમુક અમુક પંથના બ્રાહ્મણોને જ શીખવતા હતા. એ કૉલેજમાં કોઈ હરિજનને દાખલ કરવામાં આવતો નહોતો એ કહેવાની તો જરૂર જ ન હોય. શું આ સંસ્કારિતા છે? આપણે અંગ્રેજો પાસે "શિક્ષણ" લેતા હોઈએ ત્યાં હિંદમાં સાચા બ્રાહ્મણો ક્યાંથી હોય? આપણે પરદેશીની ધૂંસરી નીચે હોઈએ ત્યાં સાચા ક્ષત્રિયો ક્યાંથી હોય? અંગ્રેજોના શોષણથી દેશ પિલાઈ રહ્યો હોય ત્યાં સાચા વૈશ્યો ક્યાંથી હોય? આજે આપણે ત્યાં કોઈ બ્રાહ્મણ, કે ક્ષત્રિય, કે વૈશ્ય હોય તો તે અંગ્રેજ છે. આપણી આ અધમ દશામાં, આખા જગતના અછૂતો એવા જે આપણે, તેમાંના કેટલાક પોતાના બ્રાહ્મણપણાનો દાવો કરીને જ્ઞાનની મશાલને

દૂર દૂરને ખૂણે લઈ જવાને બદલે પોતાના જ્ઞાનદીપને ટોપલા નીચે ઢાંકવા મથતા હોય, એ દશા શું સાચે જ શોચનીય નથી? આપણા દેશના આ અછૂત બ્રાહ્મણોનાં અહંકાર અને ગુમાન કરતાં વધુ હૃદયભેદક બીજું કંઈ છે ખરું? જેમ વમન કરવું એ પાચન નથી તેમ પ્રાચીન સાહિત્ય મોઢે કરવું એ સંસ્કારિતા નથી. જેમ ગાય ઘાસ ખાય છે ને તે પાછું આપણને દૂધરૂપે આપે છે, તેમ આપણે જો પ્રાચીન સાહિત્યનો અભ્યાસ કરીએ, અને આજના જમાનાના પ્રશ્નોના સંસર્ગથી તે પ્રાચીન જ્ઞાનને આચારમાં ઉતારતા હોઈએ અને આજના સમાજનાં અનિષ્ટોનું ઇષ્ટમાં રૂપાન્તર કરતા હોઈએ તો તે સાચી સંસ્કારિતા કહેવાય. ઉપસ્થિત પ્રશ્નોના સંસર્ગ વગર સંસ્કારિતા શકય નથી. પુસ્તકાલયમાં બેઠાં બેઠાં પુષ્કળ વિદ્યા મેળવી શકાય પણ સંસ્કારિતા નહીં મેળવાય. પેલી સંસ્થા માણસોને હાલતાં ચાલતાં પુસ્તકો બનાવી દેતી હતી, પણ જ્યાં સુધી તે પોતાની જાતને દુનિયાથી અળગી રાખશે ત્યાં સુધી તે સંસ્કાર નહીં આપી શકે. આવી સંસ્થાઓ પરોપજીવી હોય છે; તેમનું અસ્તિત્વ મિટાવી દેવું જોઈએ. આપણી કેળવણીની પદ્ધતિનાં આ રોગ પેદા કરનાર જંતુઓ ઉછેરનાર કેન્દ્રો છે. સાચું શિક્ષણ જાતિ અને ધર્મથી પર હોવું જોઈએ. તે માણસે ઊભી કરેલી કૃત્રિમ વાડોને વટાવી જાય. આપણે જ્યાં સુધી માણસ માત્રના ગૌરવનો સ્વીકાર ન કરીએ ત્યાં સુધી આપણે 'પવિત્ર યજ્ઞોપવીત.'નાં સૂત્રો વડે વિનાશ અને અધોગતિ જોડે જકડાયેલા છીએ. આપણે આપણી જાતને ઢંઢોળીને આવાં બંધનોમાંથી છૂટી કરવી જોઈએ. જો કોઈ માણસ પોતે પોતાના બ્રાહ્મણપણાનું ગૌરવ લેતો હોય તો તેણે જાણવું જોઈએ કે આ કૃત્રિગ ભેદોને કારણે જ દુનિયામાં હિંદુસ્તાનને લાજના માર્યાં નીચું જોવું પડે છે.

જે બ્રાહ્મણ મૂળમાં પ્રજાની વિશુદ્ધિનો સંરક્ષક અને પ્રજાની સંસ્કૃતિનો ટ્રસ્ટી મનાતો હતો તે આજે પોતાના એ અધિકારોનો દુરુપયોગ કરી રહ્યો છે અને નાનાવિધ ઉપાયોથી પોતાને પોતાના માનવબંધુઓથી અળગો રાખી રહ્યો છે. આ રીતે બ્રાહ્મણો પોતાનું જવાબદારીનું અને આગેવાનીનું પહેલાંનું સ્થાન ઝપાટાભેર ગુમાવતા જાય છે. આ તો રોગીઓના ચેપથી બચવા ખાતર કોઈ ડાકટર પોતાનો ધંધો છોડીને જંતુઓ ન પ્રવેશી શકે એવી કોટડીમાં પુરાઈ રહે તેના જેવું થયું. એવો માણસ સમાજને જોખમમાંથી બચાવવાને બદલે પોતે પરોપજીવી થઈ પડે છે.

અસ્પૃશ્યતાના અને વર્ણોની ઉચ્ચનીચતાના આ ખ્યાલોને આપણે ફગાવી દઈશું તો જ સંસ્કૃતિદેવી આપણા પર કૃપાકટાક્ષ કરવાની છે.

૩. આર્થિક

પશ્ચિમના વેપારના ગાઢ સંસર્ગને લીધે આપણે પણ સુવર્ણની પૂજાએ ચઢ્યા છીએ. આપણા દિલમાં જે અસલ સાંસ્કારિક મૂલ્યો હતાં તેને બદલે નાણાંના મૂલ્યો તેનો કબજો લઈ બેઠાં છે આપણે માનવતાનો નહીં પણ નાણાંનો વિચાર કરતા થઈ ગયા છીએ. બ્રાહ્મણ સંસ્કૃતિનાં ધોરણો ચાલ્યાં ગયાં છે અને તેમને સ્થાને પશ્ચિમની વણિક સંસ્કૃતિ ઘૂસી ગઈ છે. બ્રાહ્મણની જે કિંમત થતી હતી અને તેને જે માન મળતું હતું તેનું કારણ તેની ભૌતિક સંપત્તિ નહોતી, પણ કશાયે બદલાની આશા વગર તેણે બજાવેલી સમાજની સેવા હતી. જે કોઈ કેળવણીની પદ્ધતિમાં પ્રથમ મહત્ત્વની બાબતોને તેમનું હકનું પ્રથમ સ્થાન ન મળતું હોય તેનો આપણે વિચાર સરખો પણ ન કરવો જોઈએ. લોકોને કેળવણી આપવાના કોઈ પણ પ્રયત્નમાં બીજી બધી બાબતો કરતાં નાણાંકીય, સામાજિક અને આર્થિક સાચાં મૂલ્યાંકનનાં ધોરણોને દૃઢ કરવાનો પ્રયાસ પહેલો થવો જોઈએ

જીવનનાં વિવિધ પાસાંઓ

માણસનું જીવન અત્યંત જટિલ છે; આપણે તેને એક બીજા સાથે સંબંધ વગરના અલગ અલગ વિભાગોમાં વહેંચી નથી નાખી શકતા અથવા તેનો હપતે હપતે વિકાસ નથી સાધી શકતા. જે કેળવણી જીવનની શારીરિક, નૈતિક અને આધ્યાત્મિક બાજુઓને પડતી મૂકીને કેવળ તેની બૌદ્ધિક બાજુના વિકાસ ઉપર જ ધ્યાન આપે છે તે રાક્ષસો પેદા કરવા પાછળ મંડેલી છે એમ કહેવાય. જો સાચી કેળવણી એ આપણું ધ્યેય હોય તો આપણે એકી સાથે માણસની બધી શક્તિઓની કેળવણી પર ધ્યાન આપવું જોઈએ. આપણે વ્યક્તિનો શારીરિક, સામાજિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસ કરવાનો છે. તેણે રોજીને માટે એકાદ ધંધો શીખવાનો છે, તેણે સમાજના અંગ તરીકે જીવતાં શીખવાનું છે, તેણે માણસો અને બનાવોનું સાચું મૂલ્ય આંકતાં શીખવાનું છે. આ બધી દિશાઓમાં પ્રયત્ન ન કરવામાં આવે તો કેળવણીને કેળવણી નામ આપવાનો કશો અર્થ નથી.

આપણું કોઈ પણ કાર્ય એવું નથી જે આપણા પર ન ભૂંસી શકાય એવી છાપ ન મૂકી જતું હોય. આપણું કામ, આપણી રમતો, આપણા શોખો, ફુરસદનો સમય ગાળવાની અને આરામ લેવાની આપણી રીતો, એ બધાંની અસર સમાજને હિતકર થાય એમ આપણે ઇચ્છતા હોઈએ તો તે સર્વની પણ જાગ્રતપણે વ્યવસ્થા ને યોજના કરવી જોઈએ. મજૂરના જીવનનો મોટો ભાગ પોતાના કામની તાલીમ લેવામાં જાય છે. આપણે આપણો ઘણોખરો વખત

કમાણી કરવાની પ્રવૃત્તિમાં ગાળીએ છીએ. આપણે જો આ બાબતોની એવી વ્યવસ્થા ગોઠવી શકીએ કે વસ્તુઓ બનાવવાની ક્રિયા દરમ્યાન જ આપણી શક્તિઓ વિકાસ પામતી જાય અને આપણું જીવન સમૃદ્ધ થતું જાય, તો તેટલે અંશે સમાજની સ્થિતિ સુધરશે. યોગ્ય કામ રાષ્ટ્રને ઘસી નહીં નાખતાં તેનું સંવર્ધન કરશે. કામનું કામ જ એ છે કે જીવનના ધ્યેયને આચારમાં પ્રત્યક્ષ કરે. કેવળ કર્મકાંડમાં પુરાઈ રહેનારો ધર્મવિરોધી ધર્મ ઉપરછલ્લો હોય છે. જો ધર્મની અસર આપણા એકેએક કાર્ય ઉપર, આપણી એકેએક ક્ષણ ઉપર ન પડતી હોય તો તે ધર્મ વ્યર્થ છે. ધર્મ નામને પાત્ર નથી. 'જીવનમાં કામનું સ્થાન'વાળા પ્રકરણમાં આપણે કામનું જે પૃથક્કરણ કર્યું હતું તે ઉપરથી આપણે જોયું હતું કે વ્યક્તિના અને પ્રજાના વિકાસમાં એનો ફાળો કેટલો મહત્ત્વનો છે. જો પુખ્ત ઉંમરના માણસના વિકાસમાં કામ આટલું ઉપયોગી થઈ પડે છે તો બાળકના વિકાસમાં તો આપણે જરૂર એનો ઉપયોગ કરી શકીએ, કરવો જોઈએ.

### શિક્ષણને અંગે નાણાંની વ્યવસ્થા અને સંગઠન

આજે સરકારની નાણાકીય વ્યવસ્થા એવી છે કે કેળવણીને માટે જોઈતાં નાણાંનો આધાર આબકારી ખાતાની આવક ઉપર રહે છે. આ એક રાજકીય ચાલ છે. સિદ્ધાંતની દૃષ્ટિએ તો એમાં મૂલગત દોષો રહેલા જ છે. મધ્યવર્ગનાં બાળકો માટે ચા બનાવવા ખાતર આપણે ગરીબોનાં ઝૂંપડાંનું છાજ બાળી મૂકવાની જરૂર નથી. કોઈ પણ રાષ્ટ્ર પોતાની આમજનતાનું લોહી ચૂસીને પ્રગતિને પંથે આગળ નહીં વધી શકે. સરકારને સોંઘા કારકુનો પૂરા પાડવા ખાતર બાળકોના પિતાઓનું ખૂન કરવું અને માતાઓને વેશ્યાઓ બનાવવી એના કરતાં એવી કેળવણી વગર જ ચલાવી લેવાય એ બહેતર છે. આપણે રુક જાઓનો પોકાર ઉઠાવીને પરિસ્થિતિનો વિચાર કરવો જોઈએ. એમ કરીશું તો જ લોક-શિક્ષણનો સ્વાસ્થ્યકર માર્ગ સ્પષ્ટ દેખાશે પછી એ શિક્ષણ એવું હશે જે કોઈનો પણ નાશ કર્યા વગર નવું નિર્માણ કરશે, મૃત્યુ વગરનું સ્વાસ્થ્ય પેદા કરશે, અને લૂંટ ચલાવ્યા વગર આપણી સંપત્તિમાં વધારો કરશે. આપણામાંથી જેમને ન્યાયી હિસ્સા કરતાં વધારે મળ્યું છે તેમણે જેઓ તંગીમાં હોય તેમને ઉદાર હાથે આપવું જોઈએ. આપણી પાસે જે છે તેનાથી નહીં પણ આપણે સેવાભાવે બીજાને જે આપીએ છીએ તેનાથી આપણું જીવન સમૃદ્ધ બને છે. સારા ઝરણાવાળા કૂવામાંથી જેમ જેમ વધુ પાણી ખેંચવામાં આવે છે તેમ તેમ તે વધારે ને વધારે ચોખ્ખો થતો જાય છે.

આપણે આપણી શક્તિ ગામડાંઓ પર કેન્દ્રિત કરવાની છે. યુનિવર્સિટીના શિક્ષણને થોડો સમય રજા આપવામાં આવે તો તેથી રાષ્ટ્રને નુકસાન થવાનું

નથી. આજે સ્થિતિ એવી છે કે આપણે માથે ભાર વધી ગયો છે, આપણને જોઈએ તેના કરતાં ગ્રૅજ્યુએટો વધી પડ્યા છે. વળી તેમણે બેકારીનો પ્રશ્ન પણ ઊભો કર્યો છે, કારણ કે તેમને આપણે ઇચ્છીએ તેવી કેળવણી મળેલી નથી. જો તેમ હોત તો તો તેમને કામે લગાડવામાં કશી મુશ્કેલી ન પડી હોત. આપણું ધ્યેય આપણા ગ્રામજનોને વધુ ઉપયોગી અને કુશળ બનાવવાનું હોવું જોઈએ. તેમના મગજમાં બહારની બહુ માહિતી ઠાંસવાની જરૂર નથી. રેડિયો અને બોલપટ અમુક રીતે મદદરૂપ થાય ખરાં, પણ ગામડાંની કેળવણીનાં મુખ્ય સાધન બની શકે તેમ નથી. તેમની પાછળ થતું ખર્ચ પ્રમાણ બહારનું છે. ગામડાંની કેળવણીનું કાર્ય ગામડાંમાંથી જ ઊગવું જોઈએ, બહારથી તેમના પર લદાવું ન જોઈએ. ગામડાંઓમાં જે કોઈ વસ્તુ બહારથી દાખલ કરવામાં આવશે તેને કૃત્રિમ ટેકો આપીને નભાવવી પડશે, પણ જે કોઈ વસ્તુ અંદરથી ઊગશે તે સાચી સંસ્કારિતાનો વિકાસ કરશે અને તે સંસ્કારિતાને લીધે માણસ માણસ વચ્ચે, ગામ ગામ વચ્ચે એવા દૃઢ સંબંધો બંધાશે જેમને પરિણામે આખો દેશ એક બની જશે.

આને માટે કરવા જોઈતા જરૂરી સંગઠન ઉપર આપણે બહુ ભાર મૂકવાની જરૂર નથી. સંગઠન વસ્તુ ગમે તેટલી મહત્ત્વની હોય તો પણ, જ્યારે આપણે એક તેના ઉપર જ બધી મદાર બાંધીએ છીએ ત્યારે આપણે વ્યક્તિના પ્રભાવને વિસારે પાડીએ છીએ, અને સંગઠન ખર્ચાળ તેમ જ જડ બની જાય છે. શિક્ષણની બાબતમાં પણ કેન્દ્રીકરણથી બીજાં ક્ષેત્રોની પેઠે દૂરનાં માણસોનું નિયંત્રણ હદ બહારનું વધી જાય છે. શિક્ષણમાં કેન્દ્રીકરણનું પરિણામ એ આવશે કે જડ પદ્ધતિઓ અને નિયત ધોરણો ઊભાં થશે જે સાચા શિક્ષણને વિઘાતક થશે. એના કરતાં ગામડાનો શિક્ષક પોતાના પાડોશીઓની દેખરેખ હેઠળ કામ કરે એ વધારે સારું છે. આથી, કેળવણીના કાર્યને વરેલા મંદિરને જમીન દાનમાં આપવાની જૂની પદ્ધતિએ દરેક ગામ પોતાનું કેળવણીનું ખર્ચ ઉપાડી લે એમ કરવું એ જ લાભકારક છે. જો એ પદ્ધતિને કેન્દ્રમાંથી થતા નિરીક્ષણનો અને સલાહનો લાભ મળી રહે તો આપણો હેતુ બરાબર બર આવે, કારણ કે એવી શાળાના વ્યવસ્થાપકોને સ્થાનિક લોકમતને માન આપવું પડશે. આજે શિક્ષકને વર્ષમાં એકાદ વાર નિરીક્ષકને ખુશ કરવાનો હોય છે, અને એ નિરીક્ષણ પતી જાય પછી તે ઢીલો પડી જાય છે. આ કારણે પ્રગતિ જરાયે થતી નથી, પછી એકધારા કામની તો વાત જ શી? એકેએક ગ્રામશાળા સંસ્કારનું કેન્દ્ર અને બહારની દુનિયા સાથેના સંપર્કનું સ્થાન હોવું જોઈએ. આ કલ્પનામાં એક જ જોખમ રહેલું છે. તે એ કે શિક્ષક ગામમાં સામાજિક ભાવના પોષવી એને જ પોતાનું કામ ગણી બેસે અને બાળકો પ્રત્યેના પોતાના કર્તવ્યની

બાબતમાં કદાચ બેદરકાર થઈ જાય. શિક્ષકના કાર્યની એ સામાજિક બાજુ કેવળ એક આડપેદાશ છે, એ શાળાનું ધ્યેય નથી. આપણે માનવ સ્વભાવ ઉપર અને પોતાની જાત ઉપર શ્રદ્ધા રાખીને આપણા લક્ષ્યના ધ્રુવતારક ઉપર દૃષ્ટિ ઠેરવી આગળ વધ્યે જવું જોઈએ. આપણે વિગતોમાં કદાચ જુદા પડીશું, પણ સાચી સંસ્કારિતા કેળવવાનું અને મૂલ્યાંકનનાં ભરોસાલાયક ધોરણો વિકસાવવાનું આપણું ધ્યેય હાંસલ કરી શકીશું અને આપણી દેખીતી જુદાઈ છતાં એકતા સાધી શકીશું.

## सूचवेली योजना

સાચી કેળવણીએ કઈ દિશા લેવી જોઈએ એ વિષે હમણાં હમણાં ખૂબ ચર્ચા ચાલી છે. ગાંધીજી એવું સૂચવે છે કે કેળવણી સ્વાવલંબી હોવી જોઈએ. તેઓ લખે છે, "કેળવણી એટલે બાળક અને માણસનાં શરીર, મન અને આત્માના ઉત્તમ અંશોને પ્રગટ કરવા તે, એમ હું સમજું છું. અક્ષરજ્ઞાન આપ્યું એટલે કેળવણી પૂરી થઈ એમ ન સમજવું, ખરું જોતાં તો અક્ષરજ્ઞાન એ કેળવણીની શરૂઆત પણ નથી. એ તો સ્ત્રીપુરુષોને કેળવણી આપવાનાં સાધનોમાંનું કેવળ એક છે. અક્ષરજ્ઞાન પોતે કેળવણી નથી. એટલે હું તો બાળકના શિક્ષણની શરૂઆત તેને કોઈ એક ઉદ્યોગ શીખવવાથી કરું જેથી તેની કેળવણી શરૂ થાય તે ક્ષણથી જ તે કંઈ પેદા કરતું થાય. આમ દરેકે-દરેક શાળાને સ્વાવલંબી બનાવી શકાય, શરત એટલી કે આ શાળામાં બનેલી વસ્તુઓ રાજ્યે ખરીદી લેવી જોઈએ.

"હું માનું છું કે આ પદ્ધતિથી માણસના મનનો અને આત્માનો ઉચ્ચમાં ઉચ્ચ વિકાસ સાધી શકાય તેમ છે. માત્ર દરેક ઉદ્યોગનું આજે થાય છે તેમ કેવળ યાંત્રિક ઢબે નહીં પણ શાસ્ત્રીય ઢબે શિક્ષણ આપવું જોઈએ, એટલે કે દરેક ક્રિયા શા માટે અને કયા હેતુથી કરવામાં આવે છે તે બાળકને સમજાવું જોઈએ. હું કંઈક આત્મવિશ્વાસથી આ લખી રહ્યો છું કારણ કે એની પાછળ અનુભવ પડેલો છે. જ્યાં જ્યાં કાર્યકર્તાઓને કાંતતાં શીખવવામાં આવે છે ત્યાં ત્યાં આ પદ્ધતિનો ઓછેવત્તે અંશે ઉપયોગ થાય છે. મેં જાતે એ પદ્ધતિએ ચંપલકામ અને કાંતણ શીખવ્યાં છે અને તેનાં પરિણામ સારાં આવ્યાં છે. આ પદ્ધતિમાં ઇતિહાસભૂગોળના જ્ઞાનને બાદ રાખવામાં નથી આવતું. પણ મારો એવો અનુભવ છે કે મોઢેથી સામાન્ય માહિતી આપવામાં આવે તો જ એ વિષયો સારામાં સારી રીતે ભણાવી શકાય છે. લેખન વાંચન કરતાં આ રીતે દસ ગણું વધારે જ્ઞાન આપી શકાય છે. બાળકને જ્યારે રુચી લાગે ત્યારે પાછળથી મૂળાક્ષરો શીખવી શકાય. આ સૂચના ક્રાંતિકારી

છે. પણ એથી પુષ્કળ મહેનત બચી જાય છે અને જે શીખતાં બાળકને ઘણો લાંબો સમય લાગે એમ હોય તે તે એક વરસમાં શીખી જાય છે. બેશક, વિદ્યાર્થી ઉદ્યોગ શીખતો હોય ત્યારે સાથેસાથ ગણિત પણ શીખતો જાય છે.

"હું પ્રાથમિક શિક્ષણને સૌથી વધારે મહત્ત્વ આપું છું. મારી કલ્પના એવી છે કે પ્રાથમિક શિક્ષણ એટલે આજનું મેટ્રિકનું ધોરણ ઓછા અંગ્રેજી. જો આપણી કૉલેજમાં ભણતા બધા વિદ્યાર્થીઓ એકાએક પોતાનું જ્ઞાન બધું વીસરી જાય, તો એ થોડા લાખ કૉલેજિયનોની વિસ્મૃતિને લીધે જે ખોટ જાય તે ૩૦ કરોડની પ્રજાને વીંટી વળેલા અંધારસાગરને કારણે એ પ્રજાએ જે ખોટ ખમી છે અને આજે પણ ખમી રહી છે તે ખોટને હિસાબે કંઈ વિસાતમાં નથી. કરોડો ગ્રામજનોમાં પ્રવર્તી રહેલા અજ્ઞાનનો ખ્યાલ કેવળ તેમની નિરક્ષરતાના માપથી નહીં આવી શકે."

બાળકોની કેળવણી પ્રાથમિક ભૂમિકાઓમાં સ્વાવલંબી નહીં થાય. તેઓ જે વસ્તુઓ બનાવશે તે ઘણુંખરું વેચવા લાયક નહીં હોય. રાજ્ય તે વસ્તુઓને ખરીદી લે એ તો એ ખોટ પૂરવાનો એક નવો ઉપાય માત્ર થાય છે, અને તે ઉપાય લેવાથી બાળકોની કેળવણી સ્વાવલંબી થાય છે એમ જો આપણે માનીશું તો તે આત્મવંચના થશે. ગાંધીજીનો સ્વાવલંબનનો અર્થ એવો નથી કે બાળકની કેળવણીનો દરેક વર્ષનો ખર્ચ તે વર્ષ દરમિયાન તેણે બનાવેલી વસ્તુઓના વેચાણમાંથી નીકળી રહેવો જોઈએ. નાણાંની આવી દૃષ્ટિ ખૂબ સંકુચિત છે, અને એ જરાયે સાચી નથી. અહીં મૂલ્યનો બહુ વ્યાપક અર્થ લેવાનો છે. કેવળ પૈસાની દૃષ્ટિથી જ બાળકની કેળવણીની કિંમત આંકવાની નથી પણ તે સારી રીતે કેળવાયેલા નાગરિક તરીકે ભવિષ્યમાં જે સેવા બજાવશે તેને પણ લેખામાં લેવી જોઈએ. આજે ગામડાંની શાળામાં બાળકને લેખન વાંચન અને ગણિતનું જે શિક્ષણ મળે છે તે એટલું કાચું હોય છે કે થોડાં વરસમાં જ તે ભુલાઈ જાય છે અને એ બાળકની કેળવણી પાછળ ખરચાયેલાં નાણાં અને સમય તદ્દન નકામાં ગયાં છે એમ વખત જતાં માલૂમ પડે છે. પણ એ નાણાં અને સમયનો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવ્યો હોય તો વર્ગનાં બાળકોએ બનાવેલી વસ્તુઓમાંથી દર વર્ષે વર્ગનું બધું ખર્ચ ભલે ન નીકળે, પણ સાત વર્ષના શાળાજીવન દરમિયાન બાળકોએ તૈયાર કરેલી કુલ વસ્તુઓમાંથી શિક્ષકનો પગાર નીકળી રહેવો જોઈએ. પહેલાં બે વરસોમાં ખોટ આવશે, ત્યાર પછીનાં ત્રણ વરસોમાં સરભર થઈ રહેશે, અને છેલ્લાં બે વરસોમાં, બાળકને જો બરાબર તાલીમ મળી હશે તો, એટલો નફો રહેવો જોઈએ જેથી પહેલાં બે વરસની ખોટ પુરાઈ જાય. આ ઉપરાંત, અગાઉ કહેવાઈ ગયું છે તે મુજબ, એક બાળકને કેળવીને સારો

નાગરિક ઘડી શકાય તો તેની તાલીમ પાછળ રાજ્યે ગમે તેટલી મૂડી ખર્ચી હશે તેનો બદલો મળી ગયો છે એમ કહેવાય. બાળકને જો કાંતણ, રંગાટ કામ, વણાટ, દરજી કામ, બરૂડિયાનું કામ, કુંભાર કામ, મોચી કામ, લુહાર કામ, ધાતુ કામ, કાગદી કામ, ગોળ બનાવવાનું, તેલ પીલવાનું, મધમાખ ઉછેરવાનું વગેરે સ્થાનિક માંગ હોય એવા ઉદ્યોગો શીખવવામાં આવે તો બાળકની બનાવેલી વસ્તુઓનું વેચાણ કરવામાં ઝાઝી મહેનત નહીં પડે. કારીગરનો વાણોતર પણ પહેલા જ દિવસથી પોતાનું ખર્ચ કાઢતો નથી. થોડા વખત સુધી તેની તાલીમમાં ખોટ જવાની જ. પ્રાથમિક ભૂમિકા વટાવ્યા પછી તે કંઈક ઉપયોગી વસ્તુ બનાવતો થાય છે. ત્યારથી માંડીને તે પોતાની તાલીમનું ખર્ચ બરાબર કાઢતો થાય છે. આ પ્રાથમિક ભૂમિકાના ખર્ચને પહોંચી વળવા માટે સરકારે નાણાંની જોગવાઈ કરવાની રહેશે, અથવા તો લોકોએ એ જ કામને માટે કોઈ મિલકત અલગ કાઢીને અનામત રાખવી જોઈશે. અંગ્રેજી રાજ્યની કર નાખવાની પદ્ધતિએ ગામડાંની શાળાઓની જડ ઉખેડી નાખી ત્યાં સુધી પૂર્વે આ જ રીતે એ વહેવાર ચાલતો હતો. પણ તરુણ પેઢીની કેળવણી સંભાળવાની ફરજ રાજ્યને માથે, રહેવી જોઈએ. આજે આપણી એવી સ્થિતિ છે કે આપણી આને અંગેની મુશ્કેલી સ્વાભાવિક નથી, રાજકીય રમતથી ઊભી થયેલી આર્થિક મુશ્કેલી છે. એટલે એનો ઉપાય પણ રાજકીય રીતે તેનો ઉકેલ શોધવામાં રહેલો છે, એ મુશ્કેલી અનિવાર્ય છે એમ માની લઈને ચાલવામાં નથી. શિક્ષક પોતે સારી તાલીમ પામેલો હોવો જોઈએ. તેને પણ પૂરતો એટલે કે શરૂઆતમાં રૂા. ૨૫) જેટલો પગાર મળવો જોઈએ. શાળાનો સમય અને સત્રો ગામની પ્રવૃત્તિઓ સાથે મેળ સાચવીને ગોઠવવાં જોઈએ. કાપણીની મોસમમાં જ્યારે ખેતરમાં ઘણું કામ હોય ત્યારે શાળામાં રજા રાખવી જોઈએ.

## યોજનાની સામાન્ય રૂપરેખા

વર્ધા યોજના અથવા આજે તેને જે નામે ઓળખવામાં આવે છે તે નામ દઈએ તો બુનિયાદી તાલીમ બાળકને માટે તેનાં સાતથી ચૌદ વર્ષ સુધીનાં સાત વર્ષ ચાલે તેવો ફરજિયાત પાયાનો અભ્યાસક્રમ સૂચવે છે. એમાં શિક્ષણનું માધ્યમ કાંતણ જેવો ઉદ્યોગ રહેશે અને તેની આસપાસ બધા વિષયો શીખવવામાં આવશે. બાળકનું રોજેરોજનું જીવન તેમ જ તેની કેળવણીના માધ્યમરૂપ ઉદ્યોગ સાથેના અનુબંધો, અને બાળકની સામાજિક અને ભૌતિક પરિસ્થિતિ એ બધામાંથી તેનાં બધાં ક્ષેત્રોનાં જ્ઞાનને વ્યવસ્થિત કરવાના પ્રસંગો મળી રહેશે. જે ધોરણે પહોંચવા ધાર્યું છે તે આજના મૅટ્રિકના ધોરણ બાદ

અંગ્રેજી જેટલું છે. બાળક ચીતરતાં શીખે ત્યાર પછી જ તેને લખતાં શીખવવાનો પ્રયત્ન કરવામાં આવશે. પહેલાં વાંચતાં શીખવવામાં આવશે. બાર વરસની ઉંમર પછી, બાળકને કોઈ ઉદ્યોગ ધંધા તરીકે પસંદ કરવાની છૂટ આપવામાં આવશે. ચૌદ વરસની વયે તે એક કુશળ કારીગર તરીકે તૈયાર થઈ જાય એવો આ યોજનાનો ઉદ્દેશ નથી, પણ વિદ્યાર્થીને એટલી તાલીમ જરૂર મળી ગઈ હશે જેથી તે જેમાં પોતાની શક્તિનો પરચો બતાવી શકે એવા કોઈ ધંધામાં દાખલ થઈ શકે.

આ યોજનાનો કેન્દ્રવર્તી વિચાર એ છે કે બાળકનો બૌદ્ધિક વિકાસ ઔદ્યોગિક તાલીમ મારફતે સાધવો. આજની પદ્ધતિ સામાન્ય શિક્ષણ ઉપર ભાર મૂકે છે અને તેના ઉપર ઔદ્યોગિક કેળવણીનું ચણતર કરવાનો આશય રાખે છે. આમાં બૌદ્ધિક શિક્ષણ જ્યારે પહેલું આવે છે ત્યારે આપણે, એક રીતે જોતાં, બાળકના હાથપગ બાંધી લઈએ છીએ અને તેથી તે અવહેવારુ બની જાય છે. પાછળથી તેને આપણે ગમે એટલી તાલીમ આપીએ તોપણ બાળપણમાં એનાં અંગોને જે પક્ષાઘાત લાગી જાય છે તે કેમે કરીને મટતો નથી. અનુભવના પાયા વગરનું શિક્ષણ કેવળ યાદદાસ્ત કેળવવાની કસરત જેવું બની જાય છે. એનાથી કોઈ પણ પ્રકારની પહેલ કરવાની વૃત્તિ કે વ્યક્તિત્વ ખીલતું નથી.

### પરીક્ષાઓ

આ યોજનામાં પરીક્ષાનો બોજો વિદ્યાર્થીઓ ઉપર નહીં પણ શિક્ષકો ઉપર પડશે. વિદ્યાર્થીના જીવન ઉપર શિક્ષકે ચોવીસે કલાક નિયંત્રણ રાખવાનું છે અને તેથી તેને એકેએક બાળકના ઘર સાથે તેમ જ આખા ગામ સાથે ઓતપ્રોત થવું પડશે. શિક્ષકના કામની અસર તેના વિદ્યાર્થીઓનાં ઘરની અને ગામની સ્થિતિ ઉપર પડ્યા વિના રહેવાની નથી.

### સ્ત્રીઓનો હિસ્સો

આપણે બાળકનો સ્વાભાવિક શારીરિક વિકાસ કેમ થાય છે તેના ઉપર તેમ જ તેના માનસિક, નૈતિક અને આધ્યાત્મિક વિકાસ ઉપર પણ નજર રાખવાની છે. પહેલાં બાળક રૂપરંગ અને ગતિમાં રસ લેતું થાય છે અને પછી તે વસ્તુઓ છે તેવી જ કેમ છે તે સમજવાનો પ્રયત્ન કરે છે. ત્યાર પછી તે વસ્તુઓને પોતે ઇચ્છે તેવી બનાવી શકે છે કે કેમ તે બાબત પ્રયોગો કરી જુએ છે. આમ તે રમતમાંથી પરીક્ષણમાં અને પરીક્ષણમાંથી સર્જનમાં પ્રગતિ કરે છે. આપણે જો દરેક બાળકની શ્રેષ્ઠ શક્તિઓને પ્રગટ કરવા માગતા હોઈએ તો આપણી કેળવણીની યોજનામાં વિકાસની આ ત્રણે ભૂમિકાની જોગવાઈ

હોવી જોઈએ. એટલા માટે એ જરૂરનું છે કે શિક્ષક બાળકોના ભાવો સાથે સમરસ થાય અને તેમની સાથે ભળી શકે એવી લાયકાતવાળો હોય. સ્ત્રીઓની પ્રકૃતિ અને કુદરતી શક્તિ એવી છે કે તેઓ સામાન્ય રીતે પહેલી ભૂમિકાનાં બાળકોને વધુ સારી રીતે સમજી શકે છે. સ્ત્રીઓમાં શિક્ષણનો પ્રચાર નથી તેને કારણે હિંદમાં કેળવણીને ઘણું વેઠવું પડે છે. માતાઓની બાળકોને કેળવવા જેટલી લાયકાત હોતી નથી, તેમ જ શાળાઓમાં શિક્ષિકા તરીકે કામ કરવા માટે સુશિક્ષિત તરુણ સ્ત્રીઓ મળતી નથી. મને લાગે છે કે જો આપણે શાળાઓમાં સુધારા કરવા હોય તો પહેલું પગલું છોકરીઓને અને તરુણ સ્ત્રીઓને કેળવવાનું લેવું જોઈએ, કારણ કે નવી પેઢીની સંભાળ રાખવાનું કામ કુદરતી રીતે જ તેમના હાથમાં આવવાનું છે. જ્યાં સુધી આપણે સ્ત્રીઓમાં કામ કરવાની શરૂઆત નહીં કરીએ, ત્યાં સુધી પુરુષો ગમે તેટલી યોજનાઓ ઘડ ઘડ કરશે તે બધી ફોગટ જવાની છે, કારણ કે બાળકની કુમળી વય વીતી ગયા પછી જ તે પુરુષના સંસર્ગમાં આવે છે. આઠ વરસથી નીચેનાં બાળકોને ભણાવતી દરેકેદરેક ગ્રામશાળા સ્ત્રીઓના હાથમાં હોવી જોઈએ. આપણે એટલે સુધી કહી શકીએ કે વિરલ અપવાદ બાદ કરતાં એવી શાળાઓમાં કોઈ પુરુષને શિક્ષક તરીકે રાખવો જ ન જોઈએ.

બાળકના વિકાસની બીજી ભૂમિકાએ આપણને એવા માણસો શિક્ષકો તરીકે જોઈએ છે જે વિદ્યાર્થીઓને વિચાર કરવાને પ્રેરે અને પ્રાકૃતિક ઘટનાઓનાં કારણો અને હેતુઓ સમજાવી શકે. ન્યૂયોર્ક સ્ટેટમાં મજૂર મહાજનોના સમવાય સંઘ તરફથી ચાલતી એક શાળા જોવાની મને તક મળી હતી. તે શાળામાં બાળકો અને શિક્ષકો બધા ભેગા જ રહેતા હતા, અને બાળકો ખોરાકની વસ્તુઓ પૂરી પાડવામાં અને બીજાં ઘરકામોમાં ભાગ લેતાં હતાં. તેમની પોતાની અલગ ગોશાળા હતી. એક શિક્ષક તે સંભાળતા હતા અને થોડાં બાળકો તેને મદદ કરતાં હતાં. લગભગ અગિયાર વરસની ઉંમરના વિદ્યાર્થીઓના અર્થશાસ્ત્રના વર્ગમાં હું હાજર રહ્યો હતો. તે દિવસનો વિષય 'ગાયની ખરીદી' હતો. આશરે દસેક વરસના એક બાળકે વર્ગને હાથમાં લઈ લીધો; શિક્ષક મારી સાથે પાછલી હારમાં બેઠા હતા. તે છોકરાએ (આપણે તેને હેન્રી કહીશું) પોતે ગોશાળા સંભાળનાર શિક્ષક (બિલ) સાથે પાસેના હટવાડામાં ગાય ખરીદવા ગયો હતો ત્યારે પોતાને જે અનુભવ થયો હતો તે કહી સંભળાવ્યો. વર્ગનું કામ આ પ્રમાણે ચાલ્યું: "આપણી ગાયો આપણને બધાંને ચાલે તેટલું દૂધ દેતી નથી એટલે બિલ અને હું લિલામમાં ગાય ખરીદવા ગયા હતા." એક વિદ્યાર્થીએ પૂછ્યું કે, લિલામ એટલે શું? પેલાએ જવાબ આપ્યો, "લિલામ એટલે જેમાં વેચવાની વસ્તુની કિંમત પહેલેથી

ઠરાવવામાં આવેલી ન હોય એવી દુકાન. દુકાનદાર એક વસ્તુ બહાર કાઢે છે, અને જે લોકોને તે ખરીદવી હોય તેઓ પોતે તેની શી કિંમત આપવા તૈયાર છે તે કહે છે, અને જે વધારેમાં વધારે કિંમતે માગણી કરે છે તેને દુકાનદાર તે વસ્તુ આપી દે છે." ત્યાર પછી 'માગણી'ની સમજૂતી આપવામાં આવે છે. પછી બીજા એક વિદ્યાર્થીએ પૂછ્યું કે જુદા જુદા માણસોએ જુદી જુદી કિંમતે કેમ માગણી કરી? એટલે હેન્રીએ જવાબ આપ્યો, "અમે જે ગાય લાવ્યા તેની માગણી ૭૫ ડૉલરથી શરૂ થઈ હતી અને ૧૨૦ ડૉલરે બિલને નામે ત્રણ વાર પોકરીને તેને આપી દેવામાં આવી હતી." ત્રણ વાર પોકારવાની સમજૂતી આપ્યા પછી તેણે કહ્યું, "પહેલો માણસ ૭૫ ડૉલર આપવા તૈયાર થયો. પછી બીજા માણસો વધવા લાગ્યા, વધતાં વધતાં બિલે ૧૨૦ ડૉલર કહ્યા ત્યાર પછી કોઈ આગળ વધવા તૈયાર ન થયું એટલે ગાય બિલને આપી દેવામાં આવી." બીજા એક વિદ્યાર્થીએ પૂછ્યું કે, ૧૨૦ ડૉલરથી વધુ આપવા કેમ કોઈ તૈયાર ન થયું? એટલે હેન્રીએ કહ્યું કે લિલામ શરૂ થયા પહેલાં જે લોકો એ ગાય ખરીદવા માગતા હતા તેમણે એ ગાયનો પૂર્વ ઇતિહાસ જાણી લીધો હતો, અને એ ગાય વરસમાં કેટલું દૂધ દે છે, શું શું ખાય છે, બીજું શું ખર્ચ લાગે છે, વગેરે માહિતી તેમણે મેળવી લીધી હતી, અને તેની કેટલી કિંમત આપી હોય તો તે દૂધમાંથી પાછી મળી રહે તેનો હિસાબ કાઢ્યો હતો. આમ વધુમાં વધુ કેટલા ડૉલર અપાય તેનો અડસટ્ટો સૌએ કાઢી રાખ્યો હતો અને તે મર્યાદા આવી ગઈ એટલે તેઓ વધતા અટકી ગયા. આ બધી વસ્તુઓનો વિચાર કરવામાં આ બાળકોએ જે એક આખો કલાક ગાળ્યો હતો તેથી તેમની શક્તિ એટલી ઉત્તેજિત થઈ હતી જેટલી આડમ સ્મિથથી માંડીને માર્શલ સુધીના અર્થશાસ્ત્રીઓના સિદ્ધાંતો ગોખ્યા હોત તોયે ઉત્તેજિત ન થાત. જ્યારે સિદ્ધાંતો અનુભવના પાયા ઉપર ઘડવામાં આવે છે ત્યારે તેને લીધે બાળક ધીમે ધીમે સર્જન અને મૌલિકતાની બીજી ભૂમિકાએ પહોંચી જાય છે.

આજની શિક્ષણપદ્ધતિ મૌલિક વિચારકો ઉત્પન્ન કરી શકતી નથી. આપણી યુનિવર્સિટીના ગ્રૅજ્યુએટો પણ ત્રીજી ભૂમિકાએ પહોંચતા નથી. આ ઊણપને કારણે જ આપણે બંધિયાર પાણીની પેઠે સડ્યા કરીએ છીએ. આપણે અત્યાર પહેલાં જોઈ ગયા છીએ કે આપણને આપવામાં આવતી કેળવણી આપણને કારકુન બનાવવાને યોજવામાં આવી હતી અને કારકુન થવા માટે મૌલિક વિચારશક્તિની જરૂર હોતી નથી. એ ભૂમિકાએ પહોંચવા માટે તો થોડી પહેલ કરવાની વૃત્તિ અને પુષ્કળ આત્મવિશ્વાસ જોઈએ. શિક્ષકોએ તો કેવળ પાસે ઊભા રહીને નજર રાખવાની હોય છે અને સૂચન કરવાનું હોય છે.

કળા સાથેના કોઈ પણ પ્રકારના સંબંધ વગર ઔદ્યોગિક કેળવણી સંપૂર્ણ ન થાય. આપણી કેળવણીના આ ભાગ ઉપર કવિવર રવીન્દ્રનાથે ધ્યાન આપ્યું છે. દરેકેદરેક ગ્રામશાળામાં લોકગીતો, સંગીત અને કળા ઉપર ભાર મૂકવો જોઈએ. ધંધાના અથવા હસ્ત-ઉદ્યોગના પાયા ઉપર આવી ગ્રામશાળાઓ સ્થાપવામાં આવે, અને તેમને કળાની મદદ મળે, તો તે શાળાઓનો અભ્યાસક્રમ ગમે તેટલો સાદો રાખવામાં આવ્યો હોય તોયે તેમાંથી ચારિત્ર્ય-સંપન્ન અને સ્વાભિમાની સ્ત્રીપુરુષો બહાર પડ્યા વિના નહીં રહે. એ વ્યક્તિઓ રેશમની ગાદી ઉપર આળોટવાનું મળે તેટલા ખાતર પરદેશી માલિકોના પગ આગળ મિયાંઉ મિયાંઉ કરતી નહીં ફરે, પણ પોતાનાં માથાં કોઈની આગળ નમાવશે નહીં, તેઓ સ્વતંત્રવૃત્તિની હશે, અને સાધારણ જનતાના રંક જીવનમાં સમરસ થવા તૈયાર રહેશે. જનતાની સુદૃઢ સંસ્કૃતિના વિશાળ પાયા ઉપર પ્રભાવશાળી રાષ્ટ્ર નિર્માણ કરવા માટે આપણે આપણી બધી શક્તિ કેન્દ્રિત ન કરીએ તો ભવ્ય રાષ્ટ્રમંદિર ખડું કરવાનો આપણો પ્રયત્ન વ્યર્થ જવાનો છે. જે રાષ્ટ્રનાં મૂળ પોતાની સંસ્કૃતિમાં ઊંડાં ઊતરેલાં નથી હોતાં તે કદી જગતનાં રાષ્ટ્રોમાં આગલી હરોળમાં પોતાનું સ્થાન મેળવી નહીં શકે. ઉછીનાં પીછાં ખોસી મોર ન થવાય. આપણે જગતનાં સાહિત્ય, કળા અને સંગીતમાં આપણો ફાળો આપવાનો છે.

બેશક, ગાંધીજીએ સૂચવ્યું છે તે મુજબ, કૉલેજનું શિક્ષણ સ્વાવલંબી બનાવવું જોઈએ. ખેતીવાડીની કૉલેજ પોતાને મળેલી જમીનની ઊપજ ઉપર જો ન નભી શકે તો પોતે જે હેતુ માટે સ્થપાઈ છે તેને જ ખોટો ઠરાવે છે. એ જ પ્રમાણે બીજી બધી ધંધાને લગતી અને ટૅક્નિકલ કૉલેજોએ પણ પોતે પોતાનું ખર્ચ ઉઠાવી લેવું જોઈએ.

# પ્રકરણ ૧૯ મું

# પૌર્વાત્ય લોકશાહી

આજે આપણા દેશમાં લોકશાહી બંધારણ ઘડવાની વાતો ચાલી રહી છે, ત્યારે લોકતંત્રનો પાયો જે સિદ્ધાંતો ઉપર રચાયેલો છે તેનો અને તેવું તંત્ર પ્રાપ્ત કરવા માટે જુદે જુદે સમયે થયેલા પ્રયત્નોનો ટૂંકમાં વિચાર કરી લેવાનું અપ્રસ્તુત નહીં લેખાય.

માનવજાતના મુક્તિદાતા અબ્રાહમ લિંકનના "લોકો ઉપર લોકોના હિતમાં લોકોએ ચલાવેલું રાજ્ય" એ શબ્દો આપણને પરિચિત છે. લોકતંત્રના ખૂબ સંકુચિત અર્થની ચર્ચા કરતાં જોન સીલીએ તેની સમજૂતી એવી આપી છે કે "જે રાજ્યમાં બધાનો ભાગ હોય તે" લોકતંત્ર. વળી એ. વી. ડાઈસીએ જે વ્યવસ્થામાં "રાજ્ય ચલાવનાર મંડળમાં આખી પ્રજાના મોટા ભાગનો સમાવેશ થતો હોય" તે વ્યવસ્થામાં લોકતંત્ર જોયું હતું. આ બધાના ખ્યાલમાં લોકતંત્રનું કેવળ રાજકીય સ્વરૂપ હતું.

પણ લોકતંત્રના સિદ્ધાંતોની અથ ને ઇતિ રાજકારણમાં આવી જતી નથી. એટલું જ હોત તો લોકતંત્ર ક્યારનુંયે ચીમળાઈને લૉર્ડ બ્રાઈસે વર્ણવેલા રાજ્યતંત્ર જેવું બની ગયું હોત, જેમાં "નાગરિકોનું શારીરિક બળ અને મતાધિકાર એક હોય છે." એ અંતે સરમુખત્યારશાહી નીવડે. એથી ઊલટું લોકતંત્રનાં સાચાં બીજ જીવનનાં એકેએક ક્ષેત્રમાં અંકુરિત થાય છે અને ફૂલે ફાલે છે. આથી એ વિષયની ચર્ચા કરવામાં અમે ધાર્મિક, સામાજિક અને આર્થિક ક્ષેત્રોને પણ સમાવી દઈશું.

લોકતંત્ર લોકોના આખા જીવનમાં વ્યાપી જાય એમ કરવું હોય તો તેની સ્થાપના કેવળ રાજકીય કટોકટીને પહોંચી વળવા ખાતર નહીં, પણ સનાતન સિદ્ધાંતોના પાયા પર થવી જોઈએ ફ્રેંચ રાજ્યક્રાંતિ દરમ્યાન એવા સિદ્ધાંતોના પાયા પર લોકશાહીની સ્થાપના કરવાનો પ્રયત્ન થયો હતો અને તે "સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા"ના ઘોષરૂપે વ્યક્ત થયો હતો. જો આ ત્રણે સિદ્ધાંતોને વહેવારમાં ઉતારવા હોય તો એવો સમાજ સ્થાપવો જોઈએ જેમાં એ સિદ્ધાંતો આચરવા જતાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચે અથડામણ ન થાય. ઉદાહરણ તરીકે સ્વતંત્રતા નિરંકુશ હોઈ જ ન શકે. દરેક માણસે પોતાની સ્વતંત્રતાનો અમુક અંશ સમાજના હિતને ખાતર છોડી દેવો પડે છે, અને છેવટે પોતાને તે ત્યાગથી લાભ થયો છે એવી તેને ખાતરી થશે.

અને જ્યાં સુધી પ્રકૃતિમાં ભેદ છે ત્યાં સુધી સંપૂર્ણ સમાનતા અલબત્ત શક્ય નથી. એટલે સમાનતાનો આપણે કેવળ શાબ્દિક અર્થ ન કરવો જોઈએ.

સાચા લોકતંત્રમાં સમાજની રચના એવા પ્રકારની કરવી જોઈએ જેથી વ્યક્તિના વિકાસને પૂરો અવકાશ મળે અને છતાં દુર્બળ લોકોના હિતનું સંરક્ષણ થાય અને તેમને મદદ કરીને અંતે એકેએક વ્યક્તિની સમાનતા સ્થપાય. આથી બંધુતાની એવી ભાવના અસ્તિત્વમાં આવશે કે કોઈ કોઈનું શોષણ નહીં કરે. સંપૂર્ણ સમાજમંદિરની રચના તેના બધા ઘટકોના પ્રગતિના આદર્શને વ્યક્ત કરે એવી હોવી જોઈએ. કોઈ વ્યક્તિ કે વ્યક્તિસમૂહ બીજા ઉપર વર્ચસ્વ જમાવે તે જ ક્ષણે લોકતંત્રનું અસ્તિત્વ મટી જાય છે. લોકતંત્ર સંતોષકારક રીતે ચલાવવું હોય તો તેની રચના હિંસા, બળ અથવા આર્થિક સત્તામાંથી ઉદ્‌ભવતી શક્તિના પાયા ઉપર નહીં પણ ન્યાય, સત્ય, અહિંસા અને પ્રેમના સનાતન તત્ત્વોને પ્રત્યક્ષ કરવાની લોકોમાં વ્યાપેલી આકાંક્ષાના પાયા ઉપર થવી જોઈએ. એમ થશે પછી એ સમાજતંત્રનું કામ આપોઆપ, વ્યક્તિનિરપેક્ષ અને ખબર ન પડે એ રીતે ચાલ્યા કરશે.

સમાજ જીવંત દેહવિશિષ્ટ વ્યક્તિ છે એવું સૂચવનારી ભાષાનો આપણે ઉપયોગ કરીએ તો એમ કહેવાય કે આ પ્રકારનું લોકતંત્ર સ્થાપવું હોય તો સમાજે એ આદર્શોને એટલી હદ સુધી પચાવવા પડશે કે, તેમનો વહેવાર પ્રયત્નપૂર્વકનો નહીં પણ સ્વાભાવિક થઈ જશે. જે માણસ સાઇકલ ઉપર બેસતાં શીખે છે તે સભાન પ્રયત્ન કરીને પોતાના શરીરનાં હલનચલન ઉપર કાબૂ રાખે છે. તેના મગજના હાથમાં સુકાન હોય છે. દિશાના ફેરફાર પ્રમાણે સાઇકલની ગતિમાં તેનું મગજ જોઈએ એટલી ઝડપથી તેના હાથ પાસે ફેરફાર કરાવી શકતું નથી, એટલે તેની સાઇકલ વાંકીચૂકી ને ખચકા ખાતી ખાતી ચાલે છે. જ્યારે કોઈ દક્ષ સાઇકલ ચલાવનારને તો પોતે સાઇકલ ઉપર બેઠો છે એનુંયે વિશેષ ભાન હોતું નથી. સાઇકલને કાબૂમા રાખવાનું કામ જોઈતા અભ્યાસને પરિણામે તેના મગજ પાસેથી તેના જ્ઞાનતંતુઓ પાસે ચાલ્યું ગયું છે. તેની સાઇકલ કોઈ પણ જાતના સભાન પ્રયત્ન વિના લગભગ આપોઆપ ચાલે છે, ભાનપૂર્વક થતા વિચારથી ચલાવાય તેના કરતાં વધુ ઝડપથી ચાલે છે. આથી તે છટાથી અને તદ્દન સીધી રેખામાં સાઇકલ ચલાવે છે. એ જ પ્રમાણે જો સમાજે પોતાનું કાર્ય સરળ રીતે અને અવારનવાર આવતી ઊથલપાથલો વગર ચલાવવું હોય તો નિયંત્રણ બહારથી નહીં પણ અંતરમાંથી આવવું જોઈએ. આવી સ્થિતિને આંતરિક લોકતંત્રનું નામ આપીશું.

શિખાઉ સાઇકલ ચલાવનારનું નિયંત્રણ અમુક ક્રિયાઓ પૂરતું જ મર્યાદિત હોય છે કારણ કે તેની હિલચાલને તેની શક્તિઓ ભાનપૂર્વક દોરે છે. એ જ

પ્રમાણે જ્યાં લોકતંત્રના સિદ્ધાંતો લોકોના હાડમાં ઊતરી ગયા હોતા નથી અને સમાજને સુકાન આગળ બેઠેલી અમુક એક કે વધુ વ્યક્તિઓ દોરતી હોય છે ત્યાં દોરવણી બાહ્ય હોય છે, અને તેથી આપોઆપ સ્વાભાવિક રીતે સમાજનું કામ ચાલતું નથી. એવા સમાજની વ્યવસ્થાનું બાહ્ય સ્વરૂપ ભલે લોકશાહી હોય પણ એ આંતરપ્રેરણાનું કાર્ય નથી. એવી સમાજ વ્યવસ્થાને આપણે 'બાહ્ય લોકતંત્ર' કહી શકીએ. आवां लोकतंत्रो रातोरात ऊभां करी शकाय पण आंतरिक लोकतंत्रो अस्तित्वमां आवतां युगना युग वही जाय छे. आ बीजा प्रकारनां लोकतंत्रो ज काळना प्रवाहनी सामे टकी शके छे.

ખૂબ વ્યાપક મતાધિકાર એ આજે જાણીતાં થયેલાં બાહ્ય લોકતંત્રોનું પ્રધાન લક્ષણ છે. એથી ઊલટું, આંતરિક લોકશાહીનો પાયો લોકોના પોતાના સંકલ્પ ઉપર રચાયેલો હોય છે. એ સંકલ્પ કેવળ મતરૂપે નહીં પણ સાચી વહીવટી સત્તાના અધિકાર રૂપે પ્રગટ થાય છે. જેમ ઘણાખરા માણસો ચોરી નથી કરતા તેનું કારણ જેલમાં જવાની બીક નથી, પણ બીજા માણસોના હકને વિષે તેમણે પોતાના અંતરમાં કેળવેલો એક પ્રકારનો આદર છે, તેમ દરેક વ્યક્તિ પોતાની રાજીખુશીથી જ્યારે સમાજના હિતને ચહાતી અને તે મુજબ વર્તન કરતી થશે ત્યારે આપણે આંતરિક લોકશાહીના આદર્શને સિદ્ધ કર્યો હશે. ત્યાર પછી મતદાર મંડળોની જરૂર નથી પડતી, તેમાં દરેક વ્યક્તિના હાથમાં અમુક મર્યાદિત પ્રમાણમાં રાજ્યસત્તા આવે છે.

જ્યારે આપણે જુદી જુદી માનવ-પ્રજાઓ ઉપર નજર ફેરવીએ છીએ, અને લોકતંત્રનો વિકાસક્રમ નિહાળીએ છીએ, ત્યારે તે તે પ્રજાની પરિસ્થિતિ અને વિકાસના પ્રમાણમાં જ તેના લોકતંત્રનો વિકાસ થયેલો આપણને માલૂમ પડે છે

દક્ષિણ યુરોપની ગરમ આબોહવા સામાજિક જીવનને અને ગામડાંનાં ઝૂમખાંબંધ ઝૂંપડાંના સમૂહજીવનને અનુકૂળ આવી. તેમાંથી ગ્રીસ અને રોમની નગરસંસ્કૃતિઓ પ્રગટ થઈ. પણ યુરોપના ઉત્તર અને પશ્ચિમના ઠંડા તેમ જ વેરાન પ્રદેશોમાં વ્યક્તિના અલગપણા પર ભાર મૂકનારાં છૂટાં છૂટાં ખેતરો ઊભાં થયાં. આ સંજોગોમાં અપેક્ષા સહેજે રહે કે સમાજનું નેતૃત્વ અમુક એક વ્યક્તિના હાથમાં જાય અને તે કડક શિસ્ત અને જેની સામે તકરાર ન ઉઠાવી શકાય એવી આજ્ઞાઓનું પાલન કરાવીને પોતાનું કામ ચલાવે. આવી પરંપરામાંથી જેમાં મતદારોના ગુણ કરતાં સંખ્યાનું મહત્ત્વ વધારે હોય એવું પાર્લમેન્ટની પદ્ધતિનું કેવળ નામધારી લોકતંત્ર જન્મે એ સ્વાભાવિક છે. એ જ પ્રમાણે ધર્મની બાબતમાં પશ્ચિમનો સમાજ પોપને, સામાજિક જીવનમાં

રાજદરબારોને, અને આર્થિક ક્ષેત્રમાં મૂડીદારોને આગેવાન માને છે. જ્યાં સુધી આવા નાના નાના સમૂહોના હાથમાં સમાજની આગેવાની રહેશે ત્યાં સુધી એકબીજાનાં હિત વચ્ચે વિરોધ જાગે જ અને એ લોકતંત્રો તેમ જ અમુક વ્યક્તિ કે નાના સમૂહના સરમુખત્યારી એ બેમાં ફેર નહીં રહે. ખરી વાત તો એવી છે કે આપણે જો આવા લોકતંત્રનું ઉપરનું આવરણ કાઢી નાખીએ તો અંદરથી ખોપરીની માળા ધારણ કરનારો જંગલી ટોળીનો આગેવાન આપણી નજરે ચડશે. લોકશાહીનું બાહ્ય આવરણ ગયું એટલે હિટલરો અને મુસોલિનીઓ પ્રગટ થવાના. આવરણ નાબૂદ થતાં ઇંગ્લંડનું પ્રધાનમંડળ પણ મૂડીદારોના સૂત્રસંચાલન પ્રમાણે નાચે છે એ દુનિયાની નજરમાં ઉઘાડું પડી જાય છે, અને આપણને સમજાય છે કે આમ જનતાને રાજકાજમાં ભાગ્યે જ કંઈ સાચો ભાગ મળે છે. રાજ્યતંત્ર પાય એટલું પાણી પીનાર આમ જનતાના અજ્ઞાન ઉપર આવાં લોકતંત્રો ફૂલેફાલે છે. આગેવાન ગણાતો સમૂહ કે વર્ગ પોતાના શિષ્ટાચાર, મોભો અને ખાસ કેળવેલી સામાજિક રીતભાતોને જોરે સામાન્ય લોકોથી અળગો રહે છે. તેમનો શિષ્ટાચાર અને રીતભાત પણ આમ જનતા પૂરતાં તો સંપર્ક વધારવાને બદલે અંતર વધારવાનું કામ કરે છે.

બાઇબલમાંના ભલા સેમેરિટનની પેઠે સાચા લોકતંત્ર અને સાચી સંસ્કારિતાએ જાતિ જાતિ વચ્ચેના અને એવા જ બીજા અંતરાયો દૂર કરવામાં મદદરૂપ થવું જોઈએ પણ પશ્ચિમનાં લોકતંત્રો સંઘનિષ્ઠા અનુસાર ભેદો ઉપર વધારે ભાર મૂકે છે. આજે આપણે પ્રજા પ્રજા વચ્ચે ભૌગોલિક, જાતિગત, અને ધાર્મિક વાડાઓ અને એક જ પ્રજામાં પણ વર્ગભેદ જોઈએ છીએ. આને લીધે એક પ્રજા વિરુદ્ધ બીજી પ્રજા અને એક વર્ગ વિરુદ્ધ બીજો વર્ગ ઊભો કરીને સત્તાની સમતુલા જાળવવા માટે ડામાડોળ વાતાવરણ ખડું કરવાનું શક્ય બન્યું છે. બર્ટ્રાન્ડ રસેલ કહે છે તે પ્રમાણે: "જે અરાજક સ્થિતિને આપણા વડવાઓ "યુરોપનાં સ્વાતંત્ર્યો" કહેતા હતા તેને ટકાવી રાખવામાં ઇંગ્લંડે આજ સુધી ખૂબ નિર્ણાયક ભાગ ભજવ્યો છે." કાર્લ માર્ક્સ જેવો સમાજવાદી પણ માને છે કે યુરોપનાં રાજ્યોની સંસ્કૃતિ ચઢિયાતી છે એટલે તેઓ ગરમ પ્રદેશોને લૂંટે એ ન્યાય્ય છે. જ્યાં આવી સંકુચિત રાષ્ટ્રપૂજા પ્રવર્તતી હોય અને જ્યાં, તેને પરિણામે, માતૃત્વને પણ દારૂગોળાનું કારખાનું બનાવી દેવામાં આવ્યું હોય, ત્યાં આપણને 'સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા'નું દર્શન શી રીતે થવાનું હતું? સંકુચિત નિષ્ઠા પર ભાર મૂકનારાં અને લોકોમાં ભાગલા પાડનારાં આવાં વ્યક્તિપ્રધાન કે સમૂહ-પ્રધાન રાજ્યતંત્રો સ્વાભાવિક રીતે કલહો ઊભા કરે છે અને તેમાંથી રાષ્ટ્ર રાષ્ટ્ર

વચ્ચે વિખવાદ જાગે છે. પશ્ચિમમાં ધર્મની બાબતમાં પણ આવી જ સ્થિતિ છે. આ જ જાતની પ્રસુપ્ત સમૂહનિષ્ઠામાંથી બીજાને વટલાવવાની ઝંખના અને બીજા ધર્મો સામેની પાદરીઓની જેહાદ પેદા થાય છે.

આપણે પૂર્વ તરફ આવીએ છીએ એટલે લોકતંત્રનો ઇસ્લામી નમૂનો જોવાનો મળે છે. એ લોકતંત્ર ચોક્કસ પ્રાથમિક અને બાહ્ય લોકતંત્રની ભૂમિકાને વટાવી ગયું છે અને આંતરિક લોકતંત્રની ભૂમિકામાં તેણે પ્રવેશ કર્યો છે. અહીં લોકોના જીવનનું નિયમન કોઈ વ્યક્તિ કે સમૂહના ફરમાન મુજબ નથી થતું, પણ રાય અને રંક, સંસ્કારી અને જંગલી, કાળા અને ગોરા બધા સુધી ' સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા 'ને પહોંચાડવા મથનાર, કેટલેક અંશે ધાર્મિક અને કેટલેક અંશે રાજકીય એવા એક મિશ્ર સમાજતંત્ર દ્વારા થાય છે. મક્કાના પયગંબરને બધાએ માનવાના છે એટલી એક મર્યાદા જો જતી કરીએ તો એ સમાજવ્યવસ્થા લગભગ સાર્વત્રિક થાય એટલે દરજ્જે પહોંચેલી છે. એમાં સામાજિક, આર્થિક, રાજકીય, જાતિગત, અને ભૌગોલિક અંતરાયોને હઠાવી દેવામાં આવ્યા છે, પણ એના ધાર્મિક વાડાનો કોટ અભેદ્ય છે.

એ જ પ્રમાણે ચીનમાં અને ( અર્ધા સૈકા પહેલાં બાહ્ય લોકતંત્ર સ્વીકાર્યું તે દિવસ સુધી ) જાપાનમાં પણ આપણને આંતરિક લોકતંત્ર જોવાનું મળે છે. ઇસ્લામી લોકતંત્રમાં જેમ ધર્મનું બંધન હતું તેમ આ મંગોલિયન લોકતંત્ર અમુક ઠકરાતી પદ્ધતિને અને જાતિગત અળગાપણાની વૃત્તિને કારણે આદર્શોની સિદ્ધિ સુધી પહોંચતું પહોંચતું રહી ગયું. આ બે મર્યાદાઓમાં ત્યાંના લોકોનું જીવન આપણા દેશમાં જોવામાં આવતી સમાજવ્યવસ્થાને બહુ જ મળતી આવતી સમાજવ્યવસ્થા મુજબ ચાલતું હતું. આ આંતરિક તંત્ર વ્યક્તિનિરપેક્ષ હોય છે અને તે વ્યક્તિઓનો વિચાર કર્યા વગર પોતાનું કામ કર્યે જાય છે. બર્ટ્રાન્ડ રસેલ આંતરરાષ્ટ્રીય ઝઘડા ટાળવા ખાતર મોટાં સ્વયંસંપૂર્ણ રાજ્યો સ્થાપવાની હિમાયત કરે છે ત્યારે તે મંગોલિયન પ્રકારના લોકતંત્ર તરફ ઢળતા લાગે છે

આપણા પોતાના દેશમાં લોકોનું રાજકીય જીવન કેવા પ્રકારનું હતું તેનું ચિત્ર આપણને નીતિશાસ્ત્રો અને પુરાણોમાંથી મળે છે. લોકોનું રોજિંદુ જીવન કોઈ બહારના દબાણથી નિયંત્રિત થતું નથી, પણ ખુદ લોકોના હાડમાં ઊતરી ગયેલા કંઈક અંશે સામાજિક, કંઈક અંશે ધાર્મિક, કંઈક અંશે રાજકીય એવા એક સમાજતંત્ર દ્વારા નિયંત્રિત થાય છે. આપણા ખંડના જુદા જુદા લોકોને એકત્ર રાખનાર વસ્તુ આ છે. પશ્ચિમના જે લોકો બાહ્ય લોકતંત્રનાં ચશ્માંમાંથી આપણને જુએ છે, તેમને અહીંનાં ભાષા, રીતરિવાજ અને ભૌગોલિક સ્થિતિમાં ભાગલા પાડનારાં તત્ત્વો જ દેખાય છે, અને તેઓ કહે છે કે આપણા

લોકોમાં એક્તાયે નથી અને રાજકીય ભાવના પણ નથી, કારણ કે આપણા લોકો કોઈ આગેવાન કે પક્ષને આંધળા થઈને અનુસરે એવું લાગતું નથી અને બાહ્ય લોકતંત્ર તો આ બધાં વગર બરાબર ચાલી જ શકતાં નથી. અને તેમ છતાં આપણા પ્રાચીન ગ્રામવહીવટમાં સાચા લોકતંત્રનું ઠીક ઠીક આગળ વધેલું સ્વરૂપ જોવાનું મળે છે, જે ઉપર આપણે જે પૂર્ણ આંતરિક લોકતંત્રની વાત કરી ગયા તેની ઘણી નજીક પહોંચ્યું હતું. આંતરિક લોકતંત્રમાં જાતિના, રંગના કે પ્રદેશના ભેદો જેવા ભૌતિક ભેદો કાયમી અસર પાડી શકતા નથી. આપણું લોકતંત્ર એટલું વીર્યવાન અને સર્વસંગ્રાહક હતું કે ચઢી આવેલા અને પરદેશી લોકોને પણ પોતામાં સમાવી દેતાં તેને મુશ્કેલી પડી નથી. આગળ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આ લોકતંત્રના સિદ્ધાંતો સામાજિક નિયમો અને સંસ્થાઓ મારફતે યુગયુગ થયાં લોકોના જીવનમાં અને વિચારમાં વણાઈ ગયા છે. રાજા હશે તોયે તે આખા સમાજયંત્રમાં ગૌણ ચક્રરૂપે હશે. શુક્રનીતિ કહે છે તે પ્રમાણે, રાજાઓ મોભાદાર પોલીસો અને કાયદા ઘડનારાઓ છે. સાચો રાજ્યકારભાર લોકોના હાથમાં છે. ગ્રામપંચાયત જેવી વિકેન્દ્રિત નાની નાની સંસ્થાઓ સ્થાનિક લોકોના જીવનને લગતા પ્રશ્નોનો નિકાલ લાવે છે. પંચાયતની સત્તાનો આધાર લોકોએ તેના પર મૂકેલો વિશ્વાસ હોય છે, અને એ વિશ્વાસ એના સભ્યોના ગાઢ અંગત પરિચય ઉપરથી જન્મે છે. એને ગુનેગારને કેદ કરવાની સત્તા નથી પણ ગ્રામદ્રોહી ઠરાવવાની સત્તા છે. એના નિર્ણયો બહુમતીથી કરવામાં આવતા નથી, પણ વિરુદ્ધ મત ધરાવનાર લઘુમતીને સમજાવી લઈને સર્વાનુમતીથી કરવામાં આવે છે. આવું રાજ્યતંત્ર ખરેખર અંતરના નિયમનથી ચાલતું રાજતંત્ર ગણાય, કારણ કે એમાં ખરેખરા વહીવટી નિર્ણયો લેવાની સત્તા ખુદ લોકોના પોતાના હાથમાં હોય છે.

એથી ઊલટું, એકકેન્દ્રી રાજ્યતંત્ર લોકો દ્વારા ચાલતું ન હોઈ શકે, વળી લોકોના હિતમાં તે ચાલતું હોય એવું તો ભાગ્યે જ બને **जो राज्यतंत्र लोको चलावे एवुं राखवुं होय तो ते नानामां नाना गामडा सुधी पहोंचवुं जोईए. केवळ मताधिकारनो गमे एटलो विस्तार करवाथी . आ हेतु सिद्ध नहीं थाय.**

ઉપરાંત, કોઈ સમૂહ, ગમે તેટલો અનાસક્ત હોય તોયે, જે બાબતોમાં તેના અંગત હિતનો બીજાં હિતો સાથે વિરોધ હોય તેવી બાબતોમાં નિષ્પક્ષપાતપણે વર્તી નહીં શકે. આવી બાબતોના ફેસલા માટે સમયની બાબતમાં પણ અનાસક્તિ કેળવવી જોઈએ અને આપણી જૂની રાજ્યવ્યવસ્થામાં હતું તેમ તેનું નિયમન વ્યક્તિનિરપેક્ષ નિયમો અને સંસ્થાઓ મારફત થવું જોઈએ.

એમ કરવાથી, દુર્બળ અને ગરીબ લોકોના હિતનું રક્ષણ થાય છે. દા. ત., સંયુક્ત કુટુંબની પદ્ધતિ એ સંપત્તિની વહેંચણીમાં સમાનતા લાવવાનો અને સમાજના ઓછા કુશળ માણસોની જોગવાઈ કરવાનો પ્રયત્ન કહી શકાય. મહેનતાણું અનાજના રૂપમાં ચૂકવવાની બહુધા પદ્ધતિ દરેક જણને નિર્વાહનાં ઓછામાં ઓછાં સાધન ખાતરીપૂર્વક મેળવી આપવાની યુક્તિ હતી એમ કહી શકાય. આમ જીવનનું એક પણ ક્ષેત્ર એવું નહોતું જેને માટે આખી વ્યવસ્થામાં જોગવાઈ ન હોય. સૈકાઓ પહેલાં હિંદુસ્તાને આવું આંતરિક લોકતંત્ર ખડું કર્યું હતું. તેનું કામ જો વ્યક્તિનિરપેક્ષ ભાવે અને વિકેન્દ્રિત રીતે ન ચાલતું હોત તો આપણી સંસ્કૃતિ જીવનના નાનાવિધ વાશફેરાનો આજસુધી સામનો કરી ન શકત. આંતરિક લોકતંત્રની આ શુદ્ધ કલ્પનામાં જ્યારે અસમાનતા અને ભેદભાવ દાખલ થયાં, સંસ્કૃતિના સંરક્ષકો પોતાની ફરજો ભૂલી ગયા અને ખાસ વર્ગોના અધિકારોને મહત્ત્વ મળવા લાગ્યું ત્યારે વિનાશનાં બીજ અંકુરિત થયાં અને આપણો દેશ પરદેશી આક્રમણોનો ભોગ થઈ પડ્યો

આપણા લોકતંત્રના પાયામાં વિકેન્દ્રીકરણ રહેલું હતું, અને એ મહાન સિદ્ધાંતને આપણા લોકોએ જીવનના એકેએક ક્ષેત્રમાં વહેવારમાં ઉતાર્યો હતો. ધર્મના ક્ષેત્રમાં પણ, હિંદુધર્મ કરતાં વધુ વિકેન્દ્રિત અને તેથી કરીને આચાર, વિચાર અને ઉપાસનાની બાબતોમાં વધુ સહિષ્ણુ ધર્મ મળવો મુશ્કેલ છે. સમાજતંત્ર ઉપર વર્ણાશ્રમધર્મનું નિયંત્રણ હતું, અને તેનો અર્થ એ થયો કે પ્રત્યેક વ્યક્તિનું કર્તવ્ય સમાજમાંના તેના વિશિષ્ટ સ્થાન અનુસાર નક્કી થતું હતું. આર્થિક ક્ષેત્રમાં કુદરતે માણસને જુદી જુદી શક્તિઓ આપી છે, એટલે ઇચ્છામાં આવે તેમ કરવાની છૂટને કારણે સબળાઓ દુર્બળોનું શોષણ કરી ખાતા હતા. પણ વર્ણવ્યવસ્થામાં થયેલા શ્રમવિભાગને પરિણામે એ શોષકવૃત્તિ ઉપર અંકુશ મુકાતો અને હરીફાઈમાં ફેર પડતો.

મૌલિક સિદ્ધાંતોનો વિચાર કરીને આવા અંકુશો અને પ્રતિઅંકુશો મૂકીને हिन्दुस्ताने साचा आंतरिक लोकतंत्रने खूब मळती आवे एवी स्थिति प्राप्त करी हती, अने तेणे जे राज्यव्यवस्था ऊभी करी हती, ते साचे ज ग्रामजनोनुं, ग्रामजनोना हितमां ग्रामजनो मारफते चालतुं राज्य हतुं.

આમ છતાં એમાં એક દોષ હતો. વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે સમાજમાંના પોતાના વિશિષ્ટ સ્થાનને કારણે પ્રાપ્ત થતાં કર્તવ્યો બજાવવાની જે દૈવી અને સનાતન યોજના છે તે પ્રમાણે વર્તવાથી જ માણસ મોક્ષ મેળવી શકે છે. આ વ્યવસ્થામાં વ્યક્તિનું કશું મહત્ત્વ નથી. તેને સમાજના એક અંગ તરીકે જે કંઈ મહત્ત્વ મળતું તે મળતું. સુંદર જળધોધના અંગરૂપ જળબિંદુ જેવી

તેની સ્થિતિ હતી. જળનું બિંદુ તો વહી જાય છે, પણ જળધોધ શાશ્વત રહે છે. વ્યક્તિનું હિત સર્વોપરી નથી. સમાજ એ જ મહત્ત્વની વસ્તુ છે, અને વ્યક્તિને ગમે એટલી અગવડો થાય તોયે સમાજનું હિત સાધવાનો પ્રયત્ન થવો જોઈએ. પણ આદર્શ લોકતંત્રમાં વ્યક્તિની આ પ્રકારની ઉપેક્ષા ન થઈ શકે, કારણ કે વ્યક્તિઓનો જ સમાજ બનેલો છે, અને વ્યક્તિનો વિકાસ સાધવો એ જ બધા માનવ પુરુષાર્થનું લક્ષ્ય છે. જ્યારે આપણે એવી સમાજવ્યવસ્થા ઊભી કરી શકીશું જેમાં પોતાના વ્યક્તિત્વનો સંપૂર્ણ વિકાસ સાધવાનો દરેક વ્યક્તિને પૂરો અવકાશ રહેશે, અને પોતાનો વિકાસ સાધવામાં તે બીજાનો પણ વિકાસ સાધતી હશે, ત્યારે આપણે આદર્શ માનવ રાજ્યવ્યવસ્થાને પહોંચીશું.

ઉપરના વિવેચન ઉપરથી માલૂમ પડે છે કે પશ્ચિમનાં લોકતંત્રો હજી એવી ભૂમિકા ઉપર છે જ્યાં વ્યક્તિઓ કે નાના નાના સમૂહોના હાથમાં નેતૃત્વ હોય છે અને જેની સત્તાને પીઠબળ હિંસાનું હોય છે. પૂર્વનાં લોકતંત્રો આંતરિક ભૂમિકાએ પહોંચ્યાં છે, પણ તે બધાં હજી ધર્મના કે એક ગામના ક્ષેત્ર પૂરતાં જ મર્યાદિત છે અને વ્યક્તિઓ સુધી પહોંચી શકયાં નથી અને એટલે અંશે તે બધાં સાચા લોકતંત્રના આદર્શને પહોંચી શકયાં નથી. જ્યારે દુનિયા પ્રગતિ કરતી કરતી એવી ભૂમિકાએ પહોંચશે, જ્યાં દરેક જણ પોતાના અંતરના આદર્શ પ્રમાણે વર્તતો હશે, પોતાના સ્વધર્મમાં રત હશે અને આખા સમાજતંત્રનો પાયો સત્ય અને અહિંસા હશે, ત્યારે આપણે લિંકનના બાહ્ય લોકતંત્રના આદર્શને આંતરિક લોકતંત્રની ભૂમિકાએ પહોંચાડયો હશે, આપોઆપ ચાલતું લોકતંત્ર પ્રાપ્ત કર્યું હશે, જે વ્યક્તિનું, વ્યક્તિના હિતમાં અને વ્યક્તિ દ્વારા ચાલતું રાજ્ય હશે, અને એકંદરે જોતાં તે લોકોનું, લોકોના હિતમાં અને લોકો મારફતે ચાલતું રાજ્ય હશે.

# પ્રકરણ ૨૦ મું

## આંતરરાષ્ટ્રીય સુલેહ

આપણે છઠ્ઠા પ્રકરણમાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ઝઘડા જગાડનાર જુદાં જુદાં કારણોની ચર્ચા કરી ગયા છીએ, અને જોઈ ગયા છીએ કે આર્થિક ઉત્પાદનની પદ્ધતિઓ, અને માંગ પહેલાં ઉત્પાદન, એ બધાંને પરિણામે ઊભી થતી ગૂંચોમાં આ ઝઘડાનાં બીજ રહેલાં છે. એ પછીનાં પ્રકરણોમાં આપણે લોકોમાં આર્થિક પ્રવૃત્તિઓને વહેંચી નાખનાર ઉત્પાદનની રીતોની ચર્ચા કરી છે. જ્યાં આ પ્રકારનું વિકેન્દ્રીકરણ હોય છે ત્યાં એવા નાના નાના ઉત્પાદકો ભેગા થઈને આંતરરાષ્ટ્રીય શાંતિને જોખમમાં નાખી શકતા નથી. કાચો માલ જ્યાં મળતો હશે તે પ્રદેશમાં જ તેનો ઉપયોગ કરવામાં આવશે, અને તેમાંથી બનેલી વસ્તુઓ તે પ્રદેશના લોકોમાં ખપાવી દેવામાં આવશે. જો કંઈ નામનો આંતરરાષ્ટ્રીય વેપાર હશે તો તેનું પ્રમાણ નજીવું હશે અને તેને માટે કાચા માલના ઉત્પાદન ઉપર અંકુશ રાખવાની જરૂર નહીં રહે. વળી જે માલ પેદા થશે તે પણ એટલો છૂટો છવાયો અને ઓછો હશે કે તેને ખપાવવા માટે 'પછાત પ્રજાઓને સુધારવાની' જરૂર નહીં પડે. સ્વાભાવિક માંગ પ્રમાણે વસ્તુઓ પૂરી પાડવામાં આવશે અને માંગ તેમ જ ઉત્પાદન વચ્ચે મેળ રાખવા માટે હિંસાનો ઉપયોગ કરવાની જરૂર નહીં પડે. દરેક માણસને તેની મહેનત ગમે તેટલી ઓછી હશે તોપણ તેનું ફળ મળી રહેશે, અને હિંસાની મદદથી એકને ભોગે બીજાને તાલેવંત બનાવવાની તક નહીં મળે. જો સ્ત્રીઓ માંગ ઉપર નિયંત્રણ રાખતી થઈ જાય તો ઉત્પાદન સ્વાભાવિક રીતે ચાલવા માંડે, અને દુનિયામાં એક લગભગ નિરુપયોગી વસ્તુના ડુંગરા ખડકાઈ જાય અને બીજી જરૂરી વસ્તુ મળે જ નહીં, એવું દૃશ્ય આપણને જોવાનું નહીં રહે. તે જ પ્રમાણે સમાન તુલા સ્થાપવા માટે આપણે હિંસાનો આશરો નહીં લેવો પડે. માણસ પોતાના આત્માના આવિર્ભાવની અંતઃપ્રેરણાને પોતાના રોજ રોજના કામમાં જ ચરિતાર્થ થતી અનુભવશે, અને તેને વધુ પરિશ્રમ કરવાને પ્રેરવા માટે હિંસાની જરૂર નહીં પડે. વળી કાચા માલનાં ક્ષેત્રો ઉપર કે બજારો ઉપર પણ હિંસાના સાધન વડે કાબૂ મેળવવાની જરૂર નહીં રહે. માનવ મૂલ્યોની ભાવના દૃઢ થઈ હશે એટલે આર્થિક પ્રવૃત્તિ ન્યાય્ય માર્ગે ચાલ્યા કરશે. આમ હોવાથી, આંતરરાષ્ટ્રીય હરીફાઈ, ઈર્ષ્યા, અને ચડસાચડસીના મૂળમાં રહેલાં કારણોને આપણે બેકાર બનાવી દઈશું. જેટલે અંશે એ કારણો નાબૂદ થશે,

અથવા જેટલે અંશે તે બધાં ઓછાં થશે તેટલે અંશે યુદ્ધ ફાટી નીકળવાનો સંભવ પણ મર્યાદિત થશે. આપણે જો આટલું કરી શકીએ, તો એમાંથી માનવપ્રગતિ, શાંતિ અને બધી પ્રજાઓની આબાદી સાધી શકાશે.

## અહિંસક માર્ગ

આપણે જો યુદ્ધને ટાળવા માગતા હોઈએ તો આપણે આપણી અર્થ-વ્યવસ્થા એવી રીતે યોજવી જોઈએ જેથી તેનું કામકાજ સાચે માર્ગે ચડાવવા માટે અવારનવાર ક્રાન્તિ કે ઊથલપાથલ કરવાની જરૂર ન પડે. માણસ પોતાના જીવનમાં જેટલે અંશે હિંસાનો ત્યાગ કરે છે તેટલે જ અંશે તે પશુ કરતાં ચડિયાતો થાય છે. ભગવાન બુદ્ધના જમાનાથી હિંદુસ્તાને અહિંસાનો આદર્શ પોતાની સમક્ષ રાખેલો છે. હિંદુઓની સંસ્કૃતિની પરિપક્વતાને કારણે તેમણે સ્વભાવની એક પ્રકારની મીઠાશ કેળવી છે, તેથી તેઓ સ્વાભાવિક રીતે જ માણસ માણસ વચ્ચેના સંબંધમાં હિંસાને ટાળે છે. આજે દેખાવ જુદો થાય છે છતાં એટલું નિશ્ચિત છે કે જગત ઉપર પાશવબળનો દોર કાયમ કદી ચાલવાનો નથી.

રાક્ષસી કદનાં મેમથ અને ડીનોસોરને પણ નબળા પણ બુદ્ધિશાળી માણસને માગ આપવો પડ્યો હતો. એ જ રીતે જે અનિષ્ટ બળો આજે જગતમાં પોતાની આણ વર્તાવતાં દેખાય છે તેમને પણ સાંસ્કારિક અને આધ્યાત્મિક બળો આગળ નમતું આપવું પડશે. આપણે જો શાંતિ અને માણસ માણસ વચ્ચે સદ્ભાવ ફેલાય એવી સમાજરચના જગતમાં દાખલ કરવા માગતા હોઈએ તો લોભ અને લાલસા ઉપર અંકુશ મૂક્યા વગર છૂટકો નથી. રાષ્ટ્રવ્યાપી પાયા ઉપર આ વસ્તુ સિદ્ધ કરવી હોય તો મોટા પાયા ઉપરના ઉદ્યોગોમાંથી નફાની ભાવનાનો છેદ ઉડાવી દેવો જોઈએ, અને એમ કરવા માટે બધા જ એકકેન્દ્રી ઉદ્યોગોની માલકી અને નિયંત્રણ રાજ્યના હાથમાં રાખવાં જોઈએ. હસ્તોદ્યોગો અને ગૃહોદ્યોગો મોટે ભાગે અહિંસક હોય છે, નફાની ભાવના સાથે પણ એ ખાનગી વ્યક્તિઓના હાથમાં રહે એમાં કંઈ નુકસાન નથી. કારણ કે એમાં નફાને મર્યાદા હોય છે અને સામાન્ય રીતે શોષણને અવકાશ હોતો નથી. કદાચ એમ બને કે એવા સમાજમાં જીવનની જરૂરિયાતો ખૂબ ઓછી રાખવી પડે, પણ ભૌતિક વસ્તુઓની માલકી કરતાં પણ વધુ મહત્ત્વની બાબતોનો માણસે ખ્યાલ રાખવાનો છે.